ખંડેરાવ અને તેના હાથ નીચે નવો ઠરાવેલો સરદાર એ બને જણા ઉપરની લડાઇમા જય પામ્યા પછી તરતજ મરણ પામ્યા ત્ર્યંબકરાવ




ગાયકવાડના રાજ્યની સુમારે ૮૬૦૦ ચોરસ મૈલ જમીન છે ૨૯૩૧ ગામ વસ્તી આસરે બાવીશલાખ માણસની અને પેદાસ દોઢ કરોડ રૂપિયાની થાય છે આ રાજ્યને 'શ્રીમતસરકારસેના ખાસખેલ સમશેર બહાદુર"નો ખિતાબ છે મહારાણી શ્રી વિક્ટોરિયાએ કૈસરેહિંદનુ પદ ઈ સ ૧૮૭૭ ની તા ૧ લી જાન્યુઆરીને રોજ ધારણ કર્યુ ત્યારે દિલ્હીના દરબારમા મહારાજા સયાજીરાવ ગયા હતા તે વખતેતે મને 'ફરજંદે ખાસી દોલત ઇગ્લીશિયા" નિ વિશેષ પદવિ આપીછે બ્રિટિશ સરકાર તરફથી દેશી અને વિલાયતી લશ્કરની સલામતી અને ૨૧ તોપ ફોડી મા આપવામા આવેછે

"કૈસરેહિંદ" તરફથી હિંદુસ્થાનના મોટા મોટા રાજ્યને બાદશાહી વાવટો પ હોચાડવામા આવ્યો છે તે ગુજરાત કચ્છ અને કાઠિયાવાડના ની ઃ લખ્યા રા જ્યને આપવામા આવ્યો છે

ભાડાને તેના બાપની જગ્યાએ સેનાપતિનો પોશાક[૫] આપવામાં આવ્યો, અને જંકાજી ગાયકવાડના દીકરા પિલાજીને, તેના કાકા દામાજીને જે અધિકાર આપવામાં આવ્યો હતો તે આપ્યો. ત્યાર પછી થોડે વર્ષે ઉદાજી પંવાર કરીને એક બીજો ઉપયોગી પક્ષકાર હતો, તે મરાઠા અશ્વાર ગૂજરાત અને માળવામાં લઇ આવ્યો અને ગૂજરાત પ્રાન્ત લુણાવાડા સુધી લૂંટીને ત્યાં આગળ રાજ્યની સ્થાપના કરી; અને ભોજના વંશની રાજગાદીનો કબજો કરી લઇને તેજ વંશનું નામ ધારણ કર્યું. સુજાતખાનને ગૂજરાતના સૂબા સરબુલંદખાનના હાથ નીચે આ વેળાએ ઠરાવવામાં આવ્યો હતો અને નીજામુલ્મુલ્કને પ્રાંતના અધિકાર ઉપરથી કાઢાડી મૂક્યો હતો એટલા માટે તેનો કાકો હામેદખાન તેની સામે થયો. હામેદખાને મરાઠા સરદાર કંતાજી કદમ બાન્ડેને ચોથ આપવાની કબૂલ કરી એટલે તે ઓથે આવવાને તૈયાર થયો, અને આ બંને સરદારોએ પોતાની ફોજ એકઠી કરીને સુજાતખાનના ઉપર હુમલો કરીને ગૂજરાતની રાજધાનીથી થોડા મૈલને અંતરે તેના ઉપર હલ્લો કરીને તેને હરાવ્યો અને ઠેર કર્યો. જ્યારે આ બનાવ બન્યો ત્યારે સુજાતખાનનો ભાઈ રૂસ્તમઅલી સુરતના ફોજદારના અધિકાર ઉપર હતો, અને તે શેહેરની પાસે પિલાજી ગાયકવાડની સાથે લડતાં ફાવી ગયો હતો.

રૂસ્તમઅલિયે પોતાના ભાઇના હારના અને મરણના સમાચાર સાંભળ્યા એટલે તેણે પોતાના મરાઠા શત્રુની સાથે સલાહ કરી, અને હામેદખાનના ઉપર ચડાઈ કરવામાં પોતાની સાથે સામેલ રેહેવાને તેને તેડાવ્યો. આ ખંદા મરાઠા સાથે સામાપક્ષવાળાએ ઠરાવ કરી રાખ્યો હતો તોપણ તેનું કેહેણુ તેણે માન્ય રાખ્યું અને કેના ભણી રેહેવાથી લાભ થાય એમ છે તેનો ખરેખરો નિશ્ચય થઇ શકે એટલા માટે તે તેની સાથે અમદાવાદ ભણી ગયો. તે બને જણા ફતેહપુર આગળ મહી નદી ઉ-

૧ ગાયકવાડ, ૨ કચ્છ, ૩ જૂનાગઢ, ૪ જામનગર, (નવાનગર) ૫ ભાવનગર, ૬ ધ્રાંગધ્રા, ૭ મોરબી, ૮ વાંકાનેર, ૯ પાલીતાણા, ૧૦ ગોંડળ, ૧૧ લીંબડી, ૧૨ રાજકોટ, ૧૩ ગોંડલ, ૧૪ વઢવાણ, ૧૫ પોરબંદર, ૧૬ પાલણપુર, ૧૭ રાધનપુર, ૧૮ ઇડર, ૧૯ રાજપીપળા, ૨૦ છોટાઉદેપુર, ૨૧ બારિયા, ૨૨ લુણાવાડા, ૨૩ વાડાસીનોર, ૨૪ સુંથ, ૨૫ ધરમપુર, ૨૬ વાંસદા, ૨૭ સચીન, અને ૨૮ ખંભાત.

તરીને અગાસ ભણી ચાલ્યા. હામેદખાને આ ઠેકાણે તેમના ઉપર હુમલે કરયો, પણ રૂસ્તમઅલીના તોપોના મારા આગળ તેને પાછા હઠવું પડ્યુ આ વેળાએ તો પિલાજી ગાયકવાડે કોની ભણી થવું તે વિષે પોતાના મ નથી નક્કી કર્યું હતું; તે ઉપરથી તેણે રૂસ્તમઅલીને કહ્યું કે, તોપો આ સ્વાધીનમાં કરીને શત્રુઓ નાસેછે તેમની પછવાડે દોડીને મારો ચલાવે આ ચરા મુસલમાને પિલાજીની નાશકારક સલાહ પ્રમાણે વર્ત્તવાને પ્રારંભ કરયો નહિ એટલામાં તો તેની તોપો ફેરવી દઇને તેના ઘાત સહાયકારિયે તેની ફોજ ઉપર પાછળથી હલ્લો કરયો. રૂસ્તમઅલિ બહાદુરીથી કેટલીક વાર સુધી પોતાનું રક્ષણ કરયું, પણ તેની ફોજનાં મા ણસો છેક ઘટી ગયાં હતાં તેથી બચવાનો સંભવ તેને લાગ્યો નહિ, અ તેણે જાણ્યું કે મને કેદ કરીને મારી દુર્દશા કરશે તે ઉપરથી તે પોતાન છાતીમાં કટાર મારીને મરણ પામ્યો.

પિલાજિયે આ ઘાતકી કર્મ કર્યું તેના બદલામાં તેને કંતાજીન સાથે ચોથમાં અર્ધો ભાગિયો કર્યો; અને બંનેજણા એકઠા મળીને પોતા નો ભાગ ઉઘરાવવાને ગયા; પણ દ્રવ્યમાં ભાગ પડવાથી સદાનો કજિયે રહ્યો. કેટલીક વાર સુધી તો આ વાંધાને લીધે શેહેર અને ગામડાં ઉપ માત્ર વધારે બોજો પડયો. પણ જ્યારે મરાઠા સરદારો ખંભાતની પા આવ્યા અને ધારા પ્રમાણે ડર બતાવા સારૂ પરાં સળગાવા માંડ્યાં ત્યાં લોકોના જાણવામાં તેઓના કજિયાનું કારણ હતું, અને કંતાજીને શ્રેષ્ઠ ગ ણતા હતા તેથી પિલાજીની પાસે માણસ મોકલીને આ વાત જાહેર કર અને તેને પૈસા આપીને પાછા જવાનું કહ્યું. પિલાજીનું આ પ્રમાણે અ પમાન કરયું તેથી કોપાયમાન થઇને તેણે માણસને કેદ કર્યો; કંતાજિ તેને છોડી મૂકવાને આ[illegible]વ્યો, અને બંને જણ પોતપોતાનો હક નક્ક કરવાને હથિયાર લઇ ઉઠ્યા. કિલ્લાની સમીપ સારી પેઠે લડાઈ થયા પછ પિલાજી હાર્યો અને ખેડાની પાસે માતર છે ત્યાં નાશી ગયો. કંતાજિ ખંભાતમાંથી ખંડણી લીધી. અંગ્રેજની કોઠી વાળા પાસેથી પાંચ હજા રૂપિયા માગવા માંડ્યા તે પોસાય નહિ એવી એજંન્ટોએ તકરાર કરી અને કારણ જણાવ્યું કે શાહ રાજાએ અમને વ્યાપારની છૂટ આપેલી છે, પણ કોઈને મુખ્ય બિસ્તર ઈંન્સ ચોડાઈ જઇને એઓને "હથિયાર સજેલા હરામખોર" કરીને કહેછે, તેઓ આ એજંન્ટના આવા બોલવા ઉપર માત્ર હસ્યા.

હામેદખાનના સહાયકારી તેને તજીને જાય નહિ માટે આગળથી વિચાર કરીને તેણે ઠરાવ કરી લીધો, તેમાં મહીનદીની પૂર્વ બાજુની ચોથ પિલાજીને લેવાની ઠરાવી અને પશ્ચિમ બાજુની કંતાજીને આપી. મરાઠા ચોમાસામાં પોતાને ઠેકાણે જવાનો મૂળ ચાલ હજી લગણ રાખી રહ્યા હતા, તેથી [1]ખંભાત આગળ લડાઈ થયા પછી પિલાજી સુરત પાસે સોનગઢ ગયો. અને કંતાજી પોતાનું એક પરગણું ખાનદેશમાં હતું ત્યાં જતો રહ્યો.

સર. બુલંદખાન ઘણો સરસ અને લોકપ્રિય સરદાર હતો, તેને ગેરવાજબી રીતે કાબુલમાંથી ખશેડ્યો હતો. પણ આવી સંકટની વેળાએ પાદશાહે આર્જવ કરીને, હામેદખાનનો જબરો બળવો બેસારી દેવા સારૂ

---

૧ ખંભાત.

૧ મિરજાં જાફર નજમુદ્દૌલા ઉર્ફે મોમીનખાન.
ઇ. સ. ૧૭૩૦–૧૭૪૩.

૨ મુફતાખીરખાન નુરૂદીન મહમદખાં ઉર્ફે મોમીનખાં (બીજો).
ઇ. સ. ૧૭૪૩–૧૭૮૩.

૩ મિયાં મનુ અથવા મહમદકુલી (દત્તક).
ઈ. સ. ૧૭૮૩–૧૭૮૯.

૪ ફતેહઅલીખાં નજમુદ્દૌલા મુમતાજઉલ મુલ્ક ઉર્ફે મોમીનખાં (દત્તક)(ત્રીજો)
ઇ. સ. ૧૭૮૯–૧૮૨૩.

૫ બંદેઅલીખાં ઉર્ફે મોમીનખાં (ચોથો) (ભાઈ)
ઈ. સ. ૧૮૨૩–૧૮૪૧.

૬ હુસેનયાવરખાં ઉર્ફે મોમીનખાં (પાંચમો) (ભત્રીજો)
ઈ. સ. ૧૮૪૧–૧૮૮૧.

૭ જાફરખાંનજી.
ઈ. સ. ૧૮૮૧ માં ગાદીએ બેઠાછે.

ખંભાતના રાજ્યની ૩૫૦ ચોરસ મૈલ જમીન. ૮૫ ગામ, આસરે ૮૬૦૦૦ માણસની વસ્તી. આસરે ચાર લાખ રૂપિયા વાર્ષિક ઉપજ છે તેમાંથી રૂ. ૨૫૦૭૫ ખંડણી બદલના ઈંગ્રેજ સરકારને આપવામાં આવે છે. વળી ખંભાતને બંદરે જકાત લેવાયછે તેમાં ઈંગ્રેજ સરકારનો ભાગ છે. નવાબ સાહેબ બ્રિટિશ હદમાં જાય ત્યારે દેશી લશ્કરની સલામતી તથા ૧૧ તોપ ફોડી માન આપવામાં આવેછે.

તેને ગૂજરાતના ગવરનરગીરી જવાની પ્રાર્થના કરી તે ઉપરથી ઇ૦ ૧૭૨૫ માં મોગલ ફોજ એકઠી કરીને તે અમદાવાદ આવવાને નીકળ્યો હામેદખાનને તેના મરાઠા સહાયકારી આવી મળવાની આશા રહી નહિ એટલે સરબુલંદખાનની ફોજ આવી પોહોચના ઉપરથી, અમદાવાદના રક્ષણને અર્થે થોડા કિલ્લેદાર મૂકીને ત્યાંથી નીકળી ચાલ્યો પણ મરાઠા મહી નદી ઓળંગીને તેને મેહેમદાબાદ આગળ મળ્યા એટલે તે રાજધાની નગર ભણી પાછો ચાલ્યો શેહેરમા એક ટોળી હતી તે નવા સૂબેદારની પક્ષમા હતી તેણે હામેદખાનના કિલ્લેદારોને હરાવીને શેહેરની બહાર કાહાડી મૂક્યા, અને સરબુલંદખાનની ફોજ જે દિવસે અડાલજ આવી પોહોચી તે દિવસે હામેદખાનને પોતાનું મેલાપ શાહીબાગ કરવું પડ્યું સરબુલંદખાનની ફોજને બહુ આગળ ધપાવી દીધી હતી તેની સાથે લડાઇ થતાં બંડખોરની જીત થઇ, પણ તે પ્રાપ્ત કરી લેવામાં ઘણું નુકસાન વેઠવું પડ્યું, અને *મરાઠા બીજી લડાઇ કરવાનું જોખમ માથે વોહોરી લે એમ ન હતું એટલે તે પણ તેમની પેઠે લૂંટારા થઇ પડ્યા નવા સૂબેદારે પરગણે પરગણે લશકરી અધિકારી મૂકી દીધા, અને જોઇયે તે કરતાં પણ વધારે જોમથી વ્યવસ્થા કરી દીધી, તથાપિ કંતાજી અને પિલાજિયે આઠે મહિના લૂટ કરવાની જારી રાખી, અને જ્યારે ચોમાસુ આવે ત્યારેજ એ ધંધો છોડીને પોતાના ઠેકાણુ ઉપર જવા લાગ્યા મરાઠાનો ઇતિહાસ કર્તા લખેછે કે, "જૂનાવો "ખાઇયે એવું રાન્તપણું હવે ચાલ્યું—વરસાદ વરસવાનો પ્રારંભ થયો તેની 'સાથે લીલાસ પાછી આવી, અને ગૂજરાતની રળિયામણી ધરતી જે સે-

* મરાઠા રાજાઓની વંશાવળી

१ શિવાજી ઈસ્વી સન ૧૬૬૮ થી ૧૬૮૦ સુધી
२ સંભાજી ઇ સ. ૧૬૮૦ થી ૧૬૮૯ સુધી
૩ રાજારામ ઈ સ ૧૬૮૯ થી ૧૭૦૦ સુધી
૪ શિવાજી બીજે ઈ સ ૧૭૦૦ થી ૧૭૦૮ સુધી
૫ શાહુ ઇ સ ૧૭૦૮ થી ૧૭૪૯ સુધી
૬ રામરાજા ઈ સ ૧૭૪૯ થી ૧૭૭૭ સુધી
૭ શાહુ બીજે ઇ સ ૧૭૭૭ થી ૧૮૧૮ સુધી
૮ પ્રતાપસિંહ(બાવા સાહેબ) ઈ સ ૧૮૧૮ થી ૧૮૪૦ સુધી
૯ શાહાજી (આપા સાહેબ) ઇ સ ૧૮૪૦ થી ૧૮૪૮ સુધી.

"કડો મૈલ સુધી, ઈંગ્લન્ડના અમીરોની સારામાં સારી ધરતી સાથે બરા-
"બરી કરી શકે એવી હતી તે, ત્વરાથી આવની લીલોતરી, અને બહુ
"વૃદ્ધિ પામતી વનસ્પતિ એ સર્વ વડે તેની સ્વાભાવિક સુંદરતાથી" શણગ-
"રાઈ. જ્યાં થોડી વાર પેહેલાં, કાંઈ નહિ પણ સદા થતા ઝગડા વિના
"બીજું કાંઇ જોવામાં આવતું નહિ; જ્યાં ધોળે દાહાડે ખુન અને ચોરિયો
"થતી; જ્યાં જબર રખોપું રાખવામાં આવતું છતાં પણ સંઘ લૂંટાતા
"અને ગામડાં બાળવામાં અથવા ઉજ્જડ કરવામાં આવતાં; ત્યાં હવે શા-
"ન્તિ પોતાનું રાજ્ય ચલાવતી જોવામાં આવવા લાગી."

મરાઠાની લૂટફાટ થતી અટકાવાને સરબુલંદખાને પ્રયત્ન કરવા માંડ્યો; તેના સ્વાધીનમાં દેશ હતો તેની અવસ્થા એવી થઈ ગઈ હતી કે તેનાથી પોતાના ખપમાં આવે એટલી ઉપજ કરી શકાય એમ હતું નહિ, તેથી દ્રવ્ય મોકલી દેવાને તેણે બાદશાહને લખ્યું; તથાપિ તેની ગાગણી ઉપર કાંઈ ધ્યાન આપવામાં આવ્યું નહિ, ત્યારે પિલાજી અને કંતાજીને ચોથ આપવાની ઠરાવીને તેઓના મન મનાવ્યાં, પણ તેની આ મેહેનત પણ વ્યર્થ ગઈ, કેમકે તેઓ સર્વ ઉપજ ઉઘરાવી ખાવા લાગ્યા, પણ કોઈ પ્રકારે દેશનું રક્ષણ કરવા લાગ્યા નહિ. છેવટે બાજીરાવ પેશવાનો ભાઈ ચીમનાજીઆપા મોટી સેના લઇને આવ્યો અને તેણે ધોળકું લઈ લીધું તથા પેટલાદમાથી ભારે ખંડણી વસુલ કરી લીધી. તેણે પોતાના ભાઈના કહાવ્યા પ્રમાણે કહ્યું કે ગૂજરાતની ચોથાઈ તથા સરદેશમુખી આપવાની કબૂલાત આપવામા આવે તો બીજા સર્વ લૂંટારાઓના જુલમમાથી અમે દેશનું રક્ષણ કરિયે. સરબુલંદખાને છેવટે પેશવાનો ઠરાવ મજુર રાખ્યો, પણ તે સાથે એવા કરાર કરી લીધો કે; બે હજાર પાચશે મરાઠા ઘોડેશ્વાર પેશવાએ જાથુ ગૂજરાતમાં રાખવા, અને રાજસત્તા સાચવી રાખવાને બને તેટલી મદદ આપવી. વળી ઉપરના ઠરાવ સાથે, શાહુરાજાની ભાણીયા, બાજીરાવે એમ પણ કબુલ કર્યું કે, ઉચાં મૂન થયેલા જમીનદાર, અને લોકની સલાહ શાન્તિના ભંગકરનારા બીજા હરકોઇને મરાઠી પ્રજા કોઈ પણ પ્રકારનો આશ્રય આપશે નહિ અથવા તેમનામાં સામેલ થશે નહિ. આ ઠરાવ મુખ્યત્વે કરીને દેખીતી રીતે પિલાજી ગાયકવાડના અર્થે કરેલો જણાતો હતો, કેમકે દેશ-

ના ભીલ અને કોળિયોની સાથે તે ભળી ગયો હતો તેથી મુસલમાનો ઘણુ કરીને, તેનાથી બહુ ડરતા હતા.

પેશવાએ* સરબુલદખાન સાથે ઉપર પ્રમાણે કરાર કરયો કે તરતજ, ત્ર્યંબકરાવ દાભાડેએ, બીજા મરાઠા સરદારો સાથે સપ કરવાનો, અને ગૂજરાતમા ફોજ એકઠી કરવાનો આરભ કરયો. જ્યારે તેની પાસે પાંત્રીશ હજાર માણસની ફોજ થઈ, અને નિજામુલમુલ્કે આશ્રય આપવાની હા કહી ત્યારે દક્ષિણ ઉપર ચડાઈ કરવાની વ્યવસ્થા કરવાનો તેણે ઠરાવ કરયો. પિલાજી ગાયકવાડ, કંતાજી અને રઘુજી કદમ ભાન્ડે, શિવાજી અને આનદરાવ પરમાર, અને બીજા કેટલાએક સરદારો તેની મદદે આવી પોહોચ્યા, અને તેણે જાહેર કર્યું કે, શાહુરાજાનું રાજ્ય લેવાનો પેશવા લોભ કરેછે તેનો બચાવ કરવાને હુ દક્ષિણ ઉપર ચડાઇ કરછું. શત્રુઓ તૈયાર થઇ રેહે તે પેહેલાં બાજીરાવે તેઓની સામે જવાનો નિશ્ચય કરયો. તેની ફોજ સખ્યામા ઓછી હતી, પણ તેમા જૂની પાયગાના અસ્વાર હતા, અને કીર્ત્તિ પમેલા કેટલાક સરસ ગરાશ માનકારિયો હતા તે લઇને પોતે સત્વર ગૂજરાત ભણી ચાલ્યો, અને થોડી વારમા નર્મદા ઓળંગીને પેલીપાર ગયો આ ઠેકાણે તેની ફોજના મોખરાના યોદ્ધાને, પિલાજી ગાયકવાડના દીકરા દામાજીના હાથ નીચેની" ટુકડી સાથે લડાઈ થઈ, તેમા તેની છેક હાર થઇ તોપણ બાજીરાવ નિરાશ થઇ ગયો નહિ. આગળ ધપીને અને ડભોઈ તથા વડોદરા બન્ને શેહેર પિલાજી ગાયકવાડના તાબામા હતા તેઓની વચ્ચે એ જગ્યા આગળ શત્રુઓની સામે ભીડાણાં તેમા તેની ખરેખરી જીત થઇ એટલે મરાઠી રાજ્ય ઉપર તેની સર્વ સત્તા બેઠી

---

* પેશ્વાઓની વશાવળી.

૧ બાલાજી વિશ્વનાથ ઈ સ ૧૭૧૪ થી ૧૭૨૦ સુધી
૨ બાજીરાવ પેહેલો (બલ્લાળ) ઇ સ ૧૭૨૦ થી ૧૭૪૦ સુધી.
૩ બાલાજી બીજો ઈ સ. ૧૭૪૦ થી ૧૭૬૧ સુધી
૪ માધવરાવ ઈ સ ૧૭૬૧ થી ૧૭૭૨ સુધી
૫ નારાયણરાવ ઇ સ ૧૭૭૨ થી ૧૭૭૩ સુધી
૬ સવાઈ માધવરાવઈ સ ૧૭૭૩ થી ૧૭૯૫ સુધી
૭ બાજીરાવ બીજો ઈ સ ૧૭ ૫ થી ૧૮૧૮ સુધી

આ અગસની લડાઈ ઈ૦ સ૦ ૧૭૩૧ ના એપ્રિલ મહિનાની પેહેલી તારીખે થઈ. એમાં જ્યારે બાજીરાવને તેના દુશ્મનો સાથે લડાઈ કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે પોતાની સદાની રીતિથી ઉલટી રીતે વર્તીને તરતજ તેઓની સાથે શેળભેળ થઇ જવાનો તેણે નિશ્ચય કરયો. સેનાપતિનાં નવાં રાખેલાં માણુસોથી ટકી શકાયુ નહિ અને હલ્લો થના પેહેલાં, પેહેલે મારેજ નાશી ગયાં. તેમની સાથે કંતાજી કદમ બાન્ડે નાઠો અને ખંડેરાવ દાભાડેનાં જૂનાં માણુસ તેના દીકરાના રક્ષણઅર્થે રહ્યાં; બાજીરાવ ઘોડા ઉપર બેશીને આવા મોટા પ્રસગે જોઇએ તેવું શરાતન બતાવીને લડવા લાગ્યો. દાભાડે હાથી ઉપર બેઠો હતો, તેણે પોતાની ફોજ નાસતી જોઇને પોતાના હાથીને પગે સાંકળ નખાવી દીધી. રણક્ષેત્રમાં તુમુલ યુદ્ધ થયું; પણ કોનો જય થશે તે કેટલીક વાર સુધી સમજાય એમ રહ્યું નહિ, તેવામાં ત્ર્યંબકરાવ કમાનની પણછ કાન સુધી ખેચીને બાણનો પ્રહાર કરતો છતાં તેને અચાનક ગોળી વાગી એટલે તે પડ્યો.

બાજીરાવનો એ પ્રમાણે જય થયા પછી પિલાજી ગાયકવાડ રણક્ષેત્રમાંથી ઘાયલ થઇને નાઠો હતો તેના તાબાનું વડોદરા સર કરવાને તે સરબુલંદખાનની સલાહથી તૈયાર થયો. પણ પછીથી આગસ્ટ મહિનામાં સલાહ થઈ, અને ચોમાસા પછી બાજીરાવ સતારે પાછો ગયો.

દાભાડે ઉપર જય મેળવ્યાથી, જેમ બીજી દરેક મુલ્કી લડાઇયોમાં થાયછે તેમ ઘણા લોકોને તેના ઉપર ઈર્ષા આવી તે મટાડી દેવાને તેને ઘણો પ્રયત્ન કરવો પડયો. અને તેનું સમાધાન કરવાને તેનાથી બન્યા એટલા ઉપાય કર્યા. તેમાં ત્ર્યંબકરાવ દાભાડેના બાળપુત્ર યશવતરાવને તેની માના દેખરેખપણા નીચે સેનાપતિનો અધિકાર આપ્યો, અને તેઓનો પ્રથમ મુતાલિક પિલાજી ગાયકવાડ હતો તેને તે જગ્યા ઉપર કાયમ કરીને તેના વંશપરંપરાના "સમશેર બહાદુર"ના પદ સાથે "સેનાખાસખિલ"ની બીજી પદવિ આપી. પછીથી ફરીને તકરાર થાય નહિ એટલા માટે શાહુરાજાની સમક્ષ એક લેખ તૈયાર કરયો; અને તેમાં પેશવાએ અને સેનાપતિએ સહિયો કરી, તેમાં ઠરાવ એવો કરયો હતો કે, ગૂજરાત અને માળવા એક બીજાની જે જગ્યાઓ છે તેમાં કોઈ કોઇયે પેસવું નહિ. આખા ગૂજરાતમાં પ્રાન્તની સર્વ વ્યવસ્થા સેનાપતિ કરે; પણ તે પેશવા-

ની મારફતે સતારા સરકારને ઉપજનો અર્ધો ભાગ આપે

સરબુલંદખાને બાદશાહને મદદ મોકલવાની અરજ કરતાં લખ્યું હતું કે, મારા લખવા ઉપર ધ્યાન આપવામાં આવશે નહિ તો ઘણું સંકટ વેઠવું પડશે અને બહુ અપમાન થશે; એ ઉપર કાંઈ ધ્યાન આપ્યુ નહિ એ વાત તો એક કોરે રહી અને ગુજરાતની ચોથ અને સરદેશ મુખી મરાઠાઓને તેણે આપી તે વાત તેને પસદ પડી નહિ માટે સરબુલદખાનની જગ્યાએ મારવાડના રાજા અભયસિંહ રાઠોડને ઠરાવ્યો તે નવા રાજ્યનો કબજો કરી લેવાને ફોજ લઇને આવ્યો તેની સામે સરબુલદખાન કેટલી વાર સુધી થયો પણ પછીથી તે દિલ્હી પાછો ગયો ત્યા તેનુ અ યોગ્ય રીતે અપમાન કરી બીજી રીતે ઘણા હાલહવાલ કરયા

સરબુલદખાનના હાથ નીચે ભરૂચ પરગણાની ફોજદારી આ વેળાએ અબદુલબેગ કરતો હતો એ પરગણું નિઝામુલમુલકને તેના અગના પરગણા તરીકે આગળ આપવામા આવ્યુ હતું તે ઉપરથી અબદુલબેગ હવે નિઝામનો નોકર પોતાને માની લેવા લાગ્યો; તેની પાસેથી તેને "નેક આલમખાન"નો કિતાબ મળ્યો અને અભયસિહની કે મરાઠાની કો ઇની તે પત કરવા લાગ્યો નહિ

ઈ૦ સ૦ ૧૭૩૨ મા અભયસિહના ફોજદારે ગાયકવાડ પાસેથી વ ડોદરું લઈ લીધુ. પણ પ્રજાનો ભાવ પિલાજીના ઉપર વધારે હતો તે લડવાને બાહાર પડયો, કેટલીક જીતો મેળવી લીધી, અને કેટલાક મુખ્ય કિલ્લા સ્વાધીન કરી લીધા. છેવટે રાઠોડે પિલાજીને રામશરણ કરી દેવાનો ઠરાવ કર્યો, અને તેની સાથે સલાહ કરવાને મિષે તે કામ સાધી લેવાને માણસ મોકલ્યા ડાકોર ગામમાં, જ્યાં શ્રી રણછોડજીનું ધામ છે ત્યા આ સમયે પિલાજી પડેલો હતો તેને વેહેમ આવે નહિ એટલા માટે તેઓએ કેટલીક વાર અવર જવર કરયા એક દિવસે તેઓ છેક સાંઝ થતા સુધી બેઠા અને અંધારૂ થયું, એટલે આજ્ઞા લઇને ગાયકવાડના તબુમાંથી નીકળ્યા તેમની માહેલો એક, કાંઇક જરૂરિયાતની વાત કેહેવાની રહી ગઈ છે એવુ મિષ કરીને પાછો ગયો, અને પિલાજીના કાનમાં કેહેવાનું ડોળ કરીને તેના કાળજાની વચ્ચે કટારી મારી.

"આ પ્રમાણે પિલાજીનો ઘાત કર્યો તોપણ અભયસિંહની મનકામના પૂર્ણ થઇ નહિ; કેમકે વડોદરાની પાસે પાદરા ગામ છે ત્યાંનો દેસાઇ પિલાજી સાથે મિત્રતા રાખતો હતો તેથી તેણે આખા દેશના ભીલ અને કોળી લોકોને ઉભા કરયા. પિલાજીનો ભાઈ મહાદજી ગાયકવાડ જમ્બુસરથી આવ્યો, અને વડોદરૂં પાછું લીધું તે દિવસથી તે ગાયકવાડના વશમાં ચાલેછે. પિલાજીનો વડો પુત્ર દામાજી મોટી સેના લઇને સોનગઢથી આવ્યો, તેણે ગુજરાતની પૂર્વ ભણીના કેટલાંક મુખ્ય પરગણાં પોતાને સ્વાધીન કરી લઇને જોધપુર સુધી હુમલો કર્યો તેથી અમદાવાદ એક મુતાલિકને સોંપીને પોતાનું વંશપરંપરાનું રાજ્ય સભાળવાને અભયસિંહને જવાની અગત્ય પડી.

દામાજી ગાયકવાડે હવે ગૂજરાતમાં પોતાની સ્થાપના કરી, અને, ત્યારપછી બે વર્ષે, તેના બાપના પ્રતિસ્પર્ધી કંતાજી કદમ ભાન્ડેને પ્રાન્તમાંથી કાહાડી મૂક્યો. પણ બીજે વર્ષે ઈ૦ સ૦ ૧૭૩૫ માં તે હોલકરને ગૂજરાત ઉપર હલ્લો કરવાને તેડી લાવ્યો. તેઓ ઓચિંતા આવ્યા; અમદાવાદની ઉત્તરનાં કેટલાક શેહેર તેમણે લૂટયાં, અને ઈડર, પાલણપુર, અને છેક બનાસ નદી સુધી ખંડણી ઉઘરાવી; પછી જેવા તેઓ એકાએક આવ્યા હતા તેવાજ પાછા એકાએક જતા રહ્યા પછીથી તરતજ અભયસિંહને આજ્ઞા કરી ગૂજરાતના અધિકાર ઉપરથી ખશેડીને તેને ઠેકાણે નજીમઉદ્દવલા મોમિનખાનને બાદશાહે ઠરાવ્યો હતો પણ અભયસિંહના મુતાલિક રતનસિંહે અમદાવાદ તેને સ્વાધીન કર્યું નહિ, એટલે તેને કાહાડી મૂકવાને દામાજી ગાયકવાડનો આશ્રય માગવાની અગસ પડી. ગાયકવાડે અને મોમિનખાને એકબીજાની પાઘડિયો અદલબદલ કરી, અને રતનસિંહને કાહાડી મૂકવાને ગાયકવાડે રંગાજીને ફોજ આપીને પોતાના નવા મળતિયા સાથે મોકલ્યો. જેવો તેઓએ અમદાવાદ ઉપર હુમલો કર્યો કે તરત તેઓને પાછા હઠાવી કાહાડયા, પણ રતનસિંહ છેવટે તાબે થયો. ઈ૦ સ૦ ૧૭૩૭ ના મે મહિનાની આશરે વીશમી તારીખે અમદાવાદ તેમને સ્વાધીન થયું, અને મોગલ તથા મરાઠાનો ખંડણીમાં અને સત્તામાં બરાબર ભાગ ઠરાવ્યો. આ ગોઠવણ એવી થઈ કે, હવે કજિયાનો કદિ પાર આવશે નહિ એ વાત અગાઉથી ક-

લ્પનામા આવી શકે એજ વર્ષમા બાદશાહે નિઝામુલમુલ્કને સમજાવીને દિલ્હી બોલાવી લીધો, અને ગૂજરાત તથા માળવાનો અધિકાર તે તેના દીકરા ગાજીઉદ્દીનને નામે સોપ્યો અને તેની સાથે એવી સરત કરી કે તારે મરાઠાને એ બન્ને પ્રાન્તોમાથી કાઢી મહાડવા, પણ આ કરાર પ્રમાણે કરી શકવાની તેનામાં શક્તિ ન હતી તેણે તેના બળવાન શત્રુ બાજીરાવ પેશવા સગાથે લડાઈ કરી અને તેની સાથે કરાર કરવો પડ્યો તેમા એમ ઠરાવ્યુ કે બાજીરાવને આખો માળવા પ્રાન્ત અને ચબળા તથા નર્મદાની વચ્ચેના પ્રદેશનુ સપૂર્ણ આધિપત્ય બાદશાહ પાસેથી નિઝામે અપાવવુ

દાભાજી ગાયક્વાડ હવે તો બહુ સત્તાવાળુ માણસ થઈ પડ્યુ ત્ર્યબકરાવની વિધવાનો તે વ્યવસ્થાપક હતો તેથી દાભાડેની ટુકડીભણીની સર્વ સત્તા પોતાની મરજી પ્રમાણે ઉપયોગમા આણવા લાગ્યો કેમકે યશવતરાવ તે કામ ઉપાડી લેવા જેવો પાકી ઉમરનો થયો તો ખરો પણ તેના મુખ્ય તરીકે કામ ચલાવવા જેટલી તેનામા આવડ ન હતી મરાઠાઓની ગૂજરાતમાની સર્વ સરદેશમુખી તથા કાઠિયાવાડની ખડણી દામાજિયે મોમિનખાનનુ ઈ० સ० ૧૭૪૩ ના ફેબ્રુઆરી મહિનામા મરણ થયુ ત્યા સુધી ઉતરાવવા માડી બાદશાહના હુકમથી અબદુલ અઝીઝખાનને ગૂજરાતનો નવો સૂબેદાર ઠરાવ્યો તે, તે સમયે દક્ષિણમા ઔરગાબાદમા હતો ત્યાથી કેટલાક માણસની ફોજ એકઠી કરીને પોતાના નવા અધિકાર ઉપર જતા સુરત મૂકીને ભરૂચની પાસે અકલેશ્વર આગળ આવી પોહોચ્યો પણ ત્યા આગળ દામાજીના પક્ષવાળાઓએ તેના ઉપર એકાએક હુમલો કરીને તેની ટુકડીનો પૂરેપૂરો નાશ કર્યો ત્યાર પછી ફકિરઉદ્દૌલાને અમદાવાદનો કબજો લેવ ને દિલ્હીથી મોકલ્યો (ઈ० સ० ૧૭૪૪ મા) પણ દામાજીની એક ટુકડી રગાજીના તાબાની હતી તે તેના સામી થઈ અને કબજો લેવા દીધો નહિ આ વેળાએ દામાજી સતારામા હતો તે ખબર સાભળીને તેના ભાઈ ખડેરાવે પોતાને અનુકૂળ પડતો અમલનો ફેરફાર કરી દીધો તેમા રગાજીને તેણે દૂર કર્યો અને પોતાના એક માણસને અમદાવાદમા રાખવાની ગોઠવણ કરી વળી ફકિરઉદ્દૌલાને તેણે કેટલોક ધ આપ્યો પણ દામાજિયે તાબડતોબ પાછા આવીને તેઓનો સબધ

મરાઠાઓના સ્વાર્થને હાનિકારક થઈ પડે તેના પેહેલાં તો તે તોડી નંખાવ્યો, અને ખંડેરાવને ખોરસદ કિલ્લો અને મૂલ્યવાન નડિયાદ પરગણું આપ્યું, તથા વડોદરામાં તેને પોતાનો મુતાલિક ઠરાવ્યો. આ ઉપયુક્ત વ્યવસ્થા કરવાથી દામાજી પોતાના કુટુંબના ઘણા માણસો ઉપર પોતાનું ઉપરીપણું જાળવી શક્યો, અને પોતાની સત્તાને ખલેલ પોહોંચાડનારી ખરેખરી અડચણ વચ્ચે આવી હતી તે દૂર કરી. તેણે ફકિરદૌલાને માન્ય કર્યો નહિ, અને તેને બદલે પોતાનો જૂનો મળતિયો જે મોમિનખાન હતો તેના પુત્રને અને ભાઇને આશ્રય આપ્યો.

શિવાજીના પુત્ર રાજારામની મા તારાબાઇયે ઇ૦ સ૦ ૧૭૫૧ માં દામાજી ગાયકવાડને લખી મોકલ્યું કે, મરાઠી રાજ્યને અને રાજાને બ્રાહ્મણોના હાથમાંથી છોડાવવાને તમારે સતારે આવવું. તારાબાઇયે પ્રથમ રાજાને સમજાવ્યું હતું કે તારો ચાકર બાલાજી બાજીરાવ તારી સર્વ સત્તા બથાવી પડ્યો છે તે તુ પાછી મેળવી લે, પણ તેમાં તે બાઇનું કાંઈ વળ્યું ન હતુ તેથી ગાયકવાડ આવી પોહોંચેછે એવા સમાચાર તેને મળ્યા એટલે રાજાને સતારાના કિલ્લામા બોલાવીને કેદ કર્યો. પ્રથમ તો દામાજિયે પેશવાના સરદારોને હરાવ્યા અને તારાબાઇને સતારે જઈ મળ્યો, પણ પછીથી તરતજ તેને પાછા હઠવું પડ્યુ, અને બાલાજીની સાથે કોલકરાર કરવાની અગત્ય પડી. પેશવાએ દામાજીને પોતાના કબજામાં જોઇને ગૂજરાતમાંના જે કાંઈ ચડેલા રૂપિયા હતા તે અને કેટલોક બધો મુલ્ક માગવા માંડ્યો. દામાજિયે કહ્યું કે હુ તો દાભાડેનો મુતાલિક છું તેથી તમારી માગણી કબૂલ રાખવાનો મને અધિકાર નથી. આવા ઉત્તર ઉપરથી પેશવાએ ગાયકવાડના તથા દાભાડેના કુટુંબના કેટલાક માણસને કેદ કરીને એક ડુંગરી કિલ્લામાં રાખ્યા પછી તેણે ઘાતકીપણે દામાજીની છાવણીમાં લૂટ કરીને તેને કેદ પકડીને પુને પોહોંચતો કર્યો. ત્યાંથી તેને છોડના પેહેલાં પેશવાએ ઘણા સખ્ત કરાર કહી બતાવ્યા તે એવા કે,—ચડેલા રૂપિયાને બદલે પંદરલાખ રૂપિયા આપવાથી તે કરજનો નીકાલ થાય અને ગાયકવાડના તાબામાં હાલ જે દેશ છે તે તથા હવે પછી, જે જાળવી લેવામાં આવે તેનો અર્ધો ભાગ આપવો. દામા-

જિયે અર્ધોઅર્ધ મુલ્ક આપવાને હા કરી અને જે ઠેકાણેથી ખંડણી, ઉપજનો ભાગ, સરદેશમુખી આપવા લૂટ જે કંઈ મળે, તેમાંથી ખર્ચ બાદ કરતાં બાકીના ભાગમાંથી અર્ધો હિસ્સો આપવાને માન્ય કર્યું. વળી દશ હજાર ઘોડા સહિત પેશવાને જ્યારે અગત્ય હોય ત્યારે આશ્રય આપવાનું કબૂલ કર્યું દાભાડેના મુતાલિક તરીકે તેના ગૂજરાત પ્રાન્તના ભાગને પેટે પ્રતિવર્ષે પાંચલાખ વીશહજાર રૂપિઆ આપવા, રાજાના માણસોના ખર્ચને પેટે મદદ તરીકે પ્રતિવર્ષે કાંઈ રકમ આપવી, આ કરારથી પેશવાના તાબામાં જે પરગણાં આવે ત્યાં થાણા બેસાડવામાં મદદ આપવી, અને સૌરાષ્ટ્રના આખા દ્વીપકલ્પમાંથી ખંડણી ઉઘરાવવાના કામમાં મદદ આપવી, એ સર્વ વાત કબૂલ કરી પેશવાના ન્હાના ભાઈ રઘુનાથરાવ અથવા રાઘોબાએ, ઉપરના દામાજી ગાયકવાડના સર્વ કરારનો અમલ કરી લેવા સારૂ ગૂજરાત ઉપર ચડાઈ કરી, અને દામાજીને કેદમાંથી છોડ્યો એટલે એ પણ ગૂજરાતમાં જઈને પોતાની ફોજ સહિત તેને મળ્યો તેઓ બન્ને એકઠા મળીને ખંડણી ઉઘરાવતા, અને દેશને વશ કરી લેતા ચાલ્યા તેમા તેઓ અમદાવાદના જિલ્લા સુધી આવી પોહોંચ્યા ત્યાં સુધી કોઈએ તેઓને અટકાવ કર્યો નહિ

ગૂજરાતનું રાજધાની નગર (અમદાવાદ) તે સમયે જુવાનમર્દખાન બાબીના હાથમાં હતું, તેને મોમિનખાનના ભાઈએ પોતાનું મરણ થતા પેહેલાં મોગલના તાબાના ભાગ ઉપર પ્રથમથી ઠરાવ્યો હતો, પણ દામાજી જેવામાં કેદ પડ્યો હતો તેવામાં, શેહેરની સર્વ સત્તા તે પોતાને સ્વાધીન કરી બેઠો હતો, માત્ર ગાયકવાડનું લેણું વસુલ કરી લેવા દેતો. જ્યારે બન્ને એમ મળેલા મરાઠા સરદારો અમદાવાદ આગળ આવ્યા ત્યારે જુવાનમર્દખાન પાલણપુર હતો શેહેર ચડી ઉતરીને તાબે કરી લેતા પેહેલાં તે ત્યાં આવી પોહોંચ્યો એટલે સિપેહદારોને નવો જુસ્સો ઉત્પન્ન થવાથી તેઓએ ઘણા આગ્રહથી બચાવ કર્યો, જુવાનમર્દખાન બાબીની સનુકાઈને લીધે તેના લાભમાં પ્રતિષ્ઠિત ઠરાવ થયો, તે એવો કે તે જો શેહેર છોડી દે તો તેને પાટણ, વડનગર,

[1]રાધનપુર, વિજાપુર અને બીજાં કેટલાંક પરગણાં આપવાં. ઈ૦ સ૦ ૧૭૫૫ ના એપ્રિલ મહિનામાં છેવટે અમદાવાદ મરાઠાઓના સ્વાધીનમાં થયું. તેની ઉપજ પેશવાએ અને ગાયકવાડે અર્ધોઅર્ધ વેહેચી લેવા માંડી, પણ પેશવાએ સર્વ કિલ્લેદાર પોતાના ભણીના મૂકયા. અને હમણા જે ગાયકવાડની હવેલી કેહેવાય છે. તેજ કિલ્લામાં દામાજીની ફોજ રેહે એમ ઠર્યું.

---

૧ રાધનપુરના નવાબ.

બહાદુરખાન (અફગાનીસ્તાનથી હિંદમાં આવ્યા)
(તે વખતે મોગલ પાદશાહ શાહજહાં)

શેરખાન

જાફરખાન ઉર્ફે સફદરખાન — બાહાદરખાન (સોરઠમાં રાણપૂર)

જાફરખાન ઉર્ફે સફદરખાનના પુત્રો:
- મહુમદશેર ઉર્ફે ખાંનજીખા કે ખાનજહાન — એને જવાન મર્દખાનનો ઇલકાબ હતો. સન ૧૭૨૯ માં મરણ પામ્યો
- સલાબત મહુમદખાં (જુનાગઢ અને વાડાસીનોરની શાખા)

૧ કમાલુદીનખાં { એને પણ જવાનમર્દખાનનો ઈલકાબ હતો એણે રાધનપુરમાં રાજ્ય મેળવ્યું. } ૧૭૫૭-૧૭૬૫

૨ ગજ્જુદીનખાનજી (૧૭૬૫-૧૮૧૩)

૩ શેરખાનજી — કમાલુદીનખાનજી
સ. ૧૮૧૩-૧૮૨૫

૪ જોરાવરખાનજી સને ૧૮૨૫-૧૮૭૮

૫ બિસ્મિલ્લાખાનજી (સન ૧૮૭૮-૧૮૯૬) — ફતેજંગખાનજી — મુરતજાખાનજી — નરેયઅલીખાનજી

૬ મહમદ શેરખાનજી.

રાધનપુરની ૧૧૫૦ ચોરસ મૈલ જમીન, ૧૫૮ ગામ, સુમારે એક લાખ માણસની વસ્તી, અને વાર્ષિક ઉપજ ૭ લાખ રૂપિઆની થાયછે. ખંડણી નથી. બ્રિટિશ છાવણીમાં જાય ત્યારે દેશી લશ્કરની સલામતી અને ૧૧ તોપ ફોડી માન આપવામાં આવેછે

# प्रकरण २ जुं.

## गूजरातमां ब्रिटिशनुं प्रथम आववुं.

मि० बुर्शियरने मुंबाईना गवर्नरनी जग्या ई० स० १७५० ना नवेम्बर महिनानी १७ तारीखे मळी त्यारथी अंग्रेज अने मराठाओनो संबंध वधारे निकट थवा लाग्यो, ते वेळाए सुरतमा मोगलोनी सत्ता नरमळी पडी जवाथी घणी अव्यवस्था थइ पडी हती ते व्यवस्था करी देवाने, अने त्या पोताना हक अने व्यापारनुं काम सारा पाया उपर स्थापवाने, अंग्रेजे पेशवानो आश्रय मेळववाने बहु अगत्यमा आवी पड्या हता, पण पेशवाथी तेमने आश्रय आपवानुं बनी आव्युं नहि, अने ज्यारे तेओए पोतानु कार्य तेना आश्रय विना करी लेवानो प्रयत्न करवा मांड्यो, त्यारे सुबइ बेट उपर चडाइ करवानु मिष बतावीने, तेओनु कार्य साधी लेवा दीधु नहि तोपण पोताना माणसोनो अने अधिकारियोनो घणो नाश थवा छता पण ई० सन १७५९ ना मार्च महिनानी ४ थी तारीखे, अंग्रेजोए सुरतनो किल्लो पोताने स्वाधीन करी लीधो त्यार पछी तरतज गूजरातमा पोताना राज्यनी स्थापना करवाना उपाय तेओए करवा मांड्या ई० स० १७७१ मा तेओए, पोताना सुरतना अधिकारनी रुइये भरूचना नवाबनी उपर केटला एक दावा कर्या, तडमतडा करवानो विचार तेओए केटलाक दिवस सुधी जवा दीधो, अने नवाबनी साथे कोल करार कर्या, ते जोइये तेवा तेना लाभमां थया नहि एटले पछी तरतज तेणे ते रद कर्या तेथी प्रथम जे चडाइ करवानो विचार करी राख्यो हतो तेनो हवे अमल कर्यो अने ई० स० १७७२ ना नवेम्बर महिनानी १८ मी तारीखे भरूस उपर हल्लो करीने ते लीधु, तेमा अंग्रेजोनो शूरो अने निपुण जनरल, डेविड वेडरबर्न मारयो गयो

तेवामां दामाजी गायकवाड पोतानी पछवाडे चार पुत्र मूकीने मरण पाम्यो तेमां गियाजीराव वडो पुत्र हतो पण जन्म दामाजीनी

બીજી સ્ત્રીને પેટ થયો હતો તેથી પેહલી સ્ત્રીના પુત્ર ગોવિંદરાવ વર્યે ન્હાનો છતાં પણ ગાદી ઉપર તેણે પોતાનો દાવો કર્યો. બાકી રહેલા બે માણુકજી અને ફતેહસિંહ ન્હાની સ્ત્રીના પુત્ર હતા. માધવરાવ પેશવાએ પ્રથમ તો ગોવિંદરાવનો દાવો બાહાલ રાખ્યો; પણ તેની ન્યાયની દરબારમાં એ વાત નામંજુર કરી એટલે તેનો દાવો રદ્દ કરીને શિયાજીને "સેના ખાશખીલ સમશેર બહાદુરનો" ખિતાબ આપ્યો. પણ તે મૂર્ખ હતો તેથી પેશવાએ, તેના ભાઈ ફતેહસિંહને તેનો મુતાલિક ઠરાવ્યો. માધવરાવ મરણ પામ્યા પછી, અને તેના ભાઇ નારાયણરાવનું ખુન થયા પછી, તેઓનો કાકો રાઘોબા જે બાજીરાવનો ન્હાનો પુત્ર થતો હતો તે થોડા દિવસ સુધી પેશવાના અધિકાર ઉપર આવ્યો એટલે તેણે શિયાજીને દૂર કરીને ગાયકવાડની ગાદિયે ગોવિંદરાવની ફરી સ્થાપના કરી, એટલે ફતેહસિંહના હાથમાંથી રાજ્ય લઇ લેવાને ગોવિંદરાવ તરતજ ગૂજરાત આવ્યો અને આ પ્રતિસ્પર્ધી ભાઇયોની ટોળિયો વચ્ચે સદા કજિયો ચાલવાનું ઉભું થયું.

રાઘોબાનો અધિકાર લાંબો ચાલ્યો નહિ. પુનાની ગાદીના પ્રધાનો સાથે હોલકર અને સિંધિયા મળી ગયા અને તેઓ ઈ૦ સ૦ ૧૭૭૫ ના જાન્યુઆરી મહિનામાં તેની સામે થયા એટલે તે ગૂજરાતમાં વડોદરે નાશી આવ્યો; તે વેળાએ તેના પક્ષનો ગોવિંદરાવ ગાયકવાડ પોતાના ભાઇને પકડવાના ખેદમાં ફરતો હતો. પદભ્રષ્ટ થયેલા પેશવાને ગૂજરાતમાં આવવાની એક બીજી મતલબ હતી. મુંબઇ સરકારનો આશ્રય મેળવવાને તેણે જે આગળ કેહણ ચલાવ્યું હતુ તે હવે તેણે પાછું ફરીને ચલાવવા માંડ્યું. તા૦ ૬ ઠી માર્ચને દિવસે બન્ને પક્ષકારો વચ્ચે કોલકરાર થયા તેમાં રાઘોબાને ફોજની મદદ આપવાનું અંગ્રેજોએ કબૂલ કર્યુ. અને તે પ્રમાણે ગૂજરાતમાં રાઘોબાની ફોજ હતી તેને જઈ મળવાને મુબઈથી એક કાફલો રવાના કરવામાં આવ્યો. તે જ્યારે સુરત આવી પોહોંચ્યો ત્યારે રાઘોબાની ખરાબી થયેલી અંગ્રેજોના જાણવામાં આવી. પ્રધાનોની ફોજ તેની પછવાડે પડી તેથી વડોદરાનો ઘેરો ઉઠાવીને મહી નદીની પાસેના આણંદના મેદાનમાં, તેઓની સાથે લડાઈ કરવાની તેને અગત્ય પડી, તેમાં તેની છેક હાર થઇ. કર્નલ કિટિંગના ઉપરીપણા નીચે અંગ્રેજોનો કાફલો

ગૂજરાતમાં બ્રિટિશની પેહેલી લડાઈનો આ પ્રમાણે છેડો આવ્યો. કદાપિ તેઓ છેક અપ્રામાર્ય થયા નહિ તો પણ તેમાંથી તત્કાળ ફળ મને કાંઈ મળ્યું નહિ બંગાળામાં સર્વને માથે એક અધિકારી મ ડળી રાવીને તેને નવો અધિકાર આપવામાં આવ્યો, તેણે પદભ્રષ્ટ થયેલા પેશ-ને આશ્રય આપ્યાની વાત નાપસંદ કરી તેથી સામી ટોળીવાળા સાથે તુતા રાખવી બ ધ પડી, અને જ્યારે રસ્તા પાંશરા થયા ત્યારે કર્નલ ટિંગનું લશ્કર રઘોબાની સાથે સુરત પાછુ આવ્યુ

થોડા વર્ષ પછી પુનાસરકાર સાથે અ ગ્રેજોને મુખ્યપક્ષકાર તરીકે ફરીને લડાઈ ઉભી થઇ, તેમા પ્રસિદ્ધ નહાનાફડનવિસ તેનુ કારણ હતો. ઈ૦ સ૦ ૧૭૮૦ ના જાન્યુઆરી મહિનાની પેહેલી તારીખે, જનરલ ગાડર્ડ અંગ્રેજી ફોજ લઇને સુરત આગળ તાપી નદી ઉતરીને ધીરે ધીરે ઉત્તર ભણી ચાલ્યો તેનું તોપખાનું અને સરસામાન તેને પછ-વાડે આવી મળ્યો ને ડભોઈ જે પેશવાના તાબાનું હતુ તેના ઉપર હલ્લો કરવા ચાલ્યો, અને આણીગમ, બ્રિટિશ સરકારના મુ'કી કામ-સારા હતા, તેઓએ લશ્કરની ભરતી કરીને સુરત તથા ભરૂચ પરગણાંમાંથી નાનાફડનવિસના પક્ષકારોને હાંકી કાહાડ્યા અગીઆરમી જાન્યુઆરિયે જ-નરલ ગાડર્ડનુ લશ્કર ડભોઈ આગળ આવી પોહોચ્યુ, અને બે દિવસ પછી તોપોનો મારો ચલાવવાને મોરચો તૈયાર થયો ત્યારે તો મરાઠા કિ-લ્લેદાર રાત્રની વેળાએ કિલ્લો છોડીને જતા રહ્યા. ફતેહસિંહને ગાયકવાડ-ના રાજ્યના માલિક તરીકે બાહાલ રાખવામાં આવ્યો હતો તેની સાથે સુલાહનુ કેહેણુ ચાલતુ હતુ, તેણે લડાઇને સમયે એક બીજાના શત્રુ સામે સાથે ભૂત થવા વિષેના કોલકરાર ઉપર સહી કરી, તેની બોલી એવી હતી મહી નદીની ઉત્તરે પેશવાનો પ્રાન્ત હતો તે ગાયકવાડે રાખવો, અને તેના બદલે સુરત તથા ભરૂચ જિલ્લાના ગાયકવાડના ગામ હોય તે તેણે અંગ્રેજ સરકારને સ્વાધીન કરવા જનરલ ગાડર્ડે પછી ઉત્તર ભણીની કૂચ જારી રાખી અને દશમી ફેબ્રુઆરિયે ગૂજરાતની મુસલમાની રાજ-ધાનીની આગળ અંગ્રેજ સરકારનો વાવટો પ્રગભજ ઉડવા લાગ્યા ત્યાંના મરાઠા સુબાએ શરણ થવાને ના પાડી એટલે તા૦ ૧૨ મીએ મોરચો બાંધીને એક દિવસમા ભિતાની ભીંતમા બાકોરૂ પાડ્યુ હયાને લીધે, અને

"લેવાને આવ્યા, અને આ પ્રમાણે દેરફાર થયો તેનો તેઓએ અંતઃકરણ
"પૂર્વક મારી સાથે પશ્ચાત્તાપ કર્યો. તેઓએ મને નજરાનો આપવા માંડ્યો
"તેનો સ્વીકાર કરવાની મેં ના કહી, તે ઉપરથી તેમને એટલું બધું માઠું
"લાગ્યું કે, છેવટે મારે તેઓને કહેવું પડ્યું કે, એક વસ્તુ મારે તમારી
"પાસેથી માગી લેવાની હતી, પણ તેમ કરવામાં મને સભ્યતા લાગી નહિ
"માટે અગાઉ મેં તે માગી નથી, હવે તમે મને નજરાનો લેવાનું કહો
"છો તો, તે વસ્તુ તમે મને આપશો તો મારા અંતઃકરણમાં જરા પણ
"સંકોચાયા વિના હું તે લઈશ. હિંદુની પ્રાચીન કાળની દબોઝમાં બાકી
"રહેલી થોડી નિશાનિયો, દેહેરની પડી ગયેલી ઇમારતોનાં કોતર કામના
"કડકા, અહિંતહિં પડેલા ભાગી ગયેલા સ્તંભ, ખંડિત થયેલી મૂર્ત્તિયો, એ
"ઓ વિષે મારો કાંઇ અંગનો બનાવીને, અને તેઓનાથી ઉપકૃત થવા-
"ની અતિશય ઇચ્છા દર્શાવીને આદેરના ખંડિત ભાગ માંહેથી ન્હાના ન્હા-
"ના કડકા પસંદ કરીને લેવા દેવાની આજ્ઞા આપવા બાબત મેં તેઓની
"વિનતિ કરી અને કહ્યું કે, હું તેઓને યુરોપ લઇ જઇને મારી વાડીમાં
"એક દેવાલય બંધાવીને તેમાં પધરાવીશ. મારૂં આવું બોલવું સાંભળીને
"તેઓને ઘણું આશ્ચર્ય લાગ્યું, અને સર્વ ચડીચુપ થઈ ગયા. હું તેઓના
"ધર્મનું હાસ્ય કરીશ એવી તેમને બીક લાગતી હોય એવું તેઓએ બતા-
"વ્યું નહિ, પણ એક ક્રિશ્ચિયન ધર્મના પુરૂષને હિંદુધર્મની મૂર્ત્તિઓ રા-
"ખવાનું શું પ્રયોજન છે તે જાણવાની આતુરતા બતાવી યુરોપિયન લો-
"કોની સામાન્ય જિજ્ઞાસા, પૂર્વભણીની કોતરીના નમુના તેઓને બતાવવાથી
"થતો આનંદ, અને મનને અસર કરનારી હજારો વાતોના સ્મરણ વડે
"કરીને પ્રિયકર થઇ પડતી દૂરની જે જગ્યા, સાંપી આણેલી પ્રાચીન વ-
"સ્તુઓ હું મારા પોતાના દેશમાં જોઉં, તે સમયે મારા મનમાં જે આ-
"નંદદાયક વિચારસકલના ઉત્પન્ન થાય, એ સર્વ વાત તેમના મનમાં ઉ-
"તારવાને મને જરા મુશ્કેલ પડ્યું."

"કોઇ દિવસ તેઓએ સાંભળેલી નહિ એવા પ્રકારની પ્રથમ માગ-
"ણી, તે વિષેનો, કેટલાક સન્યાસિયોને પૂછીને એકાંતમાં વિચાર કર્યા પછી
"થોડીક વારમાં પાછા આવવાની તેઓએ મારી પાસે આજ્ઞા માગી, તે
"સમયે તેઓની આંખ્યમાંથી આંસુ ચેહેવા લાગ્યાં, બીજે દિવસે સવારમાં

"તેઓ મારી પાસે પાછા આવ્યા ત્યારે, એક રીતે, મારે જવાની વેળા "પાસે આવેલી જોઇને ખેદ પામેલા દીસવા લાગ્યા, તેમજ બીજી રીતે, "મારો માગણી માન્ય રાખવાનો તેઓને પ્રસંગ આવ્યો તેથી રાજી થ- "યેલા જોવામાં આવ્યા. તેઓએ ઘણીજ ઉદારતા ભરેલી રીતે મને કહ્યું કે "તમે તમારાં માણસ મોકલીને તમારી નજરમાં આવે તે વસ્તુઓ પસંદ "કરી લ્યો, અને મિત્રાઇદાવે તમારા પોતાના દેશમાં લઈ જઇને દેવાલયમાં "પધરાવો. મેં તે પ્રમાણે કર્યું; ઉજ્જડ પડેલા દેવાલયની તૂટી પડેલી પા- "ળોની માંહેલી ગમની ન્હાની મૂર્ત્તિઓ, અને હીરાના દરવાજાની બાહારની "કોરણીના નમુના હિંદુ કારીગરો મોકલીને મંગાવી લીધા. અને સ્ટાન- "મોર ડુંગર ઉપર એજ કામને માટે અષ્ટકોણ આકારની જગ્યા બંધાવી "છે તેમાં તેના આઠ સમુદાય ગોઠવવામાં આવ્યા છે તે તે જગ્યાને શ- "ણગાર થઇ પડ્યો છે. તેના ઉપર લીંબોઇના ઝાડની ઘટા છે, અને પાસે "એક તલાવ છે તેમાં સુંદર કમળ આવી રહ્યાં છે, તેની પાંખડિયો અને "પાંદડાં દક્ષિણ ભણીના વાયુથી જ્યારે નાજુકપણે હાલે છે ત્યારે ગૂજરા- "તનાં પવિત્ર તલાવનું મને સ્મરણ થાયછે."

આ ગ્રંથકર્ત્તા પછી ભરૂચ ગયો ત્યાં પણ એવોજ દેખાવ તેના જોવામાં આવ્યોઃ—

"ભરૂચના લોકને બ્રિટિશના સરલ અધિકાર નીચે રેહેવાની ટેવ "પડી ગઇ હતી તેથી નવા ફેરફારનો તેઓ ધિઃકાર કરવા લાગ્યા, અને "ભારકરરાવને આવવાનો સાંભળીને ત્રાસ પામવા લાગ્યા; પણ મસ્થારના "મિનારા ઉપર ફરીને પાછી શત્રુતા થઇ એવી ગપ ચાલી હતી તેથી તેને "આવવાને વાર થઇ એટલે ભરૂચના લોક ખોટી આશા રાખવા લાગ્યા "કે હવે રાજ્યનો ફેરફાર થશે નહિ. બ્રિટિશ સરકારનું રાજ્ય તેમના ઉ- "પર ચાલુ રેહે એટલા માટે જૂદી જૂદી નાતના અને ધર્મના લોકોએ કો- "ઇ પણ પ્રકારની પ્રાર્થના, કાંઇ પણ પ્રકારની ક્રિયા, અને કોઇપણ પ્રકાર- "ના હોમ હવન કરવાને બાકી રાખ્યું નહિ અમારો જવાનો દિવસ જ્યારે ન- "જીક થયો, ત્યારે સર્વે જાતના લોકોને ખરેખરો શોક આવી ગયો હતો, તે "જરા પણ સંદેહ વિના મારા સ્મરણમાં રમી રહ્યુંછે. ઇંગ્લિશ લોકે ભ- "રૂચ જીતી લીધું તેના પેહેલાં તે મોગલોના તાબામાં હતું. અને તેના ઉ-

"પર મુસલમાન નવાબ રાજ્ય ચલાવતો હતો; તેથી દેરફાર કેવો થયો તે-
"તેઓ સારી પેઠે જાણતા હતા. પૂર્વભણીના બીજા સર્વ રાજાના જુ-
"લમ કરતાં મરાઠાઓનો મરજી પ્રમાણે થતો જુલમ વધારે ભારે પડેછે;
"તેઓ હરેક જાતનું ત્રાસદાયક ઘાતકીપણું કરીને ધન હરી લેછે, તેમાં વ્યા-
"પાર, ખેતીવાડી, અને ધન તથા આબાદાનીનાં ચાલતાં સાધનને સારા
"રાજકર્તા ઉત્તેજન આપેછે તેનું તે આપેજ શાના. અગરજો મુસલમાનોને
"પણ ધનનો એટલો બધો લોભ છે તોપણ તેઓ વધારે ઔદાર્યતાથી ખ-
"રચેછે. ઉપયોગી અને શોભાયમાન કામોને ઉત્તેજન આપેછે, અને વિદ્યા ત-
"થા કળાનું પ્રતિપાલન કરેછે"

"મહાદજી સિંધિયાને ભરૂચ આપવાનો દિવસ ૧૭૮૩ના જુલાઈ મ-
"હિનાની ૯ મી તારીખનો ઠરાવ્યો હતો, તે ઉપર ભાસ્કરરાવ આવ્યો ત્યા-
"રે રીત પ્રમાણે દરબાર ભરીને તેનો આદર સત્કાર કર્યો, અને શેહેરના દ-
"રવાજાની કુંચિયો તેને હસ્તગત કરી. નર્મદા નદી ઉતરીને સુરત જવા
"સારૂ અમે તરતજ પાણી પાસે ગયા, અને અમારી સાથે શેહેરના મુખ્ય
"મુખ્ય લોકો બોલ્યા ચાલ્યા વિના આવ્યા. જ્યારે અમે કંપનીના ન્હા-
"ના મછવામાં બેઠા, ત્યારે અમારા માથા ઉપર એક કાળકાળું વાદળું
"ચડી આવ્યું, અને વરસાદનું એક ઝાપટું પડ્યું. તે જોઇને અમારા શોકા-
"તુર મિત્રો હવે વધારે વાર મુગે મ્હોડે રહી શક્યા નહિ, અને મરાઠા-
"ઓના જુલમનો માથે આવેલો ત્રાસ વીસરી જઇને કરૂણા ઉપજે એવો
"પોકાર કરી બોલી ઉઠ્યા કે, ભરૂચના દુર્ભાગ્યને લીધે આકાશ રડેછે તેનાં
"આ આંસુ છે! અંગ્રેજોના ઉપર નિરાધાર અપવાદ અને પાયા વિનાના
"હજારો વહેમ રાખવામાં આવેછે, અને જે યુરોપમાં એકદમ માનવામાં
"આવતા હતા, તેની સામે હું ઉપરની વાત રજુ કરૂંછું. હિંદુસ્થાનમાં
"ઘણા એક મ્હોટા અધિકાર ઉપર છે તેમાંથી કેટલાએક બેશક ઠપકાને
"પાત્ર છે. આપણા દેશમાં પણ જેઓ એવાજ અધિકાર ઉપર છે તેઓ-
"માંથી બધાય નિર્દોષ છે એમ નથી; દ્રવ્ય અને સત્તાની લાલચ કોઇ કોઇ
"વેળાએ અતિ બળવાન મનવાળાઓને પણ વશ કરી લેછે; પણ મોહ
"પામી જવાથી દૂર રેહેવાનો કાળ પાસે આવી પોહોચેછે, ત્યારે નિર્દોષ
"અંતઃકરણ રહ્યું હોય તેથીજ માત્ર સુખ થાયછે યુરોપિયન કે હિંદુસ્થા-

"નો રેહેવાશી બેમાંથી ગમે તે જે ધનુ ઉચાપત કરનાર હોય તે હવણાં "મનુષ્યના કાયદાનો જવાબદાર હોય અથવા ન હોય તોપણ એક અંદર-"ખાને બિરાજમાન થયેલો કોઇ શિક્ષક હવણાંનું પ્રત્યેક સુખ-નૅષ્ટ કરી "નાખેછે, અને હવે પછી, કદિ ભૂલે નહિ એવો ન્યાયાધીશ તેના પોતાના "કાયદા, સત્યના અને ન્યાયના ધોરણ ઉપર સ્થાપ્યા છે તેના ભંગ કરનારનું "વેર લેશે. જે લોકોનો ચાલતો સંપ્રદાય જગતમિત્રાઇ, ઉદારતા, અને પ-"રોપકારબુદ્ધિ ઉપર હોય એવા માણસોના આખા વર્ગ ઉપર સામાન્ય અ-"પવાદ મૂકવો એ અઘટિત છે."

• આ સંબંધથી ભરૂચ સિંધિયાના તાબામાં આવ્યું તે તેણે બ્રિટિશ સરકાર સાથે લડાઇ કરી ત્યાં સુધી રહ્યું. તેની પાસેથી કર્નલ વુડિંગટને ૧૮૦૩ ના આગસ્ટ મહિનાની ૨૯ મી તારીખે વડોદરાની સહાયકારી ફોજવતે હલ્લો કરીને લીધું.

ફતેસિંહ ગાયકવાડ પોતાના ઘરના મેડા ઉપરથી પડી ગયો તેથી ૧૭૮૯ ના ડિસેમ્બર મહિનાની ૨૧ મી તારીખે મરણ પામ્યો, રીજેન્સી માટે ફતેસિંહના ભાઇ માનાજી અને ગોવિંદરાવની વચ્ચે કજિયો હડ્યો, તે ચાર વર્ષ પછી જ્યારે માનાજીનું મરણ થયું ત્યારેજ પતી ગયો. હવે ગોવિંદરાવનો હક થવાને કશો વાંધો રહ્યો નહિ, તોપણ પેશવાની રાજ-ધાની છોડીને આવવાની રજા મેળવતાં ગોવિંદરાવને આવવાનું કઠણ પડ્યું† આગળ ગાયકવાડની સાથે પેશવાએ ઘણા ભારે કોલકરાર કરી લીધા હતા તે ઉપરાંત પુના સરકારને ફાયદો થાય એવી રીતે તેની પાસેથી ક-રાર કરી લેવાને ન્હાનાફડનવિસે ધારણા કરી. સાલબાઇમાં જે કોલકરાર થયા હતા તેથી ઉલટાં ચાલીને ગાયકવાડના મુલકમાં વિભાગ પાડવા નહિ

†માનાજી વડોદરામાં હોતા ગાદી બથાવી પડ્યો. અને પેશવાને ૩૦,૧૩,૦૦૦ રૂપિયા નજરાણાના તથા પેશકશીના ચડેલા સુમારે ૩૪,૦૦૦ રૂપિયા આ-પવાનો કરાર કરી તેમની સમ્મતિ મેળવી. આ કરાર ગોવિંદરાવ પાસે પળાવા તથા હાથી, ઘોડા અને દાગીનાગઈ સુમારે એકલાખ રૂપિયાનો નજરાણો આપ્યા પછી પુનેથી જવાની પરવાનગી મળશે એમ ન્હાનાફડનવિસે ફરમાવ્યુ, તે ઉપરાત તાપી નદીની દક્ષિણ દિશાના દેશમા ગાયકવાડનો હક હતો તથા સૂરતઅંઠ્ઠાવીની જ-કાત પેશવાને આપી દેવાની માગણી કરી.

ઉત્તર લખી આપીને મોકલ્યા તેઓને ગયાને વીશ મિનિટ થઇ નહિ અને મલ્હારરાવની ફોજની છાવણી આગળ પૂરા પોહોંચ્યા નહિ એટલામાં તો તેઓને કેદ કરી લીધા, અને તેની પાસે બે તોપો હતી તેનો મારો બ્રિટિશ છાવણી ઉપર ચલાવ્યો. મેજર વાકરે ગાયકવાડના સરદારો સાથે થોડીક મસલહત કરી ત્યારપછી, તેઓને કામ નીમવામાં આવ્યું અને તેમની સાથે એવો ઠરાવ કરવામાં આવ્યો કે આખી ફોજે ધસારો કરીને શત્રુની છાવણી ઉપર હલ્લો કરવો, કમાલઉદ્દીનખાન પાસે લગભગ એક હજાર ઘોડું થયું હતું તે લઇને બ્રિટિશ ફોજની જમણી બાજુએ તે રહ્યો; અને બાબાજી પાયદલ તથા થોડા ઘોડેસ્વાર અને થોડાક ગોલંદાજ લઇને ડાબી બાજુએ રહ્યો. ગાયકવાડની ફોજ તૈયાર થયાના સમાચાર બ્રિટિશ ફોજને પોહોંચાડવામાં આવ્યા એટલે સુમારે અઢી કલાકે પલટણ હાર બંધ ચાલવા લાગી, તથા સંગાથે ચાર તોપો લીધી તે ધીરે ધીરે પણ ઘણી સરસ વ્યવસ્થાથી આગળ ચાલવા લાગી, અને કોઇક ઉચી જગ્યા હાથ કરી લેવાને તથા શત્રુની ફોજને મોખરે જઇ પોહોંચવાને તે જમણી બાજુ તરફ નમી. જેમ બ્રિટિશ ફોજ આગળ ચાલવા લાગી તેમ મલ્હારરાવના તોપખાનાનો મારો વધવા લાગ્યો, અને દુર્ભાગ્યે કરીને શત્રુએ એવી જગ્યા પસંદ કરી હતી કે ત્યાંથી મારની અસર ઘણી થતી હતી, તોપણ આશરે પાંચ વાગતાં શત્રુની ફોજથી સુમારે અર્ધા મૈલને છેટે મેજર વાકર આવી પોહોચ્યો અને ત્યાં આગળથી શત્રુની છાવણી આખેઆખી દેખાવા લાગી. તેણે હલ્લો કરવાનો વિચાર અગાઉથી કરી રાખ્યો હતો, તે પ્રમાણે કરવાની તૈયારીમાં તે હતો પણ તેટલામાં તેને એવી ખબર આપવામાં આવી કે બાબાજીની ટુકડી છાવણીથી જરાક આગળ ચાલી છે, અને તેના આરબ લોકો બ્રિટિશ ફોજની પછવાડે જવાને આનાકાની કરેછે; તેમજ કમાલઉદ્દીનને જે ઠેકાણે રેહેવાનું ઠરાવ્યું હતું તે પ્રમાણે તે કેટલીએક વાર સુધી રહી શક્યો અને હવે શત્રુના ચઢિયાતા ઘોડેસ્વારના લશ્કર આગળ ટકી નહિ શકતાં પછવાડે પડી ગયો છે, એવા સમાચાર પણ તેને, તેજ વેળાએ મળ્યા. ગાયકવાડની ફોજનો અસર કરે એવો આશરો મળ્યા વિના ધારેલા વિચાર પ્રમાણે કરવાનું મેજર વાકરને ઘણું જોખમ ભરેલું લાગવા ઉપરથી તેને તે વિચાર

માડી વાળવાની અગલ પડી, તેથી તેણે જમણી બાજુએ વધારે જવા માડયુ, કેમકે જેમ તે તેણી તરફ ચાલતો હતો તેમ તેમ શત્રુના મારાથી રેહેતાં રેહેતા વધારે છેટે તે જઇ શકતો હતો, અને તેઓના ઘોડેસ્વાર જે ઉચી જગ્યાએ હતા, તે જગ્યાએ જઈ પોહોચવાને તેને બની આવતુ હતું .આ ઠેકાણે અધારૂ થતા,સુધી ફોજ રહી અને ત્યાથી શત્રુના બણીનો કાઈ અગ્કાર થયા વિના પોતાની છાવણીની જગ્યાએ પાછી વળી શત્રુના તરફ ઘણુ નુકસાન થયુ પણ બ્રિટિશ ફોજને પણ ભારે નુકસાન પોહોચ્યુ લેફટનેન્ટ ક્રીગ રાજાની એ શીમી પલટણનો હતો, અને મ્યાકડોનેલ્ડ અને લોવેલ નામના બે કયાપટનો કપની સરકારની ચાકરીમાના હતા તે મારયા ગયા સર્વ મળીને ૧૪૬ મારયા ગયા તથા ઘાયલ થયા તેમા પચીશ યુરોપિયન હતા અને એક તોપનાં પૈડા ભાગી ગયા તેથી તેને રણભૂમિમા રેહેવા દેવી પડી

મેજર વાકરની પાસે જેટલી ફોજ હતી તેટલાથી તાબડતોબ અને ઓચિતો હલ્લો કરીને લડાઇનો અત આણવાનું બની શકે એમ ન હતું એવી હવે તેની ખાતરી થઇ માટે મરાઠાની રીત પ્રમાણે કરવાનો તેણે નિશ્ચય કર્યો અને બાબાજીની સલાહ લીધા પછી મોરચો બાધીને તે જેમ કિલ્લો બાધેલુ શેહેર હોય તેમ શત્રુની છાવણી ઉપર જવાનુ તેણે કબૂલ કરયુ તેટલી વારમા ખભાતમા મિ૦ ડકને તથા મેજિસ્ત્રના બીજા અધિકારિઓએ બની શકે તેટલી ફોજ એકઠી કરીને મોક્લવાનો પ્રયત્ન કરવા માડયો મુબાઈથી મોકલવાને ઠરી એટલી ફોજ રવાને થવાને વાહાણ ઉપર ચડી, અને ગોવામા બ્રિટિશ ક્માન્ડીંગ ઓફિસર કર્નલ સર વિલિયમ કલાર્ક હતો તેને હુકમ થયો કે તમારા તાબાનુ યુરોપિયન લશ્કર અને દેશી પાયદલની પલટણ લઇને કડી આગળ ફોજને જઇ મળુ ઇન્ટ્રેપિડ અને ટર્પસિકોર કરીને ઇંગ્લડના રાજાના બે વાહાણ અને કાર્નવાલિસ અને અપ્ટન કયાસલ એવા નામના કપનીના વાહાણ હતા તે વધારાનું લશ્કર ઉત્તર-ભણી લઇ જવાના કામમા લગાડ્યા

કેટલીકવાર સુધી કડી આગળ એતાલ લડાઇઓ થઇ તેમા સામા વાળા, મેજર વાકરના લશ્કર ઉપર ઘણુ કરીને નજર રાખતા હતા અને મુખત્વે કરીને ગાયકવાડના સરદારોની ફોજ ઉપર દુશ્મનાવટ જણાવતા

હતા. આણીગમ મેજર વાકરનાં જાણવામાં આવ્યું કે આપણી પાસે જોઇયે તેટલો દારૂગોળો નથી તથા બાબાજીની ફોજનું તોપખાતું કામમાં લાગે એવું નથી અને તેનું લશ્કર જો કે ખરેખરૂ નાહિંમતવાન નથી તેમજ પ્રમાણિકપણા વિનાનું નથી તોપણ તેમના મનમાં હોંસ હોય એમ લાગતું નથી, અને મલ્હારરાવની ફોજમાં વગર કવાયત શીખેલા પઠાણ, ગોસાઇ અને કોળિયો જે શૂરવીર છે તેઓના મનમાં જેટલી ઉલટ છે તેટલી તેમના મનમાં નથી. તે ઉપરથી તેણે વિચાર્યું કે ગાયકવાડની ફોજની મદદ મળ્યાવિના હલ્લો કરવાનું કામ પાર ઉતારી શકાય એમ નથી માટે બેહેતર છે કે તેમ નહિ કરતાં પોતાનું રક્ષણ કરી બેશી રેહેવું. વળી તેજ વેલાએ મેજર વાકર અને મલ્હારરાવ વચ્ચે સલાહનાં કેહેણ ચાલતાં હતાં. કપ્તાન વિલિયમ્સને કેદખાનાના દુઃખમાંથી મોકળો કરાવા સારૂ મેજર વાકરે પ્રથમ દરખાસ્ત કરી; પણ મલ્હારરાવે પોતાની બહેનની બહુ આગણી કરવા માંડી તેથી છેવટે કાંઇ પરિણામ થયો નહિ.

સર વિલિયમ કલાર્કે આવીને તા૦ ૧૨ મી એપ્રિલને દિવસે ખંબાત આગળ ફોજના ઉપરીપણાનો અધિકાર લીધો. પ્રથમ એવો મનસુબો કરી રાખ્યો હતો કે ફોજ જેવી ઉતરે તેવી એકદમ રવાના કરીદેવી, પણ તેમનો અટકાવ કરવાને ભંડોડાનો ઠાકોર ભૂપતસિંહ એક હજાર અશ્વાર લઇને વાટ જોઇ રહ્યો હતો તે ઉપરથી તેનાથી થતા નુકસાનમાં નહિ આવી પડવાને માટે વાજબી વિચાર્યું હતું તેથી સર વિલિયમ કલાર્ક આખી ફોજ પોતાની સંગાથે લઇને ચાલ્યો, અને એપ્રિલ મહિનાની ૨૪ મી તારીખે બુડાસણ આગળ મેજર વાકરને મળ્યો, તે વેળાએ ગાયકવાડનું લશ્કર બાદ કરતાં પાંચ ૭ હજાર માણસ થયું, તેમાં બે હજાર કરતાં પણ વધારે માણસ તો યુરોપિયન હતું. પ્રથમ કોલકરાર કરવાને માટે જે કેહેણ કહાવવામાં આવ્યું હતું તે પ્રમાણે ખરમેળે કબૂલ કરવાની મલ્હારરાવની મરજી છે કે નહિ તેની ખાતરી કરવાને માટે બ્રિટિશ સેનાપતિને નક્કી કરવા સારૂ સંદેશો મોકલવાનો હતો. મલ્હારરાવને ત્યાં મસલહત્ થતી હતી તેવામાં સર વિલિયમ કલાર્કના આવી પોહોંચ્યા વિશેના સમાચાર જાહેર કરવામાં આવ્યા, તે વેળાએ, શિવરામ, ભૂ-

ભ્પતસિંહ અને પઠાણોના સરદારે ઘરમેળે કજિયો પતાવી દેવામાં હરકત નાંખી માટે મુકુંદરાવ ગાયકવાડે તેઓને ઠપકો દેવામાંડયો અને તેમને લીધે હવે સંકટ આવી પડશે એવો તેમને માથે દોષ મૂક્યો. ટોળી માંહેલા બીજા જે આગેવાન હતા તે ચિંતાતુર થઇને એક બીજા સામું જોવા લાગ્યા; મલ્હારરાવ પણ ડર પામ્યો અને ઘભરાયો અને કોણ જાણે શાએ કારણને લીધે કેહેણનો તેણે કશોય ઉત્તર વાળ્યો નહિ. અને જેમ બનવાકાળ હશે તેમ બનવા દીધું. કડી શેહેર ઉપર હલ્લો કરતાં પેહેલાં, શત્રુની ફોજ ખાઇ ખોદીને મોરચા બાંધીને રહી હતી, તે વિખેરી નાખવાની અગત્ય સર વિલિયમ કલાર્કને લાગી. તેમાં જમણી બાજુ ઘણી બળવાન થઈ ત્યાં તોપખાનું, ઘોડેશ્વારની પલટણ અને બારસેં અથવા ચૌદસેં પઠાણની યુરોપિયન સરદારના હાથ નીચે. ની એક પલટણ તેના રક્ષણને માટે હતી. તેના ઉપર હલ્લો કરવાને માટે તા. ૩૦ મી એપ્રિલને દિવસે ઇંગ્લંડના રાજાની ૭૫ મી પલટણ મુખ્ય ઠરાવી, તથા તેની એક બાજુએ ૮૪ મી પલટણ તથા બીજી બાજુએ કંપનીની દેશ્યા કદના સિપાઇયોની ટુકડી અને ૮૪ મી પલટણનાં બાકી રહેલાં માણસ અને ચાર તોપો રાખવામાં આવી. એ પ્રમાણે આખુ લશ્કર લેફ્ટનન્ટ કર્નલ વુડિંગટનના હુકમ નીચે તૈયાર થયું; અને કોઇને દેખાવ ન દેતાં પરોઢિયું થતાં તોપખાનાની લગભગ આપી પોહોંચ્યું અને બાયોનેટ ચલાવીને તરતજ તે સ્વાધીન કરી લીધુ. આ પ્રમાણે જેટલી તોપો હાથમાં આવી તેમાંથી કેટલીક તેજ ક્ષણે શત્રુના સામી ઓઠવી દીધી. બ્રિટિશ ફોજ જેમ પોતાને લાભ થાય તેમ જુસ્સાથી મડી, અને અગિયાર વાગતા પેહેલાં તો ખાઈ અને મોરચાનો આખો ભાગ જે કડીના મોખરા આગળ હતો તે પોતાને સ્વાધીન કરી લીધો, અને શત્રુની ફોજ પોતાનું રક્ષણ કરતી હતી તેમાં ભંગાણ પાડીને અવ્યવસ્થા કરી નાંખી. આ પ્રમાણે જય પ્રાપ્ત કરી લેવામાં શત્રુને પોતાનો બચાવ કરવાનો હતો તેથી વધારે માણસનું નુકશાન થયું હોત નહિ, પણ મલ્હારરાવના લશ્કરમાંથી દારૂખાનાનો એક ઢગલો પકડાયો તે દૈવયોગે સળગી ઉઠ્યો અને તેથીજ કરીને ઘણું નુકસાન થયું. મલ્હારરાવની છાવણી, અને પાસેનું કેસ ગામ લૂટીને બાળવામાં આવ્યું, અને

તેની ફોજ ગેહેરના દરવાજા આગળ ઢોડી ગઇ તેને અંદર પેસવા દીધી અને વેરાઈ જવાનો હુકમ આપવામાં આવ્યો. કડીની સામી બાજુએ તેઓ ફરીને પાછા કેટલીકવાર સુધી એકઠા થયા પણ ફરીને પાછા તરતજ બહુ ગડબડાટમાં આવી પડ્યા. મલ્હારરાવને ડર પેશી ગયો એટલે તેણે કપ્તાન વિલિયમ્સને છોડી મૂક્યો અને તે આફિસર સુંદરજીને લઇને સાજની વેળાએ બ્રિટિશ છાવણીમાં આવી પોહોન્ચો.

બાબાજિયે આ જયના સમાચાર પોતાના ભાઇને લખી મોકલ્યા તેમાં, તે બ્રિટિશ ફોજનુ શૂરપણું જોઇને બહુ રાજી થયો અને તેથી ફરીને હવે તેને તથા તેના ભાઇને અને મિત્રોને લાભ થવાનો અવસર આવ્યો તે લખી જણાવ્યુ. તેણે લખ્યું કે, "અંગ્રેજો જે રીતે લડ્યા "તે રીત જોઇને, બાબાસાહેબ! હું બહુ આશ્ચર્ય પામ્યો. એમના જેવું "જગતમાં બીજું કોઈ લડી શકે એવું હોય એમ મને લાગતું નથી. ૭ "ઘડીમાં તેમણે તેમના ધાર્યા પ્રમાણે કર્યું, અને શ્રીમંતના સારા "ભાગ્યને લીધે હવે કડી બે દિવસમાં હાથ આવશે કડેથી કડી "અર્ધો કોસ થાય છે અંગ્રેજી ટુકડી ખાઈની લગભગ છે. અંગ્રેજને "અહિં આણવાથી જે પરિણામ થશે તેથી તમે બહુ ડાહાપણ ભરેલું ગણાશો. અને તેમના શૂરપણાએ કરીને તેમની પ્રતિષ્ઠા અને "બીતી તમારા શત્રુઓને વિશેષ લાગશે એટલુંજ નહિ પણ આખા

---

§ નીચે પ્રમાણે

ઘાયળ થયા તથા મરાયાની વિગત,

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| યૂરોપિયન.. | .મરાયા, | ૨૨ | .... | ઘાયલ થયા, | ૮૨=૧૦૪ | =૧૬૨ |
| દેશી........... | „ | ૬ | .... | „ | ૫૨= ૫૮ | |

તેમા

અધિકારિયો મરાયાની વિગત.

| | | | | |
|---|---|---|---|---|
| લેફ્ટનન્ટ | ફ્રાન્સિસ | ઇવી | રાજાની | ૮૪ મી પલટણનો |
| „ | ડેવિડ | પ્રૈસ | „ | ૮૫ મી „ |

અધિકારિયો ઘાયલ થયાની વિગત,

લેફ્ટનન્ટ હેનરી પાલચર પેહેલી (અથવા ઉચા કદના સિપાઈયોની) ટુકડીનો
„ હેનરી ફ્રમ પેહેલી ટુકડી છઠ્ઠી પલટણ

"જગતને લાગશે. હવે આપણી ચિંતા' એથી કરીને મટી ગઇ છે, કેમકે, "હવે આપણે આપણી નજરમાં આવે તેમ કરી શકીશું."

મલ્હારરાવે ક્યાપટન વિલિયમ્સ અને સુંદરજીને છોડી મૂક્યા તેથી સર વિલિયમ કલાર્કે તેને ફરીને કાહાવ્યું તે ઉપરથી લડાઇને બીજે દિવસે તેણે કેહેવરાવ્યુ કે હું શરણ યઇશ, પછી તેની મરજી જણાવ્યા પ્રમાણે તેને બ્રિટિશ છાવણીમાં તેડી લાવવાને એક ટુકડી દરવાજા આગળ મોકલવામાં આવી. દરવાજા આગળ, તે પાલખીમાં બેઠો હતો ત્યા તેના લોકોએ તેને નહિ જવાને માટે સમજાવીને અટકાવ્યો. તેથી કિલ્લો તોડી પાડવાને તોપોનો મારો ચાલ્યો, અને કામ ઘણું આગળ વધ્યુ, એટલે તા૦ ૩ જી મેને દિવસે મલ્હારરાવ પોતાના અને પોતાના કુટુમના માત્ર બચાવની શરતે શરણ થયો બે દિવસ પછી કડીનો કિલ્લો શત્રુઓએ ખાલી કર્યો અને તેમા બ્રિટિશ અને ગાયકવાડની ફોજે પ્રવેશ કરવાથી તેઓના એકદા વાવટા ઉડવા લાગ્યા. ત્યા ન્હાની મ્હોટી થઇને આડત્રીસ તોપો, તથા હાથી, ઉટ અને કેટલુંક બધુ દારૂખાનું તથા સરસામાન તેમને હાથ લાગ્યો.

કડી તુટી કે તરતજ વડોદરામાં બ્રિટિશની સત્તા સ્થપાઇ. માર્ચ મહિનાના પ્રારંભમા મિ૦ ડકન અને રાવજી વચ્ચે ઠરાવ થયો, તે પ્રમાણે ગાયકવાડ ચોરાશી પરગણુ અને સુરતની ચોથ આપી, અને બ્રિટિશ ફોજના ખર્ચની જામીનગીરીને માટે સુરતઅઠ્ઠાવીશીનો પોતાનો ભાગ આપ્યો. એક ગુહ્ય ઠરાવ થયો તે લડાઇનો અત આવતા સુધી અમલમા લાવવાને બધ રાખ્યો. તે ઠરાવ પ્રમાણે બે હજાર દેશી પાયદલ, એક યુરોપિયન ગોલંદાજની ટુકડી અને તેના પ્રમાણમાં ખાસ્સા; એ પ્રમાણે ફોજને નિરતર પગાર આપવાને ગાયકવાડ સરકારે કબૂલ કર્યું તેના ખર્ચને પેટે બને પક્ષકારોને સુલભ પડે તે ભાગ ગાયકવાડના રાજ્યમાંથી અગ્રેજને આપવાનો ઠરયો. આરબનું લસ્કર કાહાડી નાખવાનુ ઠર્યું. ગાયકવાડને બ્રિટિશ આશ્રય આપ્યો તેના બદલામાં ખુશી થઇને આનંદરાવ ગાયકવાડે, જુન મહિનાની ચોથી તારીખે સુરત અઠ્ઠાવીશીનું ચીખલી પરગણું કપની સરકારને આપ્યુ; અને ત્યાર પછી બે દિવસે એક બીજો ઠરાવ થયો તેમાં માર્ચ મહિનાનો કોલકરાર અને

ચીખલી આપવાનો ઠરાવ રીત પ્રમાણે બાહાલ રાખવામાં આવ્યો અને એમ ઠરાવ્યું કે જે આરબોને ઓઠા કરવાના છે તેમનો પગાર આપવાને બ્રિટિશ સરકારે ગાયકવાડને રૂપિયા ધીરવા ને તેને પેટે ગાયકવાડે વડોદરા, કોતર, જનોડ, પેટલાદ, અને અમદાવાદનાં પરગણાં લખી આપવા તેજ દિવસે આનંદરાવ ગાયકવાડે એક દસ્તાવેજ કરી આપ્યો તેના ઠરાવ પ્રમાણે ગાયકવાડને હવે પછી મદદ આપવા સારૂ બ્રિટિશ મદદકારી ફોજ સંવત્ ૧૮૬૦ ( ઈ૦ સ૦ ૧૮૦૪ ) ની સાલથી રાખવી અને તેના ખર્ચને સારૂ ગાયકવાડે ધોળકા પરગણું આપવું એમ ઠર્યુ. પેહેલા વરસમાં લશ્કરના ખર્ચના રૂપિયા ૭,૮૦,૦૦૦ થયા હતા તેનો પણ દસ્તાવેજ થયો અને તેને પેટે ૫૦,૦૦૦ રૂપિયાની નડિયાદના ગામની જયદાદ આપવામાં આવી, તથા બાકીના રૂપિયા પૂરા કરવાને કડીની ઉપજ અને કાઠિયાવાડની સવત્ ૧૮૫૭ ૫૮ ( ઈ૦ સ૦ ૧૮૦૧–૨ ) ની મુલ્કગીરી (જમા) સોંપવામાં આવી. જુનની સાતમી તારીખે મેજર વાકર વડોદરાનો રેસિડેન્ટ ઠરયો. તે પ્રમાણે તે ત્યાં જુલાઈની ૧૧ મી તારીખે આવી પોહોચ્યો, તે સમયે ગાયકવાડે તેનો ઘણો આદરસત્કાર કરયો. રાવજીના કેહેવા ઉપરથી એના ઘરની પાસે પરામાં એક વાડી હતી ત્યાં આગળ મેજરને માટે તંબુ ઠોકાયા અને ત્યાં બ્રિટિશનો વાવટો ચડયો. આનંદરાવના રાજ્યની સામે એક બીજુ બંડ થયું હતુ તે શમી ગયાના સમાચાર થોડા દિવસ અગાઉ મળ્યા હતા. ગાયકવાડના કુટુંબનો સગો એક ગણપતરાવ કરીને હતો તે માજી મહારાજા ગોવિંદરાવના કરતાં પોતાનો વિશેષ હક ધરાવીને સર્વ સત્તા લઈ લેવાને ઉભો થયો હતો, તોપણ ભલા સ્વભાવના મહારાજે તેને શંખેડાનો કિલ્લો અને તેનું ન્હાનું પરગણું થોડે રૂપિયે ઇજારે આપ્યુ હતુ તેના રૂપિયા આપવા બંધ કરી બેઠો હતો અને મલ્હારરાવની સાથે મળી જઈને પોતાની સ્વતંત્ર સ્થાપના કરવાને તૈયાર થયો હતો પણ કડી જેર થયા પછી તે પોતાના કિલ્લામાં ભરાઈ પેઠો હતો, ત્યાં માત્ર બે તોપો હતી અને બીજું રક્ષણનું બરાબર સાધન નહિ છતાં ગાયકવાડનો હલ્લો સહન કરી શકો હતો. ગણપતરાવની સાથે મહારાજના પિતાનો એક દાસીપુત્ર મોરારરાવ કરીને હતો તે તેને મળી ગયો હતો. બ્રિટિશ ફોજની એક ટુકડી કપ્તાન બેથુનના ઉપરી-

પણા નીચે જઇને તરતજ ગાયકવાડની ફોજ 'સાથે મળી, અને જુલાઇ મહિનાની ૭ મી તારીખે શંખેડું તાબે થયું, તેમાં કિલ્લેદારોથી ખાનગી મિલકત અને તેમના જીવ બચાવાનો કોલકરાર થયો. પણ ઠરાવ થતા પહેલાંની રાત્રે ગણપતરાવ અને મોરારરાવ, થોડા માણસ લઇને પગે ચાલી નીકળ્યા હતા તે ગોવિદરાવનો[1] સાળો બાપુ પોંવાર કરીને આળવામાં મ્હોટો જાગીરદાર હતો તેના રક્ષણ નીચે ધાર જઈ રહ્યા.

હવે ગાયકવાડની પ્રધાન રોળીનું અને બ્રિટિશ રેસિડેન્ટનું મન કેટલાક મહિનાથી આરબોને કાહાડી મૂકવાના કઠણ કામ ઉપર લાગ્યું હતું. તેઓ એટલા બધા બળિયા થઇ પડ્યા હતા કે, રાજ્યના પ્રત્યેક કામ કાજમાં પોતાનું માથુ ઘાલતા હતા આ કામનું યથાસ્થિત વર્ણન આ ઠેકાણે આપવાની કાંઇ અગત્ય નથી, ટુંકામાં એટલુંજ કે બ્રિટિશ ફોજના આશ્રય વિના તે થાય એમ ન હતું. છેવટે આરબોના જમાદારોને વડોદરાના કિલ્લામાં ઘેરી લીધા, અને કર્નલ વુડિંગટનના તાબાની ફોજના જોરથી ૧૮૦૨ ના ડિસેમ્બર મહિનાની ૨૬ મી તારીખે તેઓને કરાર કરવાની જરૂર પડી.

બ્રિટિશની સત્તા ગૂજરાતમાં કેમ પ્રવેશ થઇ તે વિષેનો થોડો વૃત્તાંન્ત ઉપર પ્રમાણે આપવામાં આવ્યો. હવે તેની હવે પછીની વૃદ્ધિ વિષે અમે ટુંકામાં લખીશુ.

ઈ૦ સ૦ ૧૮૦૫ ના એપ્રિલ મહિનાની ૨૧ મી [2]તારીખે ગાયકવાડ સાથે ઉંવટનો એક કોલકરાર થયો તેમાં આગળ જે ઠરાવો થયેલા તેમાં વધારો અને ફેરફાર કરવાનો જે યોગ્ય જણાયો તે કરીને ચોકસ ઠરાવ થયો. ગાયકવાડે પ્રથમ બેહજાર માણસની સહાયકારી ફોજ રાખી હતી અને હવે ત્રણ હજાર રાખવાને કબૂલ થયો, અને તે તેના મુલકમાં રેહેવાની ઠરી, પણ જ્યારે અગત્ય પડે ત્યારેજ તેને કામમાં લેવી એમ ઠર્યું. તેના ખર્ચને સારૂ ૧૧,૭૦,૦૦૦ રૂપિયાનાં પરગણાં આપવાનાં ઠર્યાં. ચોરાશી, ચીખલી, અને ખેડાના પરગણા તથા સુરતની ચોથ બ્રિટિ-

---

૧ જિયોર્જનામામાં વા. ૧૨ મી લખી છે તે ભૂલ છે

આ તહનામાના સંબંધમાં મુંશી ફિરોજ પોતાના જિયોર્જનામામાં વિરોધ પડતું લખે છે ૭૦ ૬૦

રાને આપી હતી, અને ગાયકવાડને બ્રિટિશ સરકારનું દેવું હતું તેના પેટામાં બીજાં પરગણાંની ઉપજ ખપવા લાગી.[1]

ગોવિંદરાવના સમયથી પેશવા અને વડોદરા સરકાર વચ્ચે કાંઇ કોલકરાર થયા નથી. આબા સેલુકરનું બંડ બેસારી દીધા પછી પેશવા પાસેથી ગાયકવાડે અમદાવાદ, કાઠિયાવાડની મુલકગીરી, પેટલાદ, નાપાડ, ચૂડા રાણપુર, ધંધુકા અને ઘોઘાનાં પરગણાં, તથા કંપનીના કેટલાક ભાગ ઇજારે લીધા હતા. પણ વસઇનો કોલકરાર થયો તેમાં રાણપુર, ઘોઘા, અને ધંધુકા, તથા કંપનીનો પેશવાનો ભાગ, પેશવાએ બ્રિટિશ

---

૧ આનદરાવ ગાયકવાડના રાજ્યમાંથી આનરેબલ ઇસ્ટઇન્ડિયા કંપનીને જે આપવામાં આવ્યું તેની યાદી ગંગાધાર શાસ્ત્રીની વિગત પ્રમાણે કર્નલ વાકરના ૧૮૦૬ ના જાન્યુઆરી મહિનાની પેહેલી તારીખના રિપોર્ટ સાથે જોડવામા આવી છે તે પ્રમાણે.

ઇનામ.

| | |
|---|---|
| ખેડાની કિલેદારી | ૩૦ ૪૨ ૦૦૦ |
| ચીખલી પરગણુ | ૭૬,૦૦૦ |
| સુરત બંદરની ચોથ | ૫૦,૦૦૦ |
| ચોરાશી પરગણુ | ૯૦,૦૦૦ |
| | ૨,૫૮,૦૦૦ |

જયદાદ.

| | |
|---|---|
| નડિયાદ પરગણું | ૧,૭૫,૦૦૦ |
| ધોળકા, ” | ૪,૫૦,૦૦૦ |
| વિજાપુર ” | ૧,૩૦,૦૦૦ |
| માતર ” | ૧,૩૦,૦૦૦ |
| મહુધા ” | ૧,૧૦,૦૦૦ |
| કડીટપ્પો | ૨૫,૦૦૦ |
| ટીંમ કોદરાની જકાત | ૫૦,૦૦૦ |
| કાઠિયાવાડની વાર્ષિક વરાત | ૧,૦૦,૦૦૦ |
| | ૧૧,૭૦,૦૦૦ |
| | ૧૪,૨૮,૦૦૦ |

સરકારને આપ્યો હતો. અને બાકી રહ્યું તેનો પટો દશ વર્ષની મુદતથી પેશવા સરકારે ગાયકવાડ સરકારને ૧૮૦૪ ના જુન મહિનાથી આપ્યો હતો; પણ પ્રથમની મુદત થઇ રહી ત્યારે પેશવાએ નવો પટો ફરી આપવાની ના પાડી અને ગૂજરાતમાં પોતાની રાજસત્તા વધારવાની આતુરતા થઇ, તેથી ૧૮૧૫ માં ત્ર્યંબકજી ડેંગળાને સરસૂબેદાર ઠરાવ્યો; તેણે તે પ્રાંતમાંનાં પરગણાં પેશવાને નામે લીધાં, અને આ પ્રમાણે પોતાને સત્તા મળી તેનો બ્રિટિશ સરકાર સાથે કપટકાર્ય કરવામાં ઉપયોગ કરવા માંડ્યો. પણ પેશવા સાથે ૧૮૧૭ માં કરાર થયો તેમાં આ તોફાની સૂબાને તેણે માન્ય રાખ્યો નહિ; અને તેણે ગાયકવાડના ઉપર હવે પછી દાવો કરવાનો છોડી દીધો, તથા પાછલા દાવાનો ચૂકાદો કર્યો, અને તેણે ગૂજરાતની પોતાની ઉપજ, ઓરપાડ બાતલ કરતાં, બ્રિટિશ સરકારને આપી.

નવેમ્બર મહિનાની ૬ ટ્ટી તારીખે વડોદરામાં વિશેષ કરાર થયો, તેમાં પુનાના કરારથી ગાયકવાડને લાભ થયો હતો, તેથી ગૂજરાતમાં જે એક બીજાનાં રાજ્ય હતાં તેની યોગ્ય પડતી વેહેચણી કરવાની રીતિ કબૂલ કરી, અને તેની સહાયકારી ફોજમાં એક હજાર કવાયતી પાયદલ તથા ઘોડેસ્વારની બે પલટણો વધારી લેવાનો ઠરાવ કરી તેના ખર્ચના બદલામાં બ્રિટિશ સરકારને યોગ્ય પડતી વળકણુ.ક
રગણું આપવાનું કબૂલ કર્યુ.

---

# પ્રકરણ ૫ મું.

---

## કાઠિયાવાડની મુલ્કગીરી.

અણુહિલપુરના રાજા અને અમદાવાદના સુલતાન, એ બન્નેની, પોતાની પાસેના રાજાઓ સાથેની વર્તણૂક, એકંદરે સમાન હતી, એવું આપણા જોવામાં આવી ગયું. કેટલાએકને જીતી લેવા જેટલું જોર, પોતાના જોવામાં આવ્યું તેટલાઓને તેઓએ સંપૂર્ણ રીતે જીતી લીધા, પણ જેઓના આગળ તેમનું જોર ચાલી શકે એમ લાગ્યું નહિ, તેઓની સાથે લડવાથી શો પરિણામ થશે એ વિષેની ખાતરી નહિ હોવાને લીધે, લડવાના કરતાં તેઓ માહેથી ઘણા જણ પાસેથી ખંડણી લેવાનું ઠરાવીને તેઓ સંતોષ પામેલા છે. અને આ પ્રમાણેની પોતાની પ્રાપ્ત કરી લીધેલી સત્તા કાયમ રાખવા સારૂં ગૂજરાતના સુલતાનોએ, અને ત્યાર પછીના દિલ્હીના સૂબેદારો, જે અમદાવાદમાં મૂકવામાં આવ્યા હતા, તેઓએ દેશમાં પોતાનાં થાણાં બેસારી દીધાં હતાં, તેથી નિયમસર ખંડણી ઉઘરાવી લેવાને બની આવતું હતું, અને જ્યાં અગત્ય પડતી હતી ત્યાંજ માત્ર ચડાઈ કરી તે વસુલ કરવાનું રેહેતું હતું. આ પ્રમાણે બેસારેલાં થાણાં, રેહેતાં રેહેતાં ઉઠાડી લેવામાં આવ્યાં હતાં, અથવા ઉઠાડી મૂકવામાં આવ્યાં હતાં, તેથી મોગલ રાજ્યની સમાપ્તિની વેળાએ, જે અંધેર કારભાર અને ગડબડાટ વારે વારે થયેલો જોવામાં આવ્યો છે તેવે પ્રસંગે, ખંડણી ઉઘરાવી લેવાને માટે ઘણે ઠેકાણે પ્રતિ વર્ષે હુમલા કરવા પડેલા છે. આ રસ્તો પકડવાને મુસલમાનોને તો અગત્ય પડી હતી. અને જ્યાં તે પ્રમાણે કર્યાવિના છૂટકો ન હતો ત્યાં તેઓ તેમ કરતા હતા. પણ તેમના પછી મરાઠા થયા તેઓને તો તે મન ગમતો થઇ પડ્યો હતો અને તે રસ્તો ઝાળવાને તેઓ ચૂકતાજ ન હતા, મરાઠાના રાજ્યની મુખ્યત્વે કરીને જેવી રાજનીતિ હતી તે પ્રમાણે જે જે દેશ ઉપર ... હથિયાર ચલાવ્યાં તે તે દેશમાંથી પૈસા કઢાવવા ઉપર તેઓએ ... નજર રાખી હતી. કેટલાક અનુભવ ઉપરથી, જ્યારે ઘણે દિવસે

તેઓની ખાતરી થઇ કે જાથુ સ્થાપના કરવાથી ઉપજ પેદા કરવામાં લાભ થાયછે ત્યારે તેઓએ જીતી લીધેલા દેશમાં, નિયમસર કારભાર ચલાવવા ઉપર તેઓની નજર પોહોંચાડેલી છે. તેઓનો ઇતિહાસકર્ત્તા લખે છે કે, "મરાઠા જ્યારે પોતાની સીમા છોડીને બાહાર જતા ત્યારે "તેમનો પૈગો ઉપરાવવો અને લડાઇ કરવી એ બે સમાન અર્થ હતો. "જ્યારે કોઇ ગામમાં અટકાવ કરવામાં આવતો ત્યારે ત્યાંના અધિકારિ-"ઓને પકડવામાં આવતા, અને તેઓને ધમકી બતાવીને અથવા કોઇ કોઈ "વાર તો થોડી ઘણી સખ્ત શિક્ષા કરીને તેઓની પાસેથી ચુકાદો કરી "લેતા હતા; રોકડા પૈસા તો તેમને ભાગ્યેજ મળતા હતા, પણ જે સરા-"ફોનો ગામડાંમાં વેપાર ચાલતો હોય તેઓની જામીનગીરી લેવાની પસંદ "કરવામાં આવતી હતી, કેમકે તેમની ચિઠ્ઠિયો હિંદુસ્તાનના ગમે તે ભા-"ગમાં હુંડિઓની પેઠે વટાવી શકાતી હતી. જ્યારે ગઢના ગઢપતિઓ તે-"મના સામી ટકર લેતા અને છેવટે તેમનાથી હારતા ત્યારે તેઓને કતલ "કરવામાં આવતા." આ પ્રમાણે પૈસાના લાવવુ મરાઠાને માફક આવતી ચડાઇયો "મુલકગીરી" એવા નામથી ઓળખાતી હતી. તેઓ ગુજરાતમાં પ્રથમ આવ્યા ત્યારે, પોતાની પેહેલાં થયેલા મુસલમાનોનો દાખલો જોઇને, અને દેશની સ્થિતિને અનુસરીને, તથા, પોતાના મનના વલણને લીધે, આવી મુલકગીરી કરવા નીકળવાની રીત તેઓએ પસંદ કરી દીધી હાલમાં જે તાલુકા રજપૂત તાલુકદારોના સ્વાધીનમાં છજી લગણ છે તેઓમાં ત્રણ ચાર હજાર લુટારા અશ્વાર લઇને, તોપો કે છાવણી કરવાનો સરસામાન સાથે લીધાવિના, લુટફાટ કરતા ચાલ્યા જતા હતા, અને જોખિયા કબૂલ કરી શકે અથવા પોતાનું બળ ગવાવીને બની શકે તે પ્રમાણે પોતાના દાવાનો નીકાલ કરી લેતા હતા જેમ દેશનુ રાજ્ય વધારે થો પડતુ ગયું તેમ નક્કી કરેલા અગ્યારગિયન પાયદળનુ લશ્કર લઇને તેઓ ખાસું મુલકગીરી કરવા લાગ્યા. મરાઠા સરદારોનો એવો એક નિયમ હતો કે જેમ બને તેમ વધારે ખડણી લેવી, અથવા એમ બને નહિ તો પછી પોતાના પૂર્વક કરનાં ઓછી નો પછી લેવીજ નહિ, અને આ છેલ્લા નિયમને તેઓ એટલા બધા વળગી રેહેતા કે, કોઇની પાસેથી ચડી ગયેલી ખડણી વસુલ કરી લેવાની હોય તો આખો નીકાલ બહુ છુટ મૂકીને

આવ્યું હતુ ત્યારથી મુખ્યત્વે કરીને તેઓએ મુલ્કગીરીનો દર આગળના કરતા ઘણો વધારી દીધો હતો મરાઠાના પેહેલાના અધિરાજાઓના સમયથી જે ખડણી લેવામા આવતી હતી તે સિવાય મરાઠા જૂદે જૂદે નામે બીજી ખડણી લેતા હતા, જેમકે, તેમના ઘોડાને માટે "ઘાસ દાણો" અને એ વરતા પણ જેમા સર્વ વાત આવી જાય એવો "બીજો પ્રચૂર્ણ" ખર્ચ લેવામા આવતો ખડિયા પ્રાન્તના બે ભાગ કરવામા આવ્યા હતા, એક કાઠિયાવાડ, તેમા સોરઠનો દ્વીપકલ્પ, ઝાલાવાડ અને બીજો તેને લગતો દેશ આવ્યો હતો, બીજો મહીકાંઠો, તેમા મહી નદીથી તે અમદાવાની અને કચ્છના રણ સુધીનો દેશ આવ્યો હતો *

આરબ સિપાઇયો કેટલીક સત્તા બથાવી પડ્યા હતા, મહારાજ ગોવિંદરાવ મરણ પામ્યા હતા, અને કાનાજી તથા મલ્હારરાવના બંડ ઉભા થયા હતા, એ સર્વ કારણોએ કરીને કાઠિયાવાડમા મુલ્કગીરી કરવાને રોજ મોકલવાનુ બની આવ્યુ ન હતુ તેથી સન ૧૭૯૮–૯૯ ની સાલથી ખડણી ચડી ગઇ હતી તે ઉઘરાવાનુ કામ બાબાજી આપાજીને સોપવામા આવ્યુ તે ઉપરથી ફડી જોર કરવા પછી ૧૮૦૨ ની સાલમા તે મુલ્કગીરી કરવાને નીકળ્યો પણ તેટલી વારમા કાઠિયાવાડના તાલુકદારો સિલા બાંધીને સામા થવાને સજી રહ્યા હતા, અને જે પૈસો ખડણી આપવાના કામમા આવી શકત તે નાના પ્રકારના ખર્ચમા અને મુખ્યત્વે કરીને તેઓના પોતાનાજ ગંજિયા પછવાડે વાવરી નાખ્યો હતો. વળી તેઓના સાભળવામા એમ આવ્યુ હતુ કે બાબાજિયે ચડેલો અવેજ સામટો લેવાનો નિશ્ચય કરયો છે, તે ઉપરથી તેઓને ઘણી ધાસ્તી લાગી ગઇ હતી મલ્હારરાવની ટોળીમાનો પાટડીનો દેસાઇ હતો તેને જીની

---

* આ બને પ્રાન્તની મુલ્કગીરીનો આકડો ઈ સ ૧૮૦૨ મા ગાયકવાડ સરકારે કર્નલ વાકરને યાદી કરી આપવા પ્રમાણે નીચે મુજબ હતો

| પ્રાન્ત | ગાયકવાડનો ભાગ | પેશવાનો ભાગ | કુલ |
|---|---|---|---|
| | રૂપિયા | | |
| કાઠિયાવાડ | ૪૦૯,૫૨૧ | ૫ ૩૮,૦૧૯ | ૯,૪૭,૫૪૦ |
| મહીકાંઠો | ૩૦૦ ૬૨૨ | ૧૫ ૦૦૦ | ૩,૧૫ ૬૨૨ |

લઇને ખાંગારજી કાઠિવાવાડમાં પેઠો. તેમાં માળિયા, [1]મોરબી, જૂનાગઢ, ભાવનગર, અને વઢવાણ સાથે લડાઈયો કરીને જીત મેળવતો ચાલ્યો;

[1] ભુજની ગાદીના જાડેજા રાજાના વંશજ મોરબી અને માળિયાના ઠાકોર છે

૧૧ રાવશ્રી ખેંગારજી (કચ્છ ભુજ)
ઇ સ. ૧૫૧૦–૧૫૮૬

૧૨ ભારમલજી ઈ સ ૧૫૮૬–૧૬૩૨

૧૩ ભોજરાજજી ઈ સ ૧૬૩૨–૧૬૪૬ — મેઘજી

૧૪ ખેંગારજી (બીજા) ૧૬૪૬ ૧૬૫૫

૧૫ તમાચીજી ઇ સ ૧૬૫૫–૧૬૬૬

૧૬ રાયધણજી ઈ સ ૧૬૬૬–૧૬૯૮

નોઘણજી — રવોજી — ૧૭ પ્રાગમલજી (પેહેલા) (ભુજ) ઈ સ ૧૬૯૮–૧૭૧૬

હાલોજી (કચ્છ હાપારા)

૧ કાંયોજી (મોરબી) ઈ સ ૧૬૯૮–૧૭૩૪

૨ અલિયોજી ઈ સ ૧૭૩૪–૧૭૪૦ — મોડજી (માળિયા)

૩ રવોજી (બીજા) ૧૭૪૦–૧૭૬૪

૪ પચાણજી ઈ સ ૧૭૬૪–૧૭૭૨

૫ વાઘજી ઈ સ ૧૭૭૨–૧૭૮૫

૬ હમીરજી ઈ સ ૧૭૮૫–૧૭૯૦ — ૭ જીઓજી ઈ સ ૧૭૯૦ ૧૮૨૮

૮ પૃથિરાજજી ઈ સ ૧૮૨૮–૧૮૪૬

૯ રવોજી (બીજા) ઈ સ ૧૮૪૬–૧૮૭૦

દરભમજી

૧૦ વાઘજી (બીજા) ઈ સ ૧૮૭૦ મા ગાદિયે બેઠા છે

મોરબીના તાબામા ૮૪૦ ચોરસ મૈલ જમીન, ૧૨૫ ગામ આશરે ને૯૦ હજાર માણસની વસ્તી અને આ૦ લાખ રૂપિઆની સુમારે વાર્ષિક પેદાશ છે તેમાથી ગાયકવાડ અને ઈંગ્રેજ સરકારને જમાબંધીના મળી કુલ રૂ ૬૧૫૫૯ દર વર્ષે આપે છે ઠાકોર સાહેબ બ્રિટિશ હદમા જાય ત્યારે તેથી સરકારની સલામતી અને હથિયાર તોપ ફોડી માન આપવામા આવે છે

તેણે કડીના જાગીરદારને તથા તેના દીકરાને કેદ પકડીને સોનું ભય ભરેલું બંડ બેસારી દીધું; અને દેશમાં જેટલી ખંડણી લેણી હતી તેટલી વસુલ કરી લીધી તથા આગળ કેટલાંક સેકડાંથી જોવામાં આવેલ નહિ એવો દાબ અને સત્તા આખા દેશમાં બેસારી દીધાં. બાબાજી આ પ્રમાણે પોતાની મુલ્કગીરીમાં જય પામ્યો, તેટલી આશા રાખવામાં આવી ન હતી, તથા તેટલું જોર મારવા જેટલી ખરી શક્તિ ગાયકવાડનામાં ન હતી, પણ કાઠિયાવાડના તાલુકદારો બાબાજીના ઠરાવને શરણ થયા તેનું દેખીતું કારણ એ હતુ કે, એ તથા એના રાજાને બ્રિટિશ સરકારની ઓથ હતી, તે તેઓ સારી પેઠે જાણતા હતા; તેઓના પોતાનાજ શબ્દોમાં આપણે બોલિયે તો "ફિરંગીની ફોજ બધે પથરાઇ જશે એમ તેઓ ડર રાખતા હતા. આ પ્રમાણે હકિકત છતાં, બ્રિટિશની નિર્દોષ રાજનીતિ, અને દયાભાવના હેતુથી તથા તેમની સારી નામનાની ખાતર બ્રિટિશની જે સત્તા વગર દેખા દેવે હવણાં બલવાન્ થઈ પડેલી જોવામાં આવી તે સત્તા ઉઘાડી રીતે દેખાઇ આવે તથા તે પૂર્ણ રીતે બેશી જાય એવું જણાવવાની અગત્ય જણાઇ

બ્રિટિશ સરકારનો ગાયકવાડ સાથે પ્રથમ સબંધ થયો તેવામાજ જણાઇ આવ્યુ હતું કે, વડોદરા સરકારની ઉપજનો મ્હોટો ભાગ કાઠિયાવાડની ખડણીનો ઉપજનો હતો, તેથી પ્રતિવર્ષ નિયમસર તે ઉઘરાવી લેવાની ઘણી અગત્ય પડતી, અને હવણાં તો ઘણી બાકી ચડી ગઈ હતી તેથી તે ઉઘરાવી લીધા વિના ચાલે નહિ, એમ થઇ પડ્યુ હતું. ગાયકવાડના પ્રધાન સારી પેઠે સમજતા હતા કે બ્રિટિશ સરકારની મદદ વિના આપણાથી એ બાકી વસુલ કરી શકાય એમ નથી, અને એજ તેમની અશક્તિને લીધે તેઓએ સહાયકારી લસ્કરની ત્રણ પાયદલની પલટણો રાખી હતી તથા અગત્ય પડે તો એક પલટણને કાઠિયાવાડ મોકલવાનો ઠરાવ પણ ઘણુ કરીને એજ કારણ ઉપરથી કરી રાખ્યો હતો આ પ્રમાણે ગાયકવાડની મતલબ બર પોહોચાડી આપવાને બ્રિટિશ સરકાર મોઘમ રીતે બંધાયલી પોતાને સમજવા લાગી, અને ગાયકવાડની ઇચ્છેલી રીતિ પ્રમાણે અમલ કરવામાં આવે તો પોતાની હમેશાંની રીત ભાત અને રાજનીતિથી ઉલટી રીતે વર્તવું પડે તેથી સન ૧૮૦૨ ના

ડિસેમ્બર મહિનાની ૧૫ મી તારીખે હિંદુસ્તાનની વડી સરકારના અધિકાર ઉપર માક્વિસ આફ વેલ્સલી હતો તે વેળાએ તેણે પોતાનો એવો અભિપ્રાય જણાવ્યો કે, મુલકગીરી કર્યા વિના કાઠિયાવાડના રાજા ઠાકોરો સાથે તેઓને પ્રતિવર્ષે ગાયકવાડને આપવાની ખંડણી વિષેનો સુનેહભરેલી રીતે ઠરાવ થાય તો ગાયકવાડની તેમજ ગૂજરાત માહેના બ્રિટિશ સરકારના રાજ્યની સારી સેવા બજાવેલી કહેવાય આ પ્રમાણે ખરું જોતા ભળતા પ્રસગ એવા આવી ગયા કે, કાઠિયાવાડના કામકાજ સબધી બ્રિટિશ સરકારને વચ્ચે પડવાની અગત્ય આવી પડી રજવાડાવાળા પોતાની મેળે ગાયકવાડને ખડણી આપે એટલે ગાયકવાડે પણ પોતાનું વધી ગયેલુ લશ્કર ઘટાડી દેવા ઉપર પોતાની નજર પોહોચાડી, વળી ખડણી ઉઘરાવાનો જે અતિશય ખર્ચ થતો તે નહિ થતા પોતાના ખજાનામા તે વધ્યા કરશે એવો અગમવિચાર પણ તેઓએ કરયો, પણ આ પસદ પડતો ઠરાવ અમલમા આણવાનો બધો આધાર તેઓએ પોતાના સહાયકારી બ્રિટિશ સરકાર ઉપર રાખ્યો પણ આણીગમ બ્રિટિશ સરકાર અગરજો, ઠરાવની રૂએ ગાયકવાડને મદદ આપવાને બધાયલી હતી, અને એવી મદદ આપવાને મનથી ઇચ્છતી હતી અગર જો એ ઠરાવ કરવાથી, જુલમ ભરેલી મુલકગીરીની રીતિમા સુધારો થવે કાઠિયાવાડના તાલુકદારોને જે ફાયદા થવાના તે સારા પ્રકારનું સાટુ વાળી આપે એવા પ્રકારના તેના ગણવામાં હતા, અગર જો તે તાલુકદારો તેનુ મધ્યસ્થપણું તરતજ કબૂલ રાખશે એવુ માનવાને તેને કારણ હતા, અને અગર જો તે સારી પેઠે જાણતી હતી કે, પોતે વચ્ચે પડે નહિ તો, તે વેળાનો પ્રસગ અને અગસ જોતા, વડોદરાનો ગાયકવાડ ગૂજરાતના દ્વીપકલ્પ ઉપર પોતાની મતલબ હાસલ કરી લેવા સારૂ, એવા સાધનો ઉપયોગમા આણે કે તે બ્રિટિશ સરકારની રાજનીતિની સામે છતા, વગર આશ્રય આપવે તેના આશ્રયની અસર તે સાધનોને પોહોચવાથી તે બળ પકડે, તોપણ મુલકગીરી સરખા વાધા ભરેલા કામમા મદદ આપવાને તેને ખુશી લાગતી ન હતી

ઉપર પ્રમાણેનાં બ્રિટિશ સરકારની રાજનીતિનાં કારણ, કેટલીક વાર સુધી માન્ય કરવામા આવ્યાં હતા, તોપણ સન ૧૮૦૭ ના એપ્રિલ

મેહિનાની ૩ જી તારીખ આવતા સુધી, એ કામ માથે લેવાનો પ્રસંગ, મુંબાઈ સરકારને આવ્યો નહતો. કર્નલ વાકરનામાં જોઇતી માહીતગારી હતી અને ત્યાં તેનું વજન બધારેં હતું; એ બે આગત્યના ગુણોએ કરીને તેને પસંદ કરવામાં આવ્યો, અને તે દિવસે ગાયકવાડની ફોજ સાથે એક લસ્કરની ટુકડી લઇને સોરઠના દ્વીપકલ્પમાંનું જે કામ પેશ પોહોંચાડવાનું હતું તે પરિપૂર્ણ કરવા માટે જવાને તેને હુકમ કરવામા આવ્યો.

બ્રિટિશ સરકારના મધ્યસ્થપણાથી ગાયકવાડની મુલકગીરીને બદલે હમેશાંને માટે ખડણી આપવાનો બંદોબસ્ત કરવાને કાઠિયાવાડના તાલુકદારોની મરજી છે કે નહિ તે વિષે તેમનું મન જોવાને અગાઉથી ઉપાય કામમા લગાડવામા આવ્યા હતા. આ કામનો પરિણામ ઘણો સારો થયો, તોપણ કાઠિયાવાડમા બ્રિટિશ સરકારની ફોજે દેખા દીધી એટલે એ સરકારની ખરેખરી સ્વાર્થ વિનાની વર્તણૂક વિષે તાલુકદાર લોકો કેવો થોડો વિચાર કરવા લાગ્યા તે કર્નલ વાકરના જાણવામા તરતજ આવી ગયું. તે કેહેછે, કે "તાલુકદારો ઉપર મોકલેલા "સરક્યુલર પત્રમા લખેલી વાત સાચી છે એમ તેઓને લાગ્યુ નહિ, અ-"ને ફોજ આગળ વધવા લાગી, તેમ તેઓ તરેહવાર કેહેણ કાહાવવા "લાગ્યા, તેથી સર્વના વિચાર જણાઇ આવ્યા. તેઓ સ્વભાવિક રી-"તે એમ ધારવા લાગ્યા કે અમે અમારા તરફથી મુલકગીરી કરવાને "નીકળ્યા છિયે, તે ઉપરથી કેટલાક કેહેવા લાગ્યા કે અમને પૈસો કાઢા-"ડી લેવાની યુક્તિયો ઘણી સારી આવડેછે, અને અમારી ફોજ "ઘણી લડાયક છે તેથી લૂટમાં અમને ભાગિયા કરશો તો તમારી ફો-"જને મેહેનત કરવી પડશે નહિ. [1]માળિયાના ઠાકોરે રણ ઉપરના ર-



"સ્તાનો કબજો કરી લેવાની ઈચ્છા કરી અને ચોરવાડ કચ્છ
"અને સિંધ ઉપર એકઠા મળીને લૂંટફાટ કરવાને હલ્લા કરવાનો અ-
"ભિપ્રાય આપ્યો. વળી કેટલાક એમ સમજ્યા કે, ગાયકવાડનો હક
"યુક્તિથી ખરીદી લઈને બ્રિટિશનો હક સ્થાપી દેવાનો અમારો વિચાર
"છે, તેથી કંપનીની સત્તા પાળવાની ઘણીજ ખાતરીપૂર્વક ઇચ્છા જ-
"ણાવવા લાગ્યા, અને ગાયકવાડની સત્તા નહિ માનવાનો પ્રયત્ન કરતા
"જણાયા. તેમજ ગાયકવાડના પ્રમાણિકપણા ઉપર શક ઉત્પન્ન થાય
"એવી દગાઇ ભરેલી યુક્તિઓ કરવા માંડી. આવા, તેઓના પ્રય-
"ત્નોની સામે તૈયાર થઇ રેહેવાની અને તેઓને તરતજ તોડી પાડવા-
"ની અગત્ય હતી. તેઓનો ઈરાદો દગાઇ ભરેલો હતો, અને જ્યાં
"એકઠો સ્વાર્થ હોય એવા કામમાં એકસંપની અને નિષ્કપટપણાની
"વર્તણૂક નહિ ચલાવવાથી જેવા ભારે પરિણામ થાય તેમ કરી નાખે
"એવા તેઓ હતા. એવા કારણ ઉપરથી કાઠિયાવાડમાં કંપની સરકારની
"ફોજ આવી છે તે ગાયકવાડના સહાયકારી તરીકે આવી છે અને અ-
"મારી મતલબ ગાયકવાડના રાજ્યના લાભ ઉપર નજર રાખીને અને
"ભોમિયાઓનો સદા સ્વાર્થ સુધારીને કંપનીના મધ્યસ્થપણાથી દેશ-
"માં મારો બંદોબસ્ત કરી દેવાની છે એ વાતની ભોમિયાઓને ખા-




માળિયાના તાબામાં ૯૬ ચોરસ મૈલ જમીન, ૧૨ ગામ, આસરે અગિયાર હજાર માણસની વસ્તી, અને વાર્ષિક ઉપજ સુમારે અડસઠ હજાર રૂપિયાની છે તેમાથી ગાયકવાડને જમાબંધી, અને જાનાગઢને જોરતલબી મળી કુલ રૂ ૧,૩૬૭ આપેછે

"તરી કરી આપવા ઉપર મારો પ્રયત્ન મેં ચલાવવા માંડયો."

કર્નલ વાકરને તેના પ્રયત્નમાં, ગાયકવાડની ફોજના સેનાપતિ વિઠ્ઠલરાવ દિવાને સારી મદદ કરી તેથી તરતજ ભોમિયાઓના મનમાં વિશ્વાસ આવવા માંડયો; બ્રિટિશનો આવો સ્વાર્થવિનાનો મનસુબો બિનતકરારે સાધી લેવાને એક પ્રસગ મળી ગયો, તે એક કંદોરણાનો કિલ્લો તેના ધણી પાસેથી [1]નવાનગરવાળાએ લઇ લીધો હતો તે બ્રિટિશની



જપૂતોએ પોતાની દીકરિયોને દૂધપીતી કરવાનું ઘાતકી કામ બંધ કરવાને કબૂલ કર્યું; આણીમગ મધ્યસ્થ રહેલી બ્રિટિશ સરકારે દેશમાં જુલમ થતો અટકાવવાને અને આજસુધી મુલકગીરી કરવા નીકળતી ફોજથી પ્રતિ વર્ષે જે નુકશાન થતું તે બંધ કરવાને વચન આપ્યું. આ પ્રમાણે સર્વ

---

રણવા માગણી કરી એટલુંજ નહિ પણ હાલામણને દેશવટો દીધો હાલામણ કચ્છમાં ગયો ત્યાંના રાજા જામ ફૂલજી (ઇ સ ૮૫૫-૮૮૦ તેનો સગો થતો હતો તેથી આશ્રય આપ્યો અને હબાય ડુંગર પાસેના અણઘોર ગઢમાં રહ્યો ત્યાં એક ટેકરી ઉપર હાલામણ હમેશા બેસતો તેથી તેના નામ ઉપરથી આજ પણ તેને હાલામણ ટેકરી કેહે છે. જામ ફૂલજીના પીતા જામ સાડજીની એક અનોરસ કુંવરી દેવળદેવી નામે અતિ સુરૂપા હતી તે હાલામણને પરણી. આ રાણીથી ચંદ્રસિંહજી અને દેવીસિંહજી નામના બે કુંવર થયા સિયોજી દેવલોક પામ્યા પછી હાલામણ પોતાને દેશ જઈ ઘુમલીમા ગાદીપતી થયા તેના પછી ૧૧૩ ભાણજી, ૧૧૪ મેહજી ૧૧૫ નાગજી, ૧૧૬ વિકુજી થયા તે પછી ૧૧૭ નાગભાણજી, ૧૧૮ વિજિયોજી, ૧૧૯ ખેતોજી, ૧૨૦ રાણોજી, ૧૨૧ ખીમોજી, ૧૨૨ વિકાનજી, ૧૨૩ ખેતોજી, ૧૨૪ રામદેવજી, ૧૨૫ સતાજી, ૧૨૬ બખુજી, ૧૨૭ રાણોજી, ૧૨૮ ભાણજી, ૧૨૯ નાગજી, ૧૩૦ વકુજી ૧૩૧ શાણજી, ૧૩૨ વીરમજી, ૧૩૩ ખિમર્ણજી, ૧૩૪ નોગજી, ૧૩૫ શિંગુજી, ૧૩૬ આદિતજી, ૧૩૭ હરિયાદજી, ૧૩૮ બખુજી, ૧૩૯ શરતાનજી, ૧૪૦ ભાણજી, ૧૪૧ વિકુજી, ૧૪૨ કાનજી, ૧૪૩ વનવીરજી, ૧૪૪ નગજસુજી, ૧૪૫ ભાણજી, ૧૪૬ હરિયાદજી, ૧૪૭ મગજી (ઇ સ ૧૧૨૦-૧૧૫૦) ૧૪૮ રાણોજી, તે જ સાવમા ગુજરી જતા તેનો ભાઇ ૧૪૯ નાગજી (૧૧૫૦-૧૧૫૫) ૧૫૦ ભાગમલજી (ઈ સ ૧૧૫૫-૧૧૭૩), ૧૫૧ ભાણજી (૧૧૭૩-૧૧૭૯) ૧૫૨ મેહજી (૧૧૭૯-૧૧૯૦), ૧૫૩ નાગજી (૧૧૯૦-૧૧૯૩) ૧૫૪ વિક્રિયોજી (૧૧૯૩-૧૨૨૦), ૧૫૫ વજસીજી (ઈ સ ૧૨૨૦ ૧૨૪૫), ૧૫૬ ભોજરાજજી (ઇ. સ ૧૨૪૫-૧૨૭૦), ૧૫૭ રામદેવજી (ઈ સ ૧૨૭૦-૧૨૯૧), ૧૫૮ રાણોજી (૧૨૯૧-૧૩૦૨) ૧૫૯ નાગજી (૧૩૦૨-૧૩૦૭) ૧૬૦ ભાણજી (૧૩૦૭-૧૩૬૦) એના વખતમા સિંધથી જામ ઉન્નડજીનો કુંવર બામણિયોજી જે કચ્છના જાડેજાની ભીંછ શાખાના મૂળ પુરૂષ લાખાજાડાણી (ઇ સ ૧૧૪૭-૧૧૭૫) ના કાકા હાલાજીનુ સિંધમા રાજ હતુ તેનો વંશજ થતો હતો તેણે ઇ સ. ૧૩૧૩ મા ચડી આવીને ઘુમલીનો નાશ કરયો તેથી રાણા ભાણજેઠવે રાણપર વસાવી ત્યા ગાદી સ્થાપી તે પછી ૧૬૧ જસધણજી (ઇ સ ૧૩૬૦-૧૩૯૨), ૧૬૨ રાણોજી (૧૩૯૨ ૧૪૨૦), ૧૬૩ મગજી (૧૪૨૦ ૧૪૬૧)

ઠરાવ નિરંતર અમલમાં આવી શકે એટલા માટે અને ગાયકવાડ સરકારને જે એંષ્ટતા આપવાથી આવા ફાયદા નિપજાવવાનો આધાર રહ્યો હતો તે એંષ્ટતા તેમની ચાલતી રહે એટલા માટે મરાઠી ઘોડેશ્વારો અને બ્રિટિશના સહાયકારી લશ્કરની એક પલટણનો રસાલો કાઠિયાવાડમાં રાખવાનો ઠરાવ થયો.

આ પ્રમાણે બ્રિટિશ એલચીની સત્તાથી બંદોબસ્ત કરવાનું કામ ઘણી સારી રીતે પાર પડયું તેની ખુબીથી.અતિશય જુલમ ભરેલી રીતે પૈસો કઢાવવાની રીતિમાં સુધારો થયો, તથા હવે પછીના ખંડણીનો દર મુકરર થયો, તેથી કાઠિયાવાડના તાલુકદારો રાજી થયા, તેમજ દેશના તાલુકદારોએ પોતાની રાજીથી તેમની મેળે ગાયકવાડ સરકારનો હક (આગળ પ્રમાણે વધારે બળવાન્ સાધનને લીધે ઉપરોપરણું ગણીને તે હક ઠરાવવામાં આવેલ નહિ) રીત પ્રમાણે અને પ્રતિજ્ઞાપૂર્વક માન્ય કરયો, અને વધારે સુ-

૧૬૪ ભાણજી (૧૪૬૧-૧૪૯૨), ૧૬૫ રાણોજી (૧૪૯૨-૧૫૨૫), તે પછી તેનો ભત્રીજો ૧૬૬ ખીમાજી (૧૫૨૫-૧૫૫૦). આના સમયમાં કચ્છથી જાડેજા જામ રાવળજીએ ચડી આવી નાગનીબંદર લઇ ત્યાં નવાનગર (જામનગર) ઈ. સ. ૧૫૨૯ માં વસાવી રાજ્ય ગાદી સ્થાપી. ૧૬૭ રામદેવજી (ઇ. સ. ૧૫૫૦-૧૫૭૪) તેના, ૧૬૮ ભાણજી, ૧૬૯ ખીમાજી (૧૫૭૪-૧૬૨૫), ૧૭૦ વીકમાતજી (૧૬૨૫-૧૬૭૧), ૧૭૧ સુરતાનજી (૧૬૭૧-૧૬૯૯), ૧૭૨ ભાણજી (૧૬૯૯-૧૭૦૯), ૧૭૩ ખીમોજી (૧૭૦૯-૧૭૨૮), ૧૭૪ વિક્રમાતજી (૧૭૨૮-૧૭૫૭), ૧૭૫ સુલતાનજી (૧૭૫૭-૧૮૦૪) એણે પોરબંદરમાં સન ૧૭૮૫ માં ગાદી સ્થાપી. અને પૂર્વજોના સમયમાં ઘટેલું રાજ્ય વધાર્યું. ૧૭૬ હાલોજી (૧૮૦૪-૧૮૧૨), ૧૭૭ ખીમોજી (૧૮૧૨-૧૮૩૧) ૧૭૪ વિક્રમાતજી ઈ. સ. ૧૮૩૧ માં ગાદિયે બેઠા છે. તેમના પાટવી કુંવર માધવસિંહજી ઇ. સ. ૧૮૬૯ માં દેવલોક પામ્યા. અને રેસમો કુંવર ભાવસિંહજી છે.

પોરબંદરના તાબામાં ૫૬૬ ચોરસ મૈલ જમીન, ૧૦૩ ગામ, અને આશરે ૭૨૦૦૦ માણસની વસ્તી છે. વાર્ષિક ઉપજ ચાર લાખને સુમારે થાય છે તેમાંથી ગાયકવાડ અને ઈંગ્રેજ સરકારને જમાબંદી તથા જુનાગઢના નવાબને જોરતલબીના મળી કુલ રૂ ૪૮,૫૦૪ આપે છે.

ધરેલાં સંસ્થાનના સંબંધનો ઠરાવ જેવા ધોરણથી થાય છે તે ધોરણ પ્રમાણે આમળાને વારતે તે હક સ્થાપન કરવામાં આવ્યો,—"આવો લાભ", કર્નલ વાકર કેહેછે કે, "એ શબ્દના સંપૂર્ણ અર્થ પ્રમાણે ગાયકવાડની "પેહેલા થઇ ગયેલી કોઈ સરકાર મેળવવાને શક્તિમાન થઇ ન હતી."

---

# પ્રકરણ ૬ ઠું.



## વાઘેલા—ધોળકાના કસ્બાતી—ઝાલા.

જે વેળાએ ગુજરાતનાં કેટલાંક પરગણાં બ્રિટિશના હાથમાં આવ્યા, અને પછવાડેથી જે કોલકરાર થયા તેની રૂઇયે બ્રિટિશ સરકારની સત્તા દેશના બીજા ભાગ ઉપર ચાલી, તે વેળાએ કર્નલ વાકરના જોવામા જે રજપૂત તાલુકદારો હૈયાતીમાં રહેલા આવ્યા તેઓ વિષેનું આ પ્રસંગે અમે વર્ણન કરિયે છિયે.

રાજવંશી વાઘેલાઓની ન્હાની શાખાવિષે અહમદશાહની વેળાથી તે આજદીન સુધી અમારે કાંઇ લખવાનું નથી.* ધોળકા તાલુકાના સ્વતંત્ર ગ્રાસિયામાં સાણંદ અથવા કોઠનો દરબાર સર્વથી ઊંચી જગ્યા ધારણ કરતો કર્નલ વાકરના જોવામા આવ્યો; તેની પાસે માત્ર ચોવિસ ગામ હતાં, તોપણ તે રાજાનું પદ ધારણ કરતો હતો, અને અણહિલપુરના આગળના રાજાઓના ઊંચા કુળના પોતાને માનીને મમત રાખતો હતો. તેનું મુખ્ય શ્હેર કોઠ છે તેની આસપાસ રક્ષણને સારૂ કિલ્લો નથી, પણ તેની આસપાસ ગહન જંગલ વિંટાઇ વળ્યું હતું, અને તે બેહજાર પાયદળનું લશ્કર રાખતો હતો, તથા એકસો પચાસ અશ્વાર તેના રૈયતની ચોકી કરતા હતા. તેઓને રાજાના લશ્કરની પેઠે તેનું અંગ રક્ષણ કરવા સારૂ અથવા લડાઇઓ કરવા સારૂ રાખ્યા હતા. તેનો સગો ગાંગડનો ઠાકોર હતો; તેની પાસે માત્ર આઠ ગામ હતા તોપણ તેનો તાલુકો ઘણો સરસ બન્યો હતો, અને તે એક હજાર માણસનું લશ્કર રાખતો.

આ ઠાકોરો અધિરાજને વાર્ષિક ખંડણી આપતા તેની રકમમાં વખત જોઇને ફેરફાર કરવામાં આવતો. કર્નળ વાકર લખે છે કે ઉપરી સરકારનો અધિકાર, તેઓના રાજકારભારમાં માથું ઘાલવાનો ન હતો પણ

---

* પ્રથમ ભાગના વિભાગ બીજાના પ્રકરણ ૩ જાનો છેલ્લો પારેગ્રાફ જૂવો.

ગયા હોત તો આટલું બધું લાગત નહિ, પણ દગો કરીને તેમને માર્યા છે માટે અમે ફકીર થઇ જઇશું" તેમનાં સગાંવહાલાંયે તેઓને સમજાવ્યા કે તમારે ફકીર થવું નહિ, પણ વેર વાળવું. એ વાત તેમને ગળે ઊતરી અને નવા ઘોડા વેચાથા લઇને નવી ભરતી કરીને જૂનાગઢના નવાબની ચાકરી કરવાને ફરી ગયા. થોડાં વર્ષસુધી વેર વાળવાનો લાગ તેમને મળ્યો નહિ પણ છેવટે ગાયકવાડનું લશ્કર કાઠિયાવાડમાં મુલકગીરી કરવાને નીકળ્યું ત્યારે નીવાજખાન રેહેણુ ધોળકાનો કરભાતી મરાઠા સાથે નીકળ્યો અને રેહેણુને તથા પરમારોને સારી સલાહ હતી, તેથી મલેક ફતેહમહમદ અને મલેક અચ્છો તેમની સાથે ગયા. નીવાજખાંને ગારિયાધારની જમાબંધી ગાયકવાડને આપીને પે'લા બે તાલુકદારોની ખાતર ગામ ભગાવ્યુ અને ગામ તળિયામાં ગધેડે હળ જોડાવીને બીરું વવરાવ્યુ પરમારોયે ગામના ઉપરીને પકડી લીધો અને તેની બે દીકરિયોને તેઓએ રાખી લીધી

કમાલ મહમદે પૈસો મેળવ્યો હતો; પણ તેના મ્હોટા દીકરા મલેક નામને તરવારનો એવો ઉપયોગ કરવો હતો કે તેથી તેના કુટુંબના પૈસામાં તેણે વધારો કર્યો હતો અને કેટલાંએક ગામ પણ મેળવી લીધાં હતા. તે કેશરીનો તાલુકદાર કેહેવાતો હતો અને તેને તાબે સોળ ગામ હતા. તે ગારિયાધારમાં મરાયો ત્યારે તેનો ભાઇ ફતેહમહંમદ તેનો વારસ થયો; પણ તે સન ૧૭૪૬ માં મરણ પામ્યો અને તેની ગાદિયે તેનો દીકરો શેરમિયા બેઠો તેણે પોતાના તાલુકા ઉપર સારું રાજ્ય ચલાવ્યું. અને પોતાની તરવાર બજાવીને ગ્રાસ વધાર્યો.

શેરમિયા સન ૧૭૭૯ માં મરણ પામ્યો તેની પછવાડે તેનો દીકરો આસામિયાં ગાદિયે બેઠો.

ફતેહમહમદના ભાઇ મલેક અચ્છાએ પોતાના બાપના ગ્રાસમાંથી કાંઇ ભાગ લીધો ન હતો પણ પોતાના સારા ભાગ્યથી પોતાની મેળે ગામડાં મેળવી લીધાં, અને ધનવાડાનો તાલુકદાર બનીને તેણે નવો ગ્રાસ સ્થાપ્યો, તે પણ ધોળકા પરગણામાં છે. તે સન ૧૭૬૫ માં ત્રણ દીકરા મૂકીને મરણ પામ્યો. તેની પછવાડે તેનો મ્હોટો દીકરો ન્હાનામિયાં તેની પછવાડે ગાદિયે બેઠો અને સન ૧૭૭૯ માં મરણ પામ્યો તે વેળાએ તેને

કંઇ સંતાન નહતું. તેના ભાઇયોને તેમના બાપના ગ્રાસમાંથી કંઇ ભાગ મળ્યો નહતો, પણ પોતાના બળવતે ગામ મેળવી લીધાં હતાં. તેની બેહેન નૂરબીબી શેરમિયાંને વેરે પરણાવી હતી અને તેને બીજી ઓરતના પેટનો બાવામિયાં નામે દીકરો હતો, તોપણ તે ન્હાનામિયાંનો ભાણેજ કહેવાય તેથી તેનો તે વારસ થયો અને પાંચ ગામ, એક હાથી, બસેં ઘોડા, અને બીજી માલમતા તેને મળી.

બાવામિયાં ગાદી ઉપર બેઠો કે તરતજ ચારસે જટ લોકોના અ-સ્વારોએ તેનાં એક ગામ ઉપર હલ્લો કર્યો, તે એવા મનસુબાથી કે શેર-મિયાં મરણ પામ્યો છે તેથી કોઇ હરકત કરનાર નથી શેરમિયાયે તેઓને ઘણીવાર શિક્ષા કરી હતી તોપણ આ વેળાએ તેઓ ઢોર વાળી ગયા અને કેશરિયે જઇને મેલાણ કર્યું. ત્યાં આગળ પણ લોકોને હરકત કરી, અને ત્યાંના લોકોએ તેમને કહ્યું કે આ શેરમિયાનું ગામ છે, જો એનો અશ્વાર આવી પોહોંચશે તો તમને હરકત પડશે જટ લોકોયે તે વાત લક્ષમાં લીધી નહિ પણ એટલું કહ્યું કે શેરમિયાં તો ગયો, અને તેનો દીકરો પાલણામાં છે. આવો બનાવ બન્યાના સમાચાર ધોળકામાં બાવામિયાંએ સાંભળ્યા, એટલે પોતાના ઘોડા ઉપર અશ્વાર થઇને સાઠ અશ્વાર લઇને ચાલ્યો. આ વેળાયે તેનું વય ૨૨ વર્ષનું હતું. તે કાંઈ પણ વિચાર કરયા વિના લુટારા અશ્વારો ઉપર ટૂટી પડ્યો અને બહુ સારી રીતે તરવાર ચલાવી, તેમાં જટ લોકો પોતાનામાંના પાંચ જણને મરેલા મૂકીને અને ઘણા એકને ઘા-યેલ પડેલા રેહેવા દઇને નાશી ગયા. જ્યારે ધોળકામાં લોકોએ જાણ્યું કે જટ લોકો ઉપર હલ્લો કરવાને તાલુકદાર ગયો છે, ત્યારે તેની મદદે અ-શ્વારોની એક મ્હોટી ટોળી ગઈ, પણ તેમને લડવાની વેળા હવે રહી ન-હતી અને તેઓ તે ઠેકાણે જઈ પોહોચ્યા નહિ એટલામાં તો બાવામિયાં પાચ મારી નાંખેલા જટના માથાં તથા તેના હાથમા આવેલા ઘોડા લઇ-ને પોતાનાં માણસો સહિત આવતો સામો મળ્યો.

આ વેળાયે જટ અને કાઠીલોકો સરકારના અશ્વાર હોય તેમ સ્વ-તન્ત્રપણે જયાબધ દેશમાં બટકતા ફરતા હતા. બાવામિયાના ઘરડાઓએ તેમને ઘણી વાર હરાવ્યા હતા અને તેટલા માટે માહોમાહે પ્રાણઘાતક કજિયો ઊઠ્યો હતો, પણ તેણે પોતાની ન્હાની ઉંમરમાં એટલી બધી બ-

હાદુરી બતાવી, અને રોજ તેની કીર્ત્તિ વધતી ચાલી તેથી તેની સામે થવાને જાંટોકા કરવા લાગ્યા

શેરમિયાંએ પેશ્વાની ચાકરી કરી હતી, પણ બાવામિયાંએ ગાયકવાડ સાથે પોતાનો સમ્બધ બાન્ધ્યો હતો અને તે બહુ પ્રખ્યાતી પામ્યો હતો ગાયકવાડની ફોજ શેતુકરને કાહાડી મૂકવા સારૂ સન ૧૮૦૦મા અમદાવાદ ઉપર ગઇ ત્યારે બસેં અશ્વાર લઇને બાવામિયાં તેની સાથે ગયો હતો, અને સન ૧૮૦૨ માં જ્યારે ગાયકવાડે મલ્હારરાવની સામે થવાને બ્રિટિશને પોતાની મદદે બોલાવ્યા, અને ખમ્ભાત આગળ ઉતરેલી બ્રિટિશની ફોજ, ત્યાથી કડી આવી પોહોચતાં રસ્તામા અડચણમા આવી પડી તે વેળાએ ગાયકવાડે બાવામિયાને લખ્યુ તે ઉપરથી બસે અશ્વાર લઇને તે કડી લગી ફોજની સગાથે ગયો હતો, અને બ્રિટિશની સાથે પણ તે ઘણી સારી રીતે વર્ત્તતો હતો.

બાવામિયા ઘણી આબરૂ મેળવ્યા પછી સન ૧૮૧૨મા મરણ પામ્યો તે વેળાએ તેને બાપુમિયા અને મલેકમિયા એવા બે દીકરા હતા, તેમાથી મ્હોટો તેની પછવાડે ગાદિયે બેઠો આ વેળાએ તેના તાલુકા નીચે ત્રીશ ગામ હતા

ધોળકાના કસ્બાતી વિષે કર્નલ વાકરે લખ્યું છે તેઓનું મુખ્ય કુટુબ ઉપર પ્રમાણે હતુ તે લખેછે કે, તેઓ શૂરવીર અને તોફાની લોક હતા, તેમનામાંથી કેટલાએક જયામધ અશ્વારો રાખીને, જેઓને તેમની મદદ જોઇતી હોય તેમને આશ્રય આપવાને જતા. તેઓએ ધોળકા પરગણાનો ઘણો ખરો આખો સુરેહ ભરેતો ભાગ, અગાઉથી જમાબધી આપીને સાનમા લખાવી લીધો હતો. અને એવી રીતે કરવાથી તેઓએ પોતાની સત્તા ઘણી વધારી દીધી હતી

ઝાલા રજપુતોયે પાટડીમા પોતાની સ્થાપના કરી ત્યારપછી ઘણાં વર્ષ લગીની તેમની ચડતી કળાવિષે અમારે કાંઈ લખવા જેવુ છે નહિ [1]

---

[1] પ્રથમ પુસ્તક વિભાગ ૨ જો પ્રકરણ ૨ જુ ઝાલા બાબત હકીગત જુઓ પૃષ્ઠ ૬૬ (બીજો ભાગ)

હરપાલનો મ્હોટો કુંવર શેડોજી અથવા સોઢોજી+ કરીને હતો તેના વંશમાં હરપાલથી પંદરમો પુરૂષ મહારાણા ચંદ્રસિંહજી કહેવાયછે જેના વારામાં ઝાલાઓની મુખ્ય જગ્યા પાટડીમાંથી બદલીને હલવદમાં આણી હતી, એ શેહેર કચ્છના ન્હાના રણની બાજુએ છે. એજ મહારાણાના વારામાં અથવા એના પછી તરતજ*, હરપાલના વંશની આ શાખાના બીજા બે વિભાગ થઇને બે જૂદા ગ્રાસ અથવા તાલુકા બંધાયા હતા, તે આજ લગી પણ પોતાનુ સ્વતંત્રપણું સાચવી રહ્યા હતા ચંદ્રસિંહજીનો વડો કુંવર પૃથીરાજ હતો તેણે પોતાનો વારસો ખોયો હતો, પણ વાંકાનેર અને વઢવાણમાં તેણે ગાદિયો સ્થાપી હતી; બીજો કુવર અમરસિંહ હતો તે પોતાના બાપની પછવાડે હલવદની ગાદી ઉપર બેઠો, ધ્રાંગદરામાં હાલ જે રાજ છે તે એના વંશનો છે; ત્રીજો કુંવર અભેરાજ-

*૧ હરપાળ મકવાણા ૨ શક્તિદેવી સોલકીથી ૧ સોઢોજી, ૨ શેખડે જી ૩ માંગોજી ત્રણ કુંવર થયા

| | |
|---|---|
| ૨ સોઢાજી | ઈ સ ૧૧૩૦-૧૧૬૦ |
| ૩ દુર્જન સાલજી | ઇ. સ ૧૧૬૦-૧૧૮૫ |
| ૪ આકળદેવજી | ઈ. સ ૧૧૮૫-૧૨૧૦ |
| ૫ અર્જુનસિંહજી | ઈ. સ ૧૨૧૦-૧૨૪૦ |
| ૬ દેવરાજજી | ઇ સ. ૧૨૪૦-૧૨૬૫ |
| ૭ દુદોજી | ઇ સ ૧૨૬૫-૧૨૮૦ |
| ૮ સૂરસિંહજી | ઈ. સ. ૧૨૮૦-૧૩૦૫ |
| ૯ સાંતલજી | ઇ સ ૧૩૦૫-૧૩૨૫ |
| ૧૦ વિજયપાલજી | ઈ. સ ૧૩૨૫-૧૩૨૬ |
| ૧૧ મેઘરાજજી | ઇ સ ૧૩૨૬-૧૩૩૧ |
| ૧૨ પચીસિંહજી | ઇ સ ૧૩૩૧-૧૩૪૦ |
| ૧૩ ઉદયસિંહજી | ઇ સ ૧૩૪૦-૧૩૫૨ |
| પૃથીરાજજી | એત્રે યલા પ્રમણું થઈને રાજ્યનો હક છોડયો. |
| ૧૪ વેગળજી | ઈ. સ ૧૩૫૨-૧૩૬૮ |
| ૧૫ રામસિંહજી | ઈ. સ ૧૩૬૮-૧૩૮૫ |
| ૧૬ વીરસિંહજી | ઈ. સ ૧૩૮૫-૧૩૯૨ |
| ૧૭ રણમલજી | ઈ સ ૧૩૯૨-૧૪૦૮ |

કાનો જમાવ થયો એવામાં જૂનેગઢથી પાદશાહનો ખજાનો અમદાવાદ જતો હતો. તેની પૃથીરાજને ખબર થઈ એટલે તેણે ખજાનાનાં ઊંટ લૂંટી લીધાં, તેની ખબર સરકારમાં થવાથી પૃથીરાજનું માથું કાપી લાવનારને ઇનામ આપવાનું જાહેરનામું ફેરવ્યું અને બેહજાર અશ્વારો સહિત એક જમાદારને તેના શોધ સારૂ મોકલ્યો. પૃથીરાજના માણસોનું જોર કેટલું છે તે વાત જમાદારના જાણ્યામાં આવી ત્યારે તેણે તેની સાથે કપટકાર્ય રચવાનો નિશ્ચય કર્યો. પછી તેણે વઢવાણ માણસ મોકલીને પૃથીરાજને કેહેવરાવ્યું કે અમે દેશની ખંડણી ઉઘરાવવા સારૂ આવ્યા છિયે માટે તમે અમારી સાથે આવો. જમાદારે કુરાન ઉપાડી સોગન ખાધા કે–જો પૃથીરાજ મારી સાથે પ્રથમ દગો નહિ કરે તો હુ–એમની સાથે કદિ દગો કરવાનો નથી; આ ઉપરથી પૃથીરાજ તેને આવીને મળ્યો, ત્યાં ઠરાવ કરી રાખવા પ્રમાણે તેઓએ શિયાણી ગામ મારીને અદાજીને ઠેર કર્યો. ત્યારે અદાજીની ઠકરાણીને સત ચડ્યું અને પૃથીરાજ ભણી માણસ મોકલીને પોતાના સ્વામીનું માથું તેણે મંગાવ્યું. કુંવરે અદાજીનું માથું કાપીને એક ઝાડે લટકાવ્યું હતું. તેથી પૃથીરાજે બાઇને કેહેવરાવ્યું કે-તમે તમારી મેળે ઝાડ ઉપરથી માથું ઊતારીને લઈ જાઓ તો આપુ. અદાજીની ઠકરાણી ત્યાં આવી, અને કાછડો વાળીને ઝાડ ઉપર ચડી, ત્યારે પૃથીરાજે અદાજીને મેહેણું મારીને કેહેવા માંડ્યું કે, "છોકરા તેં મારા ઉપર બરછી ઉગામી હતી, ખરૂં! પણ હવે જો તારી બાયડીને કેવી ઝાડે ચડતી કરી છે." સતી પૃથીરાજના આવા શબ્દ સાંભળીને તેના ઉપર ક્રોધાયમાન થઇને તેને શાપ દઇને કહ્યુ કે, "હા તેં તો મને ઝાડે ચડતી કરી પણ તારી સ્રીને તો તારૂં સ્નાન પણ થશે નહિ." એવું સાંભળીને બીજા લોકોએ તેમજ સતિયે પૃથીરાજને ઠપકો દીધો અને ત્યાર પછી તરતજ તેને પણ પોતાના કામનો પસ્તાવો કરવો પડ્યો. પણ એ તો પછી જમાદાર સાથે ખંડણી ઉઘરાવા નીકળી પડ્યો. એ પ્રસંગે કોઇ ગામડામાં મેલાણ કરવાનું ધારેલું ત્યાં પૃથીરાજનાં માણસો આગળ જઇ પોહોચ્યાં, અને તે ઠેકાણે પાણીની ઘણી તંગાશ હતી તેથી ત્યાં આગળ એક કુવો હતો તેના ઉપર તંબુ તાણી લીધો અને કહ્યું કે આટલામાં એકે કુવો નથી. આ પ્રમાણે તેઓને કુવામાંથી પાણી મળવા

લાગ્યું અને જમાદારના માણુસોને તો છ મૈલને છેટેથી આણવું પડયું. પણ પછવાડેથી જમાદારને તે વિષેની ખબર થઈ ત્યારે તેણે કહ્યું, કે પૃથીરાજે મારી સાથે પેહેલો દગો કરયો તેથી મારા સોગન છૂટયા." પછી કપટ કરીને પૃથીરાજને તેણે પકડયો ને પોતાની સાથે લઇ ગયો, અને આ દેશમાં કોઇ જાણતું નથી કે પછીથી, તેનું શું થયું.

ઉપર પ્રમાણે બનવાથી પૃથીરાજનો બાપ મરણ પામ્યો ત્યારે તે હાજર ન હતો તેથી તેનો ન્હાનો ભાઇ *અમરસિંહ હળવદની ગાદિયે બેઠો. પૃથીરાજને બે કુંવર હતા તેમાં એક સુલતાનજી હતો તેના વં-

---

* પાછળ પૃષ્ટ ૭૬.

૨૯ રાજ અમરસિંહજી (ઈ. સ. ૧૬૩૪-૧૬૫૪)
|
૩૦ મેઘરાજજી (ઈ. સ. ૧૬૫૪-૧૬૬૧)
|
૩૧ ગજસિંહજી (ઈ. સ. ૧૬૬૧-૧૬૭૩)
|
૩૨ જસવતસિંહજી (ઇ સ ૧૬૭૩-૧૭૧૮)
|
૩૩ પ્રતાપસિંહજી (ઈ સ. ૧૭૧૮-૧૭૩૦)
|
૩૪ રાયસિંહજી બીજા (ઈ. સ ૧૭૩૦-૧૭૪૫)
|
૩૫ ગજસિંહજી (ઈ. સ. ૧૭૪૫-૧૭૮૨) સેસભાઇ (સાયલા)
|
૩૬ જસવંતસિંહજી (ઈ. સ. ૧૭૮૨-૧૮૦૧)
એમણે ધ્રાંગદ્રામા ગાદી આણી
|
૩૭ રાયસિંહજી ત્રીજા (ઇ. સ ૧૮૦૧-૧૮૦૪)
|
૩૮ અમરસિંહજી (ઈ. સ ૧૮૦૪-૧૮૪૩)
|
૩૯ રણમલસિંહજી (ઈ. સ. ૧૮૪૩ ૧૮૬૯)
|
૪૦ માનસિંહજી (ઈ સ. ૧૮૬૯ માં ગાદીએ બેઠા છે)
|
જસવંતસિંહજી (એ પાટવી કુંવર હતા ઇ સ. ૧૮૮૦મા દેવ થયા)
|
અજીતસિંહજી (પાટવી કુંવર) દોલતસિંહજી (કુંવર)

શમાં વાંકાનેરનો હાલનો રાજા વખતસિંહજી છે, બીજો કુંવર રાજોજી
કરીને હતો તે વઢવાણની ગાદીનો પ્રથમ પુરૂષ થયો વીરમ દેવજીનો ભાઇ

મોરબીના તાબામા ૮૨૧ ચોરસ મૈલ જમીન, ૧૨૫ ગામ, વસ્તી આસરે એક લાખ માણસની છે અને વાર્ષિક ઉપજ સુમારે છ લાખ રૂપિયાની છે તે માથી નામદાર ઇંગ્રેજ સરકારને જમાબંદીના અને જુનાગઢને જોરતલબીના મળી કુલ રૂ ૪૪૭૭ આપેછે રાજ સાહેબ બ્રિટિશ છાવણીમા જાય ત્યારે લશ્કરની સલામતી તથા ૧૧ તોપ ફોડી માન આપેછે

૦ ૧ સુલતાનજી વાંકાનેરમા ગાદી સ્થાપી ઈ સ ૧૬૩૪ સુધી
(હરપાળથી ૨૭ મો ચંદ્રસિંહજી થયા તેમના કુંવર પૃથ્વીરાજના કુંવર થાય

૨ માનસિંહજી ઈ સ ૧૬૩૪ -૧૬૫૦

૩ રાયસિંહજી ઈ સ ૧૬૫૦—૧૬૭

૪ ચંદ્રસિંહજી ઇ સ ૧૬૭ —૧૭૨૧

૫ પૃથિરાજજી ઈ સ ૧૭૨૧—૧૭૨૮

તે પછી એનો ભાઈ
૬ કેશરીસિંહજી ઈ સ ૧૭૨૮—૧૭૪૯

૭ ભારોજી ઈ સ ૧૭૪૯—૧૭૮૪

૮ રાયસિંહજી એ કુંવરપણામાંજ મરણ પામ્યા હતા

૯ કેશરીસિંહજી ઈ સ ૧૭૮૪—૧૭૮૭

૧૦ ચંદ્રસિંહજી ઉર્ફે ગેસાજી ઇ સ ૧૭૮૭—૧૮૩૯

૧૧ વખતસિંહજી ઈ સ ૧૮૩૯—૧૮૬૦

૧૨ જસવંતસિંહજી એ કુંવર પદવીમાંજ મરણ પામ્યા

૧૩ બનેસિંહજી ઇ સ ૧૮૬૦—૧૮૮૧

૧૪ ગગુભા ઉર્ફે અમરસિંહજી ઈ સ ૧૮૮૧ મા ગાદિયે બેઠા છે

વાંકાનેરના તાબામા ૩૮૫ ચોરસમૈલ જમીન ૭૬ ગામ આસરે ત્રીસ હજાર માણસની વસ્તી અને વાર્ષિક ઉપજ સુમારે બે લાખ રૂપિયા થાય છે તેમાથી ઈંગ્રેજ સરકારને જમાબંદીના રૂ ૧૭૪૨૨ અને જુનાગઢના જોરતલબીના રૂ ૧૪૫૩ એમ કુલ રૂ ૧૮૮૭૫ આપેછે રાજ સાહેબ બ્રિટિશ છાવણીમા જાય ત્યારે નવ તોપ ફોડી માન આપવામા આવેછે

રાવ નારણદાસ હતો તેના કુંવર રાઠોડ શ્રી ઇસબદાસજીની પુત્રી સોમકુંવર બાઈ વેહેરે રાજોજી પરણ્યો હતો. ઇડરના રાવના ચરિત્રમાં જે બાઇ વિષે લખવામા આવ્યુ છે, તે બાઇ સોવશા આ હશે. એ બાઇ પોતાના સ્વામીની પછવાડે સન ૧૫૪૩ માં સતી થઈ. એ સતીનો પાળિયો જે શ્રી રાઠોડ માતાનો કેહેવાયછે તે તેના લેખ ઉપરથી ઓળખાયછે. દુખિયારી રાણિકદેવીની દેરી પાસે એક દેરાની અદર તેની મૂર્ત્તિની સ્થાપના કરેલામાં આવી છે તે ઠેકાણે વારપરવને દિવસે તેને રાણીના જેવો પરણતી વેળાનો પોશાક અને ઘરેણાં પેહેરાવવામાં આવેછે અને તેના વંશવાળા તેની પૂજા કરેછે.

વઢવાણ આગળ સતિયોની દેરિયો છે તેમાં એક હાડી માતાનું દેરૂં કેહેવાયછે. આ બાઇનું નામ બાઇ શ્રી દેવકુંવર હતું, તે અમરસિંહ નામના હાડા ઠાકોરની પુત્રી થતી હતી, અને તેના સ્વામીનું નામ મહારાણા શ્રી અર્જુનસિંહ હતું તેની પછવાડે તે સન ૧૭૪૧ માં સતી થઇ હતી, તેના ઉપર અર્જુનસિંહ પછવાડે થનાર તેના પુત્ર મહારાણા શ્રી સબળસિંહે દેરૂં ચણાવ્યુ હતું, એ પુત્ર હાડી રાણીના પેટનો ન હતો પણ તેની મા પરમાર વંશની શ્રી આમ્બુબા નામે હતી. હાડી માતાના દેરાની હારમાં મહારાણા શ્રી ચદ્રસિંહની છત્રી છે તે સન ૧૭૭૯ મા તેની પછવાડે થનાર તેના પુત્ર મહારાણા શ્રી પૃથીરાજે બધાવી છે, તેની માતાનું નામ બાઇ શ્રી કુશળકુંવર હતું, તે પેથાપુરના વાઘેલા રાજા શ્રી જોરાજીની પુત્રી થતી હતી. આવી થોડી ઘણી નિશાનિયો રહેલી છે તે ઉપરથી ઝાલા વંશની ઘણા વર્ષની સ્થિતિ વિષેની સૂચના આપણને મળે છે એ વિના બીજો કાંઈ આધાર અમારી પાસે નથી

છેલ્લા લખેલા વઢવાણના મહારાણા ચંદ્રસિંહજી વિષે નીચે પ્રમાણે માટની વાત છે.

વઢવાણની પાસે મેમકા કરીને એક ગામ છે ત્યાંનો લુવાણો, ઝાલર (વાલ) નો પોઠિયો ભરીને ભાલમાં રોઝકા ગામ ધંધુકાની પાસે છે ત્યાં વેચવા ગયો. રોઝકાના ચૂડાસમા આસિયા મેપજીની એક દીકરી ઝાલા રજપૂત સાથે પરણાવી હતી તોપણ મેપજીને ઝાલા રજપૂતો સાથે કજિયો હતો. તેણે મશ્કરીમાં લુવાણાને કહ્યું કે "તારા ઝાલા શા ભાવે વે-

થાય છે ?" લુવાણાએ ઉત્તર આપ્યું કે, "એ બાલિયે એક ઝાલે"[1] ચૂડાસમાએ એવું ઉત્તર સાંભળ્યું તેથી તેને રીસ ચડીને લુવાણાને માર મારી તેનો પોઠિયો ખુંચી લઇને ગામ બાહાર કાહાડી મૂક્યો એટલે તેણે વઢવાણ જઇને પોતાના રાજા ચન્દ્રસિંહજીને ફરિયાદ કરી ચન્દ્રસિંહજિયે પોઠિયાની તથા ઝાલરની કિમત પૂછી લઇને તેને આપી પણ રોઝકાવાળા પાસેથી વેર લેવાનો તેણે પોતાના મનમાં નિશ્ચય કરયો

ચન્દ્રસિંહજી ચૂડાસમાના તાબાના મોરશિયા ગામ ઉપર બેહજાર ઘોડું લઇને ગયો. તે ગામ તેણે લૂટી લીધુ અને ઘરના કાહવંગા નુધાના ગાડા ભરીને ઘરભણી નીકળ્યો એપજીના કુવર લાખોભાઈ, તથા રામોભાઇ પોતાના બનેવી, લિંબડીવાળા[2] હરભમજી પાસે ગયા અને વઢવાણવાળા

---

૧ બાલિયો એટને એક મ્હોટુ માટીનુ વાસણ, અથવા બાલનો રેહેવાશી

૨ હરપાળ મકવાણો (ઇ સ ૧૦૯૦-૧૧૩૦) તેનાથી હરભમજી ૨૯ મો પુરૂષ

- સોઢોજી
  - (પાટડી)
- ૧ માંગુજી લીબડી ઈ સ ૧૧૩૦ થી ૧૧૭૦ સુધી એને જાબુની ચોરાશી મળી
- ૨ મધુપાળ એ જૂનાગઢના ચૂડાસમાની કન્યા પરણ્યા હતા
- ૩ ધાવળ (ધમળ) જાંબુ ઉપર મુસલમાનોએ હુમલો ઇ સ ૧૧૯૪ મા કર્યાથી ધમળમા ગાદી સ્થાપી
- ૪ કલોજી ( કાહુજી )
- ૫ ધનરાજ
- ૬ લાખોજી એણે કોઠીકુદણીમા રાજ્યધાની કરી
- ૭ ભોજરાજજી
- ૮ કર્ણસિંહજી
- ૯ આસકર્ણજી
- ૧૦ સાંગોજી
- ૧૧ શેષમલજી
- ૧૨ સારંગજી
- ૧૩ લાખોજી (બીજા) એણે જાબુમા ગાદી રાખી હતી
- ૧૪ વજેરાજજી
- ૧૫ નાગજી એને અમદાબાદના સુલતાન અહમદશાહ સાથ વેર હતુ

સાથે કજિયો થયો તે તથા તેથી પોતાને નુકસાન થયું તે સર્વ વર્તમાન તેને કહ્યું હરભમજી પોતાની સાથે સાતસેં અશ્વાર અને આઠસે પાળા લઇને તેઓની મદદે ગયો. ગાયકવાડનો સૂબો ભગવાનભાઇ જમા ઉઘરાવવા સારૂ બાર હજાર અશ્વાર લઇને આવ્યો હતો તે આ વેળાએ લિંબડી હતો તેને પણ પોતાની સંગાથે લીધો. સાંજ પડી એટલે તેઓએ ભાદરનદીની તીરે મેલાણ કર્યું, અને તેઓની સાથે કેટલીક તોપો હતી માટે ચંદ્રસિંહજીનો રસ્તો રોકીને બેસવાનો નિશ્ચય કર્યો. એટલામાં તે ત્યાં આવી પોહોચ્યો અને તેણે તેઓની પાસે પોતાનો પડાવ કર્યો. તેને લાગ્યું કે હવે

૧૬ ઉદયભાણજીએ જાંબુનો કિલ્લો ફરી બંધાવ્યો
૧૭ ખેતોજી
૧૮ ભોજરાજજી (બીજા)
૧૯ નાગજી (બીજા)
૨૦ ખેતોજી (બીજા) એ સરધારના ગોદા વાઘેલાનું આણું ભડલીના સરવૈયા રાવ ભીમની પુત્રીને તેડી આવતાં કોઠી કુંદણીના પાદરે ઉતર્યું હતું તે કન્યાની ખુશીથી હરણ કર્યું. તેથી સરધારને ભડલીનું લશ્કર ચડીઆવ્યું તેમાં બારે વર્ષે ખેતોજી મરાયા ને જાંબુમાં અમદાવાદના સુલતાનનું થાણું બેઠું.
૨૧ સાંગુજી (બીજા) એ સરધારના વાઘેલાને માર્યો. જાંબુનું થાણુ ઉઠાડી ત્યાં ગાદીએ બેઠા.
૨૨ સોઢોજી
૨૩ આશકર્ણજી (બીજા) એ શીઆણીમાં રાજ્યગાદી સ્થાપી.
૨૪ અદેરાજજી
૨૫ વૈરીસાલજી એ જાંબુમાં રાજગાદી કરી.
૨૬ અખેરાજજી ( આશકર્ણજી ઉર્ફે કર્ણસિંહજી )
૨૭ ભોજરાજજી
૨૮ અદેરાજજી (બીજા) ને વઢવાણના ચંદ્રસિંહ સામે ધાપરેટ ગામ પાસે લડાઈ થઈ તેમાં જીત્યા.
૨૯ વૈરીસાલજી (બીજા) એ લીંબડીમાં રાજ્ય ગાદી સ્થાપી જે આજ સુધી છે.
૩૦ હરભમજી (ઈ. સ ૧૭૮૬ સુધી) એણે કાઠિયોને હરાવ્યા. ને લીંબડીનો કિલ્લો બાંધવાનું શરૂ કર્યું.
૩૧ હરિસિંહજી (ઇ સ. ૧૭૮૬–૧૮૨૫)ના સમયમાં ઇંગ્રેજ સરકાર સાથે ખંડણીનો ઠરાવ થયો ને લીંબડીનો કિલ્લો પુરો કર્યો.
૩૨ ભોજરાજજી (ઈ સ. ૧૮૨૫–૧૮૩૭)
૩૩ હરભમજી બીજા (ઇ. સ. ૧૮૩૭–૧૮૫૬) ( એનું બીજું નામ હાજીરાજ હતું. )
૩૪ ફતેસિંહજી (ઇ. સ. ૧૮૫૬–૧૮૬૨)
૩૫ યસવંતસિંહજી (ઈ. સ. ૧૮૬૨ મા ગાદિયે બેઠા છે.

લીંબડીના તાબામાં ૩૩૨ ચોરસ મેલ જમીન, ૭૨ ગામ, આસરે ૪૩૦૦૦ માણસની વસ્તી, અને વાર્ષિક ઉપજ આસરે સાડાચાર લાખ રૂપિયાની થાયછે તેમાંથી ઈંગ્રેજ સરકારને જમાબંદી અને જુનાગઢની જોરતલબી મળી કુલ રૂ ૪૫,૫૩૩ આપેછે, ઠાકોર સાહેબ બ્રિટિશ છાવણીમા જાય ત્યારે નવ તોપ ફોડી માન આપેછે

આપણાથી લૂંટનો સામાન બધ જઇ શકાશે નહિ અને જો એક પણ ગાડુ પછવાડે રહી જશે તો આપણી આબરૂ જશે; આ પ્રમાણે વિચાર કરીને તેણે સર્વ બાળી મૂક્યું. તેને નક્કી લાગ્યું હતુ કે લડાઇ થશે તેમાં આપણે બચવાના નથી તેથી પાછલી પ્રહર રાત્રે ઉઠી ન્હાહી ધોઇને કસુબો પીધો તથા ગગાજળ પીધુ, અને તુલસીદલ તથા પરવાળુ મોમાં નાંખ્યાં. તે જ્યારે તૈયાર થયો ત્યારે, તેની ચાકરીમાં ગોરિમ્બો કરીને એક આરબ જમાદાર હતો તે તેની પાસે આવ્યો અને કેહેવા લાગ્યો, "ઠાકોર, જો તમે કેહો "તો હુ મારા પાંચસેં મકરાણી લઇને એમની તોપો ઉપર જાઉં અને તમે "ફોજ સામે જાઓ, અથવા તમે તોપો ઉપર જાઓ તો હું ફોજ સામે જાઉં." ચદ્રસિહને પેહેલી સૂચના પસદ પડી. તે ઘોડા ઉપરથી ઉતરી પડીને ઢાલ તરવાર લઇને પગપાળો ચાલ્યો ત્યારે તેનો એક ઉમરાવ હતો તેણે પગપાળે નહિ જવાને બહુ સમજાવ્યો પણ દરબારે ઉત્તર આપ્યો કે, "હવે આપણે જીવવાની કાંઇ આશા રહી છે ?" ત્યારે ઉમરાવ બોલ્યો કે, "હવે જીવવાની આશા તો પરમેશ્વરના હાથમાં છે આબરો કુળદેવ અને "શક્તિદેવી તમારૂં રક્ષણ કરશે ! પણ જ્યારે તમારી પાસે ઘોડા છે ત્યારે પગપાળે લડવાની શી જરૂર છે ?" આ પ્રમાણે કહીને ઘોડા ઉપર બેસવાને તેણે તેને સમજાવ્યો અને તેની સાથે બાકીના પણ ઘોડે ચડીને શત્રુના ઉપર હુમલો કરવાને ચાલ્યા અને ગોરિમ્બો જમાદાર પણ પોતાનુ પાચસેં માણસનું પાયદલ લઇને તોપો ઉપર ચાલ્યો. તે જોઇને સામાવાળાએ નદીની સામી બાજુએ તોપો મૂકીને મારો ચલાવવા માંડયો પણ તેઓ નદીમાં ઉતરી ગયા તેથી તેમના માથા ઉપર થઇને ગોળા ચાલી ગયા અને તોપોવાળા ઉપર હુમલો કરયો એટલે તેઓ તોપો છોડી દઇને નાશી ગયા તેથી જમાદારના હાથમાં તોપો આવી ગઇ. આણીગમ ચદ્રસિહજિયે હરભમજીની ફોજ ઉપર હુમલો કરયો એટલે, તોપોવાળા નાશી ગયા જાણીને તેઓ પણ નિરાશ થઇ પાછા ફરીને નાઠા. હરભમજી લિંબડી નાશી ગયો તેની પછવાડે ઠેઠ સુધી ચદ્રસિંહજિયે દોડ કરીને તેના સુમારે પચાસ અશ્વારો મારી નાખ્યા.

જ્યારે લડાઇ થઇ રહી ત્યારે ગાયકવાડના સૂબા ભગવાનભાયે છડીદાર મોકલીને કેહેવરાવ્યું કે તોપો ગાયકવાડ સરકારની છે. ચદ્રસિહજિયે કહ્યુ કે

એ વાત મારા જાણુવામાં નહતી માટે તમારે તોપો લઇ જવી અથવા હું મારી મેળે તમારી પાસે મોકલાવી દઇશ. પછી મરાઠા અશ્વાર,જૈઇને તોપો લઇ આવ્યા અને ભગવાનભાઇ વડોદરે પાછો ગયો અને ચંદ્રસિંહજી વઢવાણુ ગયો.

ચંદ્રસિંહજી અને હુરભમજીના મરણુ પછી લિંબડીનો ઠાકોર હરિસિંહજી, હરભમજીનો પુત્ર થતો હતો તેણે ચદ્રસિંહજીના પુત્ર પથાભાઇ (પૃથીરાજ) ઉપર બાપના વારાના વેર ઉપરથી ચડાઇ કરી અને વઢવાણુ આવ્યો, ત્યારે તેની સાથે પાંચસે અશ્વાર અને બસે પાયદલ હતુ અશ્વારના લસ્કરની ત્રણુ ટુકડિયો કરી હતી તેમાથી એક ટુકડી વઢવાણુથી ત્રણુ ગાઉ ઉપર ખારીને કિનારે પડાવ કરીને પડી અને બીજી બે કેરાલાના તલાવ તથા પાળિયાવાળીની તલાવડી આગળ ઉતરી તેમાથી પચીશ અશ્વારે વઢવાણુ આવીને ગામના દરવાજા પાસે, એક ખેડુત જતો હતો તેને મારયો તથા બીજુ નુકશાન કર્યુ, એટલામા પથાભાઇના ચૌદ અશ્વાર ચોકી કરવા ફરતા હતા તે આવી પોહોચ્યા એટલે લિંબડીના અશ્વારો નાઠા તેઓની કેડે ચૌદ અશ્વાર થયા તે ખારી આગળ બીજા અશ્વાર હતા ત્યાં આવી પોહોચ્યા અને તેમની છાવણી ઉપર બંધુકો ચલાવવાં માડી, અને પાચ માણુસોને મારી નાખ્યા એટલે બાકીના દોડીને +કેરાલાના તલાવ આગળ બીજી ટુકડી હતી ત્યા જઇ પોહોચ્યા વઢવાણુ વાળા

+ (૨૭) ચદ્રસિંહજી (જુવો પૃષ્ઠ ૭૬)
પૃથિરાજજી
- સુલતાનજી (વાકાનેર)
- ૧ રાજોજી (ઈ સ ૧૬૪૩ સુધી) વઢવાણુ
  - ૨ સબળસિંહજી (ઈ સ ૧૬૪૩–૧૬૬૬)
  - ૩ ઉદયસિંહજી (૧૬૬૬–૧૬૮૧)
    - ૪ ભગતસિંહજી (ઇ સ ૧૬૮૧–૧૭૦૬)
      - મદનસિંહજી
      - ૫ અરર્જુનસિંહજી
      - અભયસિંહજી (ચરા)
      - માનસિંહજી (ઝમર)
  - ભાવસિંહજી
    - માધવસિંહજી (બુદી કોટે રીસામણે ગયો)

ત્યાં સુધી પણ તેમની પછવાડે પડ્યા. રાજાપૃથ્વીરાજાના સાંભળવામાં આવ્યું એટલે, તે બસે પાયદલ અને ત્રણસે અશ્વાર લઇને તાબડતોબ આવ્યો અને કેરાલા આગળ દુશ્મન હતા તેઓને હરાવીને નસાડ્યા. આ લડાઈમાં પરબડીના રામોભાઇ તથા લાખોભાઇ કરીને હરિસિંહજીના મામા હતા તે કામ આવ્યા. તેમની છત્રિયો આજે પણ તે ઠેકાણે જોવામાં આવેછે

બીજી લડાઇ ખારી નદી ઉપર થઇ તેમા હરિસિંહજી હાજર હતો આ લડાઇમાં પીપાપુરવાળો મેરભાઇ વાઘેલો, પથાભાઇનો મામો થતો હતો, તેની ઘોડી શત્રુની ફોજ વચ્ચે થઇને પાર નીકળી ગઇ, તેની પછવાડે હરિસિંહજી પડ્યો અને તેને ઠેર કરી નાખ્યો ત્યાર પછી બને બા-




વઢવાણના તાબામા ૨૩૯ ચોરસ મૈલ જમીન ૩૧ ગામ, આસરે ૪૩,૦૦૦ માણસની વસ્તી અને વાર્ષિક ઉપજ સુમારે સાડા ત્રણ લાખ રૂપિયાની છે તેમાથી ઇંગ્રેજ સરકારને જમાબંદી અને જુનાગઢને જોરતલબીના મળી કુલ રૂ ૨૮,૬૬૧ આપેછે ઠાકોર સાહેબ બ્રિટિશ હદમા જાય ત્યારે નવ તોપ ફોડી માન આપેછે

જુની ફોજ વેરાઇ ગઇ.*

થોડા વર્ષપછી સવત ૧૮૬૩ (ઈ૦ સ૦ ૧૮૦૭) માં ઝાલાઓ પાછા ફરીને માહોમાંહે લડી મુવા. વઢવાણ સસ્થાનની સીમા ઉપર ખોડું ગામ છે, તેને ઘણો જૂનો કિલ્લો છે, તે સિદ્ધરાજે બધાવેલો કેહેવાયછે. ત્યાંથી ત્રણ ગાઉ ઉપર ધ્રાંગધ્રાના રાજનું ગૂજરવેદી ગામ છે. એ બને ઠેકાણે, વઢવાણ અને ધ્રાંગદરાનાં પોતપોતાને ગામ થાણાં રેહેતાં હતાં. એક સમયે બકરી ઇદને દિવસે ગૂજરવેદીના થાણાના મુસલમાન સિપાઇયો ગામમાં ફરયા પણ બકરી મળી નહિ એટલે ખોડુ ગયા. ત્યાંના ભરવાડ પાસેથી દોહોડ રૂપિયે બકરી ઠરાવીને લીધી પણ મૂલ આપ્યા વિના જતા રહ્યા. ત્યારે ભરવાડે થાણામાં ફરિયાદી કરી એટલે

---

* નીચે ઉતારેલા બે દસ્તાવેજો ઉપરથી મૂળનો ખુલાસો થશે પેહેલો છે તે રણવટી દસ્તાવેજ છે. તે મરાયલા માણસના વારસને નુકશાનના બદલામાં કરી આપેલો છે, અને બીજો, બારવટિયાઓને તેમને ઘેર પાછા આવવાની આજ્ઞા મળવા ઉપરથી તેઓએ લખી આપેલો છે

મહારાણા શ્રી હરભમજી જોગ લ ઝાલા ગોપાળજી, તથા ઝાલા વીસાજી, તથા ઝાલા ભાવજી, તથા ઝાલા ભાઈજી, તથા ઝાલા અજાભાઈ, તથા ઝાલા મુળોજી, તથા ઝાલા રામસિંહજી, તથા ઝાલા રતનજી, તથા ઝાલા સંગરામજી, તથા ઝાલા રતનજી લાખાજી, અને બીજા સર્વ ભાયાતોના રામ રામ વાચજો બીજું બારેજડા ગામમાં ભાઈયો ભાઇયો વચ્ચે ઝગડો થયો, અને ઝાલા માલજી, તથા ઝાલા હમીરજિયે ઝાલા રામસિંહજીનું માથું કાપી નાખ્યું; એટલા માટે ચોરાશી ગામમાંથી (લિંબડીના) ઝાલા માલજી, તથા ઝાલા હમીરજીને દેશવટો દીધો છે, અને ઝાલા માલજી, તથા ઝાલા હમીરજીનો ગ્રાસ બારેજડા અને ઝાલિયા ગામોમાં તેમના ભાગનો છે તે ઝાલા રામસિંહજીના માથા બદલે ઝાલા કસિયાને સૂર્ય, ચંદ્ર તપે ત્યાં સુધી અઘાટ આપ્યો છે. ઝાલા કસિયાને એ બે ગામની ઉપજ મળયાં જશે અને ગ્રાસ ભોગવશે. બીજું, ઝાલા માલાજી, તથા ઝાલા હમીરજીના વંશના કોઈને ચોરાશી ગામોમાં વસવા દેવામાં આવશે નહિ એવા માણસોને જે કોઇ રાખશે તે દરબારનો ગુનેહગાર થશે (અર્થાત- લિંબડીના મહારાણાનો) અને તેને દરબાર શિક્ષા કરશે તો તેની કોઇ ફરિયાદ કરશે નહિ. અમે બધા આ કરાર પ્રમાણે ચાલીશું, અને તે બાબતના નીચે લખેલા જમાન છે,–ભોડાણાના રાણા વાસંગ, તથા રાણા

ચાબુવાળા, ગૂજરવેદિયે બકરૂં પાછું લેવા ગયા. ત્યારે ધ્રાંગદરાના સિપાઈ-ઓએ કહ્યું, આપના માણસ પણ તે નહિ લેતાં બકરૂં પાછું લઈને ઘેર ચાલતા થયા. જ્યારે ધ્રાંગદરાના માણસો પોતાના રાજા પાસે હલવદ ગયા અને બનેલા સમાચાર તેને કહ્યા ત્યારે તે કોપાયમાન થઈને બોલ્યો, "તમે તમારા તેહેવારને દિવસે વેચાતી લીધેલી બકરી શા વાસ્તે પાછી આપી?" તેણે પછી વઢવાણ ઉપર ચડાઈ કરવાનો ઠરાવ કર્યો, અને હાનેર, વાંકાનેર, સાયલા અને ચૂડાના ઠાકોરોને તથા લિંબડીના હ-

---

ભગા, તથા રાબા નાગજી, તથા રાબા ધના, તથા ગઢવી અજુદા ઉપરે લખ્યા પ્રમાણે અમે ચાલીશુ સંવત ૧૮૩૨ (ઈ. સ. ૧૭૭૬) માગશર શુદિ ૬ સોમવાર.

અત્ર મતુ

ગોપાળજી વગેરે

લ ઝાલા મનરામજી.

તત્ર સાખ

શ્રી જનદીરા ( એટલે સૂર્ય )

ઝાલા માલજી

ઝાલા મેપાભાઈ.

ઝાલા ચાંદાભાઈ.

રાઠોડ કાંદા

ગોહેતર, રાજાજી

દેસાઈ લઘુભાઈ

લ ભવાનીદાસ ધણી એહજુર લખ્યુ છે

૨

નીચેનો લેખ અમે પાળીશું જો ના પાળિયે તો વચ્ચે શ્રી ભીમનાથજી જમાનછે

મહારાણા શ્રી હરિસિંહજી, જોગ લ ઝાલા કરિયાજી રામસિંહ, તથા દેશા-ભાઈ રેહેવાશી બારેજડાના જત અમારે શા નહાનજી ડુગરશીનું દેવું હતું તેની સાનમા ગામ બારેજડા અમે તેને લખી આપ્યુ હતું પછીથી નહાનજી સાથે અમારે કજિયો થયો એટલે ગામ છાડીને ઉખરાજે જઈ વસ્યા, અને ત્યા રહીને દ-રબારને પજવણી કરવા લાગ્યા તેના પસ્તાવાના બદલામા અમે બારેજડા ગામ દરબારશ્રીને શીત્તેર વર્ષ લગી સોંપિયે છિયે તેટલાં વર્ષ પૂરા થતા સુધી દરબારે તે ભોગવવું. અને ત્યાર પછી શા નહાનજીના દેવા માટે બે માણસ જેમ કેહેશે તેમ અમે નીકાલ કરીશુ ઉપરના કરારથી દરબારે અમને બોલાવીને ગામમા ગુજરાઈ સારૂ જમીન આપીછે તે અમે ખાઇશું અને હવે પછી કાંઈ દગો કરીશુ નહિ ઉ-પરના કરાર મુજબ અમે ચાલીશુ તેની ખાતરીને માટે નીચેના જામીન આપિયે છિયે-ચોળજ કરબાની સૈયદ મુરાદી આઝમભાઈ, તથા શેખ સાહેબ, તથા પરબ ડીના ચૂડાસમા રામસિંહજી, એ સર્વે પોતપોતાની માલમિલકત સુધાંત જવાબ-દાર છે સ ૧૮૫૩ (ઇ સ ૧૭૯૭) ભાદ્રપદ શુદિ ૨ શનિવાર

રિસિંહને મદદે બોલાવ્યા તેમાં વાંકાનેરવાળા આવ્યા માણસોએ તેઓના
પોતાનું લશ્કર લઇને ચડાઇ કરવા સારૂ આવી મળ્યા ખું ખુઆવી લીધુ
બીજી સંભાળી.
વઢવાણવાળાને કહાવી મોકલ્યુ કે "તમે શરણ થાઓ, તમે હુ- ૫૬ આગ્ર
"લિંબડી વચ્ચે જાુદાગરી ગણોઠો જો તમે હનુમાન સાથે લડો આગ્ર
"નક્કી હાર ખાઇ જશો ડાહ્યા માણસ યમને પોતાને બારણે બોલાવતા
"હશે ? જે બનવાનું હતું તે બન્યુ, પણ હવે જો તમે હઠ પકડશો તો
"તમારા કિલ્લાનો નાશ થશે, અને ફિરંગિયોનું લશ્કર આખા દેશમા પ-

---

બીજુ ઉપર લખેલા જમીનો નાકબૂલ થયેથી મેહેતા ભગવાનદાસે જમાનછે, વળી, ગઢવી દલા જીવણ તાપડિયા શાખાના, તથા ગઢવી જીવણ શાહુ ખ ભળાવ ના, તથા ગઢવી અજા અદા, પઠમગામના દેથા શાખાના, તથા રાવળ દેવકર્ણવાળા પાનશીણા ગામના એ સર્વે પોત પોતાની માલમિલકત સુધાત જવાબદાર છે

સાખ

ગઢવી દલા ઉપર લખ્યુ તે સહી



ગઢવી અજા દેથા ઉપર લખ્યુ તે સહી

ગઢવી જીવણ સાહુ, ઉપર લખ્યુ તે સહી



રાવળ દેવકર્ણ વાળા ઉપર લખ્યુ તે સહી

શ્રી જગદીશ

રાઠોડ કાંનદા

ઝાલા બાજીસાઈ ગેડી ગામના

વાઘેલા હઠીભાઇ ભવાનજી ગામ

લોલિયાનાથના

શા પિતાંબર ભવાની

સોલંકી કાકા જેતારા

પટેલ સુખુ આશા

ગોહિલ હાજુજી જેસાજી ડોકરસાના

લખીતગ મયારામ ધણી બેહજુર

લખ્યુ છે

થાણાવાળા, ગૂજરને પણ વઢવાણના પપાભાઇયે તો સામા થવાને નક્કી કર્યુ,
યોએ મૂધ્ આપ ...ડી કરીને એક વાર ધ્રાંગદ્રા અને બીજી વાર લિંબડીના ગામ
ચાલતા થયા ... લૂટીને તેનું પૂરૂ કરવા માંડ્યું જ્યારે હળવદના સહાયકારી
ગયા અને ... ત્યારે તેઓને તેણે એક દિવસ જમાડ્યા, ત્યાર પછી પોતપોતાની
"તરે ...નું ખર્ચે ખાવા લાગ્યા પછી કેટલીક લડાઇયો થયા પછી પપાભાઇને
૭ વઢવાણના કિલ્લામા ભતાઇ પેસવું પડ્યું, એટલે સામાવાળાએ કિલ્લાને
ઘેરો ઘાલ્યો અને તોપ ચલાવીને રસ્તો પાડ્યો આ વેળાએ ભાટ અને
ચારણો વચ્ચે પડ્યા અને પચાત કરીને લડાઈ પતાવી

આ પ્રમાણે ભાટની વાત છે, અને કર્નલ વાકર આ બનાવ બન્યા પછી તરતજ ઝાલાવાડમા ગયો હતો તે તેઓ વિષે નીચે પ્રમાણે લખેછે

લિંબડી, વઢવાણ, અને ધ્રાંગદ્રાના ઠાકોરો વચ્ચે હમણાં લડાઈ 'થઈ એ પણ (દેશની નઠારી સ્થિતિનું) એક બીજું કારણ છે આ "લડાઇ પતાનો હસવા યોગ્ય પ્રસગ એવો બન્યો કે, ધ્રાગદ્રાના થાણાના 'માણસોએ એક ભરવાડ પાસેથી મૂલ આપવાનું ઠરીને એક બકરૂં લીધું.

---

+झमाल.

हरि हदे फरमाण व्रत्यो, वळी भेज्यो वढवाण
हलवद ने गड टिंबडी, जूदा पथा म जाण,
जूदा पथा म जाण, नवी नहि धारिये,
हद्दमत साथे बाथ, भरता हारिये,
करमाहझाधव प्रीत अजोर कारणे
बुद्धि कोय जमराज तेडाने बारणे?
वेधिया ज्या नजीरो, दुजो जाशे दरग
फेलाशे फरंगी घटा, चोकाशे चतरग
चोकाशे चतरग, सवइया चालशे
होक हवाइयां कईक, त्राण हालशे
गोरे मारी कोट, वियाले घालशां
हल्हलो हीलोल, नेमाला आलशां

"પણ ભરવાડે જઇને ફરિયાદ કરી એટલે વઢવાણના માણસોએ તેઓના "ઉપર ચડીને, તેઓ બકરાનું માંસ પકાવતા હતા તે. પાછું ખુચાવી લીધું "એટલે ધ્રાંગદરાવાળાને વેરભાવ ઉપજ્યો; એક લડાઇમાંથી બીજી સળગી, "લિંબડીનો ઠાકોર કજિયામાં સામેલ થયો અને વઢવાણનાં સાઠ ગામ "કરતાં પણ વધારે હતાં તેમાંથી માત્ર ચાર ગામ સિવાય બાકીનાં ગામ "ઉજ્જડ થઈ ગયાં તથા વઢવાણનો કિલ્લો તુટયો ત્યાં સુધી તેનો છેડો "આવ્યો નહિ. બીજા તાલુકાઓને પણ તેના પ્રમાણમાં નુકશાન થયું."

ભાટની કથા પ્રમાણે હળવદના રાજને એક લાખ રૂપિયા ખર્ચ થયા, લિંબડીવાળાને પચાશ હજાર, અને ચૂડા+ તથા સાયલાવાળાઓને દશ દશ હજાર રૂપિયા થયા.

કાઠિયાવાડનાં મરાઠાની મુલકગીરીનાં પરગણાંમાં ઝાલાવાડ પણ આવી હતી. તે સર્વનો ઠરાવ કર્નલ વાકરે કર્યો તે વેળાએ આખી ઝાલાવાડ ઘણાં કારણોએ કરીને છેક હલકી દશામાં આવી ગઈ હતી. રાજાના વંશમાં જેટલા થયા હોય તેઓને ભાગ આપવાથી તેની મીલકતના ભાગ અને

---

+ ઝાલા માધવસિંહજી (બુંદી કોટથી પાછા આવ્યા) જુવો પૃ. ૮૩

- અર્જુનસિંહજી (વઢવાણ)
- ૧ અભયસિંહજી ઈ. સ ૧૭૦૭–૧૭૪૭ (ચૂડા)
  - ૨ રાયસિંહજી ઇ. સ. ૧૭૪૭–૧૭૬૮
  - ૩ ગજસિંહજી ઇ. સ. ૧૭૬૮ ૧૭૮૦
  - ૪ હઠીસિંહજી ઇ. સ. ૧૭૮૦–૧૮૨૦
  - ૫ અભયસિંહજી બીજા. ઈ. સ. ૧૮૨૦–૧૮૨૬
  - ૬ રાયસિંહજી (બીજા) ઈ. સ ૧૮૨૬–૧૮૪૪
  - ૭ ઍચરસિંહજી ઇ. સ. ૧૮૪૪ માં ગાદિએ બેઠા છે
    - માધવસિંહજી (પાટવી કુમાર)

ચૂડાના તાબામાં ૭૭ ચોરસ, મૈલ જમીન, ૧૩ ગામ, આસરે સાડાતેર હજાર માણસની વસ્તી, અને વાર્ષિક પેદાશ સુમારે રૂપિયા નેવુંહજારની છે તેમાંથી ઈંગ્રેજ સરકારની જમાબંદી અને જુનાગઢની જોર તલબીના મળી કુલ રૂ ૭૧૪૩ આપેછે.

વિભાગ કરી નાંખવાની રીતિ એજ હલહનું ખરેખરૂં મૂળ હતું અને તે એ નું ઝાલાવાડમાંજ હતું એમ નહતું વડીલ શાખાવાળા ન્હાની શાખા વાળાઓને તેઓનો ભાગ નહિ આપવા સારૂં જોર કરે અથવા કપટ કરે અને પોતાનો મુલક વેહેંચાઇ જાય નહિ તે માટે પ્રયત્ન કરે, તેથી રજપૂતોના કુટુંબોમા નિરંતર શત્રુતા ચાલી જતી હતી, તેમજ બાહાર ખારેના સકળ દેશના ઉપર ઓછા દુખદાયક ન*હતા. કાઠી, જટ, મિયાણાઓ અને બીજા લૂટારૂ લોકો, આ દેશના થોડા અને અતિ દુખિત ગામડાના લોકોને નિરંતર ત્રાસ ઉપજાવતા હતા ઝાડપાનની છેક ખોટ પડી ગઇ હતી, તે ઉપરથી ખેતીવાડીની દુર્દશા વધારે જણાઇ આવતી હતી ઝાલાવાડના ઘણુખરા ભાગના ખેડુનો હથિઆર સજીને પોતાના ખેતરના રખોપાં કરતા હતા, અને પ્રત્યેક ગામમા, કોઈ ઊંચા ઝાડ ઉપર અથવા ઊંચી જગ્યાએ ચોકીની જગા કરી રાખવામા આવી હતી ત્યા આગળથી, આ સહાયક લૂટારા અશ્વારો જોવામા આવતા તેની તરતજ ખબર આપવામા આવતી એટલે ઢોર, વાવરવા જેટલા વાસણ, અને હળ એટલી મતા દરેક ગામડિયા પાસે હોય તેમાથી ઢોરને નસાડી મૂકીને જ્યાં તેનું જેતુ તેનુ રક્ષણ થઇ શકે એવે ગામડે પોહોચાડતા, તેવામા જો લૂટારાને હાથ આવી જાય તો રણુમા થઇને કચ્છમા અથવા ચોરવાડમા વેચી દેવામાં આ વે તેમજ જરૂરિયાતની ઘણી ખરી કુસદ્રૂપતાથી સ્વાભાવિક રીતે ભરચક થ યેલો દેશ, પેશવા, ગાયકવાડ, અને જૂનાગઢના નવાબની વાર્ષિક મુલકગી રીની ચડાઇયોને લીધે વળી વિશેષ ઉજ્જડ અને વસ્તી વિનાનો થઇ જતો હતો. જ્યારે મરાઠા સૂબેદાર ઝાલાવાડમા થઇને ચડાઇયો કરતા પસાર

* સિંધિ જાતિના મિયાણા કરીને લડાયક લોક માળિયામા ઘણા રેહેછે તેઓ કેવા હતા તે નીચેની વાત ઉપરથી જણાઇ આવેછે —

એક દિવસે ગાયકવાડનો એક આરબ સિપાઇ નિમાજ પડતો હતો ત્યા આગળ થઇને જતા એક મિયાણાએ તેને પૂછ્યુ કે આ પ્રમાણે તુ માથુ નમાવે છે તે એવડો કોનાથી ડરી મરો છે આરબે જરા ક્રોધાયમાન થઇને ઉત્તર આપ્યુ કે હું અલ્લા વિના કોઇનો ડર રાખતો નથી તે ઉપરથી મિયાણાએ કહ્યુ કે અરે ત્યારે, તુ અમારી સાથે માળિયે ચાલ અમે ત્યા અલ્લાથી પણ ડરતા નથી

થતા હતા ત્યારે કોઇ કોઈ વાર બળતણની એટલી બધી તંગી પડતી કે લશ્કરને તે તંગી પૂરી પાડવા સારૂ ત્યાંના ભોમિયા ઠાકોરને એક ગામ ઉજ્જડ કરી દેવાની જરૂર પડતી કે તેના કાઠથી લશ્કરનું કામ ચાલે. આ ઉપરથી તે દેશ કેટલો બધો ઉજ્જડ હશે તે ખરેખરી રીતે જણાઇ આવે છે તેમાં વળી આગળ લખવા પ્રમાણે જે વેળાએ ઝાલા ગ્રાસિયાઓ માહોમાહે લડી મૂવા, અને જે વેળાએ મલ્હારરાવ નડિયાદમાથી ઝૂમિ શમા પેઠો, અને તેથી લડાઇનો હગામ ચાલ્યો, તથા બાબાજિયે ચડેલી ખડણી વસુલ કરી લેવા માડી, તે વેળાએ ઝાલાવાડને માથે વિશેષ દુખ આવી પડ્યું હતુ

ઝાલાવાડમા ઘણા સસ્થાન બંધાઇ ગયા છે, તેઓમાં મુખ્ય, હળવદ અથવા ધ્રાંગદરા, લિંબડી, વઢવાણ, વાંકાનેર, ચૂડા, *લખતર અને

---

* લખતર

(૨૭) રાજ્યદ્રસિંહજી (જુવો પૃષ્ઠ ૭૬)




૨ વજેરાજજી.
૩ સેસમાલજી
૪ ગોપાલસિંહજી
૫ કરણસિંહજી
૬ અભયસિંહજી (બીજા)
૭ રાયધરજી.
૮ ચંદ્રસિંહજી
૯ પૃથિરાજજી (ઇ સ ૧૮૩૫ સુધી)
૧૦ વજેરાજજી ઇ સ ૧૮૩૫—૧૮૪૬
૧૧ કરણસિંહજી ઇ સ ૧૮૪૬ મા ગાદિયે બેઠા છે

લખતરના તાબામા ૨૪૨ ચોરસમૈલ જમીન, ૪૧ ગામ આસરે ત્રેત્રીસ હજાર માણસની વસ્તી અને વાર્ષિક ઉપજ સુમારે રૂ એક લાખની છે તેમાંથી જુનાગઢને રૂ ૭૩૫૧ આપે છે.

*સાયલા છે, તેઓની ઉત્પત્તિ વિષે આગળ લખવામાં આવી ગયું છે ધ્રાંગધ્રાના રાજાને કુળની મોટપનું માન હજી લગણ આપવામાં આવેછે. દરબારી પ્રસંગને સમયે તેઓને પ્રથમ માન આપવામાં આવેછે અને હ- રપાળના વંશના બીજા તાલુકદારોમાં સર્વના કરતાં ઊંચી ગાદી ઉપર તે બિરાજેછે. આ તાલુકદારનો કારભાર ઠીક ચાલતો ન હતો, અને તેના અયોગ્ય કારભારિયે મુલક લૂટી લીધો હતો, પણ તે હવે કામથી દૂર થઇ જતો રહ્યો છે. બીજા ઝાલા તલુકદારોનાં સંસ્થાન એ કરતાં વધારે સારી સ્થિતિમાં નહતાં, તેમાં મુખ્યત્વે કરીને ચૂડા અને લખતર મરા- ઠાઓની સત્તા નીચે કેટલીક વાર સુધી પડતીદશામાં આવી પડ્યાં હતાં. લખતરના દરબારના કારભારી હીરજી ખવાસે દરબારને પૈસા ધીર્યા હતા, અને સંસ્થાન ઉપર તેની સંપૂર્ણ સત્તા ચાલતી હતી તેથી કિલ્લો બાંધી લેવાની તૈયારી કરી, અને પોતાની સત્તા બેસારી દેવાનો મનસુબો કર્યો. તે ઉપરથી દરબારની એક કુવરી ગેનાબાઇ મહારાજા ગોવિંદરાવ

---

* સાયલા ને હળવદના ૩૪ પુરૂષ રાજરાયસિંહજી સાથે મળેછે જુવો પૃષ્ઠ ૫૦

૧ સેંસાભાઈ (ઈ સ ૧૭૫૫—૧૭૬૪)
|
૨ વીકમાતજી (ઈ સ ૧૭૬૪—૧૮૧૩)
|
૩ મેહારસિંહજી (ઈ સ ૧૮૧૩—૧૮૩૭)
|
૪ સેંસાભાઇ (બીજા) ઈ સ ૧૮૩૭—૧૮૩૯
|
૫ કેશરીસિંહજી (ઈ સ ૧૮૩૯—૧૮૮૨)
|
૬ વખતસિંહજી (ઈ સ ૧૮૮૨માં ગાદિયે બેઠાછે)
|
૭ મેહારસિંહજી (પાટવી કુંવર.)

સાયલા તાબામાં ૨૨૬ ચોરસમૈલ જમીન, ૩૭ ગામ, આસરે સત્તર હજાર મનુષ્યની વસ્તી, અને વાર્ષિક ઉપજ સુમારે પોણો લાખ રૂપિયા થાયછે તેમાંથી બ્રિટિશ સરકાર અને જૂનાગઢને મળી કુલ રૂ ૧૫૫૨૨ આપેછે.

ગાયકવાડની વિધવા હતી. તેનો તેણે આશ્રય લીધો. વડોદરા સરકારે વચ્ચે પડીને હીરજી ખવાસનું દેવું આપી દીધું; પણ ગાયકવાડી કારભારિયોને પોતાનું નાણું વસુલ કરી લેવાનું હતુ તેથી તેઓને લખતરના સંસ્થાનનો વહિવટ હાથમાં લઈ લેવાની અગત્ય પડી, માટે દરબારના ખર્ચ સારૂં ભાગ ઠલાવદો કાઢાડીને તેઓએ પોતાના કબજામાં વહિવટ લઇ લીધો.

---

## પ્રકરણ ૭

### ધોલેરાના ચૂડાસમા—ગોહિલ.

અમે આગળ સૂચવ્યુ છે તે પ્રમાણે, ગિરનારના આસવી અને રાજવશી કુળમા ઉત્પન્ન થયેલા જેઓ ગણાતા હતા તેઓના આશ્રય નીચે બ્રિટિશ સોરઠના દ્વીપકલ્પમા પોતાની પ્રથમ સ્થાપના કરી સોરઠના એક રાજનો ન્હાનો કુમાર બાણજી કરીને હતો તેને પોતાના ભાગમા ચાર ચોરાશિયો અથવા ચોરાશી ગામનાં પરગણા મળેલાં કેહેવાયછે. તે માહેલુ એક ધંધુકા પરગણુ તેના કુમાર રાયસલજીને વારસામા મળ્યુ તે રાયસલજીનો ચોથો કુમાર મેહેરજી હતો તેના વંશમાથી થયેલા ચૂડાસમા આમિયા સાયસલજીના તાબામા, આનંદરાવ ગાયકવાડના સમયમા, ધોલેરા, રાહતલાવ બંદર, ભાંગડ, ભીમતલાવ, ગુમા, અને સૈસેલાવના ગામ થઇને આશરે એક લાખ વિઘાની જગ્યા હતી, અથવા તો તેટલા ઉપર તેણે પોતાનો દાવો કરયો હતો પણ એ ગામ માહેલા ત્રણ તો વગર વસ્તીના હતા

અમદાવાદના સૂબાની અને મરાઠાની વચ્ચે દેશ વેંહેચાઇ ગયો ત્યારે ધંધુકા પરગણુ કતાજી બાન્ડેના હાથમાં આવી ગયુ, તેને પોતાની ઇલાયદી જાગીર ગણીને પછી તે રાખી રહ્યો, પણ દામાજી ગાયકવાડે તેની પાસેથી તે લઇ લીધુ અને જ્યારે દામાજીને પેશવાને તાબે થવુ પડયુ ત્યારે તે પુના સરકારના હાથમા ગયુ મરાઠા સરકારના રાજ્ય નીચે દેશની થાળે પડેલી સ્થિતિ નહિ હોવાને લીધે, અને રાજકર્તાઓને નિરતર અહિં તહિંથી પૈસા સબધી ફાકો મારવાની વેળા આવવાને લીધે કુમાવિસદાર અથવા પરગણાના ઇજારદારોને એવી સરતના ઠરાવ કરવાની અગત્ય પડતી કે ઘણો જુલમ કરીને વસુલ કર્યા વિના તેઓનાથી પોતાની ભેળી પાગી શકાતી નહતી તેઓના સ્વાધીનમાં જે મુલક હતો તેમા આસપાસના સરદારોનાં લૂટફાટ કરતા એટલુજ નહિ પણ ગમે તે લૂટારો, પચાસ કે સો માણસ એકઠા કરીને લૂટફાટ કરવાને શક્તિ

માન્ યતો. તેથી ગામડાંની ખરાબી થઇ ગઇ હતી, અને તેઓમાંથી ઘણાં ખરાં તો બિલકુલ ઉજ્જડ થઇ ગયાં હતાં. ઘણા ખરા ન્હાના જાગીરદારોના મનમાં એવી ઇચ્છા હતી કે, કોઇ વધારે બલવાન્ સરકારની ઓથ મેળવીને પોતાની જાગીર તેના રક્ષણ નીચે કરી દેવી કે તેથી કરીને આસપાસના સંસ્થાનવાળાઓ તેમાંથી દબાવી પડતા અટકે, તથા જે વેળાએ દેશ વધારે સારી સ્થિતિમાં હતો તે વેળાએ. મોગલ પાદશાહોને જે ખંડણી આપવાનો ઠરાવ કરયો હતો તે કરતાં તેમની પાસેથી વધારે ખંડણી લેવામાં આવે નહિ. આ વિચારને અનુસરતી સત્તા ધારણ કરનાર આસિયાઓની નજરમા બ્રિટિશ સરકાર આવી તેથી તેનો આશ્રય તેઓએ માગ્યો.

મિસ્તર ડંકને તા. ૧૧ મી જુલાઇ સન ૧૮૦૨ માં ખંભાત મુકામથી ગવર્નર જનરલને કાગળ લખ્યો તેમા તેણે લખ્યું કે, "અહિંથી "દક્ષિણ દિશામા વીશ મૈલ ઉપર રાવતલાવ અથવા ધોલેરા કરીને એક "બંદર છે, તેના માલીક માનાભાઇ ગોડભાઇ, સાવસલજી સતાજી અને "તેઓના બીજા ભાયાતો છે, તે આજે ચાર વર્ષથી મને આગ્રહથી કેહે "કેહે કરતા હતા કે, અમારા ગામની ઉપજમાંથી ખર્ચ જતા અર્ધો "ભાગ આપવાનું કબૂલ કરીને અમારૂં બંદર તમારા સ્વાધીનમાં કરી "લ્યો; ગૂજરાતના દ્વીપકલ્પ સાથે આપણો વ્યાપાર સબંધ અને છેવટે "રાજકીયસંબંધ વધારવાની ધારણા ઉપરથી આ પ્રમાણેનું તેઓનું માગવું "મે માન્ય રાખ્યું છે, આવી રીતે કરવાનું કારણ તેઓને એમ ઉત્પન્ન "થયું છે કે, તેમની આજુ બાજુના તાલુકદારો તેમના ગામમાં લૂટફાટ "કરેછે તેનો અટકાવ થાય તથા બીજું એક મુખ્ય કારણ એ છે કે, ધોલેરા કરતાં ભાવનગરનું બંદર ઓછું સગવડ પડે એવું છે, માટે ભાવનગરનો ઠાકોર એ સરસ બંદર દબાવી પડીને, તેની આબાદાની યતી અટકાવી પોતાનું બંદર ચડિયાતુ રાખવાને ઇચ્છેછે તેમ થવા દેવું નહિં; "આવી પોતાની મતલબ પાર પાડવા સારૂં કેટલાક આસિયાઓ સાથે "ઠાકોર સતલશ કરીને તેઓના ભાગ લઈ લેવાની યુક્તિમાં ફરેછે, "અને તેમનામાંનો એક ન્હાનો ભાગિયો હાથોજી કરીને છે, તેણે તો "પોતાનો ભાગ ક્યારનોય લખી આપ્યો છે. પણ તે ભાગ (ધોલેરાની ઉ-

"પજનો સેકડે ૧૧ મા ભાગ કરતાં કાંઈ વધારે થતો નથી ) મવં આસિ-
"યાઓનુ સામટા સ્વાર્થનો આપણી સાથે જે એકંદર ઠરાવ થયો છે તે
"રદ કરી શકવા જેટલો થયો નથી, કેમકે પ્રમાણમાં તે છેક ન્હાનો છે,
"તેમજ વળી, એક ભાઇ મજિયારી મિલ્કત લખી આપે તે રીત પ્રમાણે
"જ્હેવાય નહિ, તેમજ આપણો દાવો દબાવી દેવા સારૂ ઠાકોરે આવો
"દમવિનાનો પ્રયત્ન પછવાડેથી કરવા માંડ્યો છે, અને સર્વ ગ્રાસિયાઓએ
"એકઠા મળીને આપણી સાથે ઠરાવ કરવાને પ્રથમ દરખસ્ત કરી તે ઉપ-
"રથીજ એ પ્રયત્ન તેણે ચલાવવા માંડ્યો છે એમ વગર અંદેશે અને
"વાજબી રીતે વિચારમાં આવી જાય એવું છે. આ ગ્રાસિયાઓનો ગામ
"ધંધુકા પરગણામા આવેલો છે, અને તેના ઉપર પેશવાની ખડણી થાય
છે તોપણ, પેશવા ગ્રાસિયાઓની માહોમાહેની વ્યવસ્થામાં વચ્ચે પડવાને
માથું ઘાલતો જોવામા આવતો નથી, એ વાત, ભાવનગરનો ઠાકોર ઘો-
લેરા લઇ લેવાને હવણા પ્રયત્ન કરે છે, તથા જે ઠરાવની રૂએ તેનો ન્હાનો
ભાગ ઠાકોરના સ્વાધીનમાં ખરેખરો કરવામા આવ્યો છે તે ઉપરથી પણ
પૂરેપૂરી જણાઇ આવેછે,

૯ સાયસલજી અને માનાભાઇએ જે રસ્તો કાઢ્યો તે પ્રમાણે ધોળ-
કા અને ધંધુકા પરગણાના ગામોના ઘણા એક માલીકો અને દાવાદારો-
એ તે રસ્તો પકડ્યો, અને સર મિયુઅન્ડી સ્ટોઝાની મારફતે અરજિયો
કરી તેમા તેણે ઉલટથી આશ્રય આપ્યો પણ આ પ્રમાણે બ્રિટિશ સર
કારને જે ગામડા આપવાની દરખાસ્ત કરવામાં આવી તે વીશ વર્ષ અથવા
તે કરતા પણ વધારે મુદતથી ભાવનગરના રાવળ, અને લિંબડીના ઠા
કોર તેમજ બીજા ઠાકોરોના કબજામા હતા તેથી આ પ્રમાણે દાવાદાર
લોકો નવા ઉઠવાથી તેઓનો દાવો બહુ જૂનો થઇ ગયેલો ગણીને કર્નલ
વાકર સામો થયો તેથી ગામડા લેવાની દરખાસ્ત બાદલ રહી નહિ તેણે
"લખ્યું કે કંપની સરકારને જે ગામડાઓની જગાઓ ઉદારતા ભરેલી
"રીતે આપવાને જે દાવાદાર ગ્રાસિયા ઉભા થયા છે તેઓના હક પત્તા
"વિનાના, ડોળઘાલુ, અને તકરારી છે, તે સાથે વળી ને જગાઓ કહી છે
"તેની નિશાનિયો પણ ભાગ્યેજ રહેલી છે વળી તેઓની સરત એવી છે
"કે જે ઉજ્જડ જમીન ખેડીને સારી સ્થિતિમાં આણેલી છે તેના હાલના

"કબજેદારોને ખસેડીને આસિયાના ફાયદાને માટે ગામ ફેરીને વસાવવાં
"અને તેની અધી ઉપજ માત્ર કંપનીનાજ સાધનથી તેઓને બાંધી આ-
"પવી. **** કાઠિયાવાડમાં આપણા વિચાર અમલમાં લાવતાં દયા
"ઉપર મુખ્યત્વે કરીને આપણે ધ્યાન પોહોંચાડવાનું છે અને માંહોમાંહિ
"આસિયા લડી મરે અને વૈરભાવ રાખે તેનો લાભ લેવાને બદલે તેઓ-
"નું સમાધાન કરાવી આપવામાં "કંપની સરકારને લાભ, પ્રતિષ્ટા,
"અને માન છે."

સોરઠના દ્વીપકલ્પના કિનારા ઉપર બ્રિટિશ સરકારના હાથમાં નવી જગ્યાઓ આવી તેની છેક પાસેના ગોહિલ તેઓના પડોશી હતા તેઓ-ના કારભાર વિષેનો વિષય અમે ફરીને પાછો ચલાવિયે છિયે.

ગોહિલોનો દસોંદી બારોટ કેહેછે કે પાદશાહનું રાજ્ય શાહુ રાજાના હાથમા આવ્યું ત્યારે આરબોનું ટોળું એના બેગું ભળી રહ્યું; તેથી તેણે મક્કા સુધી પોતાનું રાજ્ય વધાર્યું, અને પૂર્વમાં ભદ્રિકા સુધી થયું; તેના સુબેદાર એવા સત્તાવાન્ થયા કે તેઓએ બમણી ખડણી લેવા માંડી. અને દેશ તાબે કરી લઇને તેઓ તેની પાસે પાછા આવ્યા. તે વેળાએ સર્વે બોલાવ્યા, રાજસભા ભરાઇ, અને ગાંધર્વ ગાયન કરવા લાગ્યા તથા વાર્ત્તાઓ કેહેવા માડી; નૃત્ય થઇ રહ્યાં, રાજા ગાદિયે બિરાજમાન થયો. શાહુએ શિવાજીને કહ્યું, આપણે દિલ્હી તોડીને ઘણો મુલ્ક તાબે કરી "લીધો. હવે કિયા કિયા જીતી લીધા છે અને કિયા કિયા જીતવાના બાકી છે? ત્યારે શિવાજી બોલ્યો, "તમારૂં લુણ ખાઇને મે ઘણા દેશ લી-"ધા છે, ભાટીરાજાને જીત્યો છે. પણ સોરાષ્ટ્ર એવો દેશ છે કે, તેમા "ઘણા માણસ છે અને તોપોવાળા ગઢ છે, એ દેશ જીતાયો નથી." શાહુએ કંતાજી અને પીલાજી એ બે સરદારોને સરખે સરખા જોઇને એક લાખ વર્ષનો પટો તેમને આપ્યો, "જો સોરઠ તમારાથી જીતાય તો હું તમને આપુંછુ; અને ત્યા જે જે શેહેર હશે તે સર્વે તમને "જાગીરમા આપીશ." એમ કહીને તેઓને રાજપદ આપીને શીરપાવ કરયો, સેના તાબડતોબ ચાલવા માંડી; તે વસ્તીવાળી જગ્યાઓ ઉજાડ કરતી આગળ જઇ પોહોચી અને ગૂજરાત આવીને તેનો કબજો કરી લીધો. દિલ્હીના સરદારો લડવાની સામગ્રી લઇને તેઓને મળ્યા, મોગલાઇ તરવારો તે-

"ઓએ એંચી. રૂસ્તમઅલી એંશી હજાર ફોજ લઈને આવ્યો હતો તે આ "લડાઈમાં પડ્યો. જમીદાર માથાં નમાવીને કહેવા લાગ્યા, તમે, અમારા "ધણી છો; દરેક ગામમાથી તમને સલામી મળશે; અમે ગરીબ છિયે, "તમારી સાથે તે કોણ લડનાર છે! પણ તમે ભાવને જીતી લેશો તો "સતારામાં તમને ઈનામ મળશે. ભાવે અમને બહુ પીડા કરી તેથી અમે "તેને માથુ નમાવીને કહ્યું કે, 'તમે અમારા ધણી છો.' તેણે ઘણા ગઢ લઇ લીધા છે" કંતાજિયે જ્યારે આવા શબ્દો સાંભળ્યા ત્યારે તેને હાડો-હાડ લાગી ગઈ, તેથી તે આવ્યો અને સિહોરથી એ ગાઉને છેટે તંબુ તાણ્યા. અને એક બ્રાહ્મણને બોલાવીને ભાવના ઉપર કાગળ લખી મોકલ્યો. તેમા લખ્યું કે, "સિહોરનો ગઢ આપી દો, "નહિ તો શંભુના તમને સમ છે. સવાર થતામાં તમારા શેહેરની આસપાસ મારો વાવટો રોપાશે. હુ રાત્રિના ચાર પ્રહર તમને આપુંછું" ભાવસિંહે તેની લખેલી "પત્રિકા વાચીને કોપાયમાન થયો તેણે બ્રાહ્મણને કહ્યું કે, "તું મને પીઠ "બતાવ કે તને મારી નાંખવાનું પાપ મારે માથે બેસે નહિ." બ્રાહ્મણ "જતો રહ્યો અને તેણે કંતાજીને કહ્યુ કે, સવારમાં તમે જાઓ અને એની સાથે લડો."

નોબતો ગડગડી, સેના ચાલી અને સિહોરમા જ્યાં મનુષ્યોનો ઇન્દ્ર (નરેન્દ્ર) બિરાજ્યો હતો ત્યાં કંતાજી આવી પોહોચ્યો. કોકબાણ ઉડવા લાગ્યા, તોપોના ગોળા રમુકારા લેવા લાગ્યા, અને ડુંગરા ગાજી ઉઠવા માંડ્યા બન્ને બાજુએથી ગોળા ચાલ્યા. કિલ્લામાં વસનારાઓને તેઓનાથી કાંઇ હરકત થઇ નહિ પણ હલ્લો કરનારાઓને કબૂતરની પેઠે વિખેરી નાખ્યા, જે બાહાર હતા તેમાંથી ઘણા પડ્યા. અને ધ્રૂજ ખાવા લાગ્યા. કિલ્લામાં રેહેનારા દુઃખવિના રહ્યા રતનસિંહનો પુત્ર ભાવસિંહ જરા પણ ડર્યો નહિ મરાઠા થાકી ગયા. દિવાન બોલ્યો " તમે તમારી મેળે દુ-"ખી શું કરવાને થાઓછો:— આપણું દરખાનું અને ફોજ બહુ ઓ-"છી રહી છે. મારી સલાહ સાંભળો. આકાશ જેવડો ઊંચો મેરૂ આ-"પણા હાથમા આવ્યો નથી." આ પ્રમાણે કહીને તેઓ પોતાના તંબુ ઉપડાવી ચાલતા થયા. કંતાજી ઘેર પાછો ગયો નહિ. તે રસ્તામાં મરણ પામ્યો. તે પોતાના રાજાને ત્યાં ગયો નહિ, પણ તે યમને ઘેર ગયો.

બીજું વર્ષ આવ્યું. ત્યારે શાદૂએ વળી પાછા પોતાના રાવનોને એકઠા કર્યા. અને બોલ્યો, "દેશ જીતીને તમે સર્વ આવ્યા? પીસાજી "અને કંતાજી કદિ હાર્યા છે કે શું જે તે આને પાછા આવ્યા નથી? "એમની શી વલે થઇ-છે? ત્યારે રાવનો બોલ્યા, જે કોઈ જાવે જાય તે "તેનાં છોકરાંનાં છોકરાંને ચાવે એટલું દ્રવ્ય લઇને પાછો આવે, પણ જે "ભાવનીસાથે લડવા જાય તે કદિ પાછો આવે નહિ"*

આગળ લખવામાં આવ્યું છે તે પ્રમાણે ભાવસિંહ ગોહિલે પોતાનું રાજધાની શેહેર ભાવનગર ઇ૦ સ૦ ૧૭૨૩ માં વસાવ્યું+ તે સાહસિક અને બુદ્ધિમાન્ ઠાકોર હતો, અને તેના મરતા પેહેલા વસાવેલા શેહેરને વ્યાપારનું મુખ્યસ્થાન થએલું જોવાનો લાભ તેને મળ્યો હતો. તે સમયે મોગલરાજ્ય પડતી દશામાં આવી પડ્યું હતું તેથી દુલડ ચાલવાને લીધે દરિયા રસ્તે અવર જવર કરવાનું કામ ભય ભરેલું થઇ પડ્યું હતું; તથા વ્યાપારને અંગે જુલમ ભરેલા કર લેવામાં આવતા હતા. ઘોઘા અને ખંભાતને રક્ષણ મળતું બંધ થયું હતું તથા અમદાવાદની સાથેનો લાભદાયક વ્યવહાર ઓછો થયો હતો તે પ્રમાણમાં એ બે બંદરોના વ્યાપારને હાની પોહોંચી હતી. ત્યાં થોડા લોકો રહ્યા હતા; મહી નદીના મુખ પાસેથી તે સિંધુ નદી સુધીનો કિનારો ચોર લોકોના કબજામાં થઇ પડયો હતો, તેઓ વ્યાપારિયોના માલને નજરમાં આવે તેમ લૂટી લેતા; અને દરિયામાં ચાંચવા લોકો ફરયાં કરતા હતાં. એટલા માટે [1]ભાવનગરમાં તેના ગજા પ્રમાણે શક્તિ ધારણ કરનાર રાજા થવાથી ઘણો લાભ થાય એમ હતું અને તે પ્રમાણે ત્યાંનો ઠાકોર વ્યાપારને આશ્રય આપવાને શક્તિમાન્ તેમજ ઉ-

---

* ગુજરાતમાં એક કેહેવત ચાલેછે કે-

"જે જાય જાવે, તે કદિ ન આવે

"જો તે આવે તો તેનાં પરિયાંનાં પરિયા ચાવે"

+ એ પ્રમાણે ગોહિલ વંશના દસોંદી ભાટ કેહેછે કર્નલ વાકર કેહેછે કે એ શેહેર ઇ. સ૦ ૧૭૪૨. ૪૩ માં સ્થપાયું.

1 ભાવનગરના રાજાની વંશાવળી પ્રથમ ભાગના બીજા વિભાગના ગોહિલના પ્રકરણમાં આપી છે તે જોવી.

ત્સુક હતો. આ વેળાથી ગોહિલ રાવળોનો મુંબાઇ સરકાર સાથે વ્યવહાર ચાલવાનો પ્રારંભ થયો, અને કર્નલ વાકર કહેછે કે "તે વેળાએ આ ઇ-"લાકાનો વ્યાપાર અને સાધન એ બન્ને હાલની વેળા કરતાં બહુ ઓછાં "હતાં (ઇ૦ સ૦ ૧૮૦૭) એવે પ્રસંગે ભાવનગરના ઠાકોર સાથેની મિ-"ત્રાઇ પરિશ્રમથી અને લક્ષ દઇને કરવામાં આવેલી જણાયછે."

૬

ભાવસિંહની પછી ઇ૦ સ૦ ૧૭૬૪–૬૫ માં તેનો કુંવર અખેરાજજી ગાદિયે બેઠો તે સામાન્ય રીતે ભાવાજીના નામથી પ્રસિદ્ધ હતો. તે લોભી સ્વભાવનો ન હતો, તેમજ લડાઇ કરવામાં પણ તે ભાવ રાખતો નહિ તે સમયે તલાજા અને મવા જે કોળિયોના તાબામાં થઇગયાં હતાં, અને જેઓ વ્યાપારિયોના ઉપર તથા દરેક જાતના લોકોના વાહાણો ઉપર હલા કરીને પોતાનો આધાર પોતે કરી બેઠા હતા તેઓના ઉપર હલ્લો કરીને તલાજા તથા મવાને તોડી પાડવાને મુંબાઇથી ફોજની ટુકડી રવાને કરવામાં આવી ત્યારે પોતાના બંદરના વ્યાપારને ઉત્તેજન આપવાને, અને તેનું રક્ષણ કરવાની જરૂર પડવાને લીધે, રાવળ ફોજ લઇને તેઓને મળ્યો. તલાજાની જીત કરી લીધા પછી બ્રિટિશ સરકારે તે શેહેર રાવળ અખેરાજજીને આપવા માંડ્યું, પણ તેણે વિવેકને લીધે લેવાની ના કહી, તે ઉપરથી ઇ૦ સ૦ ૧૭૭૧ અથવા ૧૭૭૨ માં તલાજા ખંભાતના નવાબને આપ્યું; ત્યારપછી સુમારે એક વર્ષે રાવળ અખેરાજજી મરણ પામ્યો. તેની પછવાડે તેનો કુંવર વખતસિંહ ગાદિયે બેઠે.

રાવળ વખતસિંહ આતાભાઇને નામે વધારે પ્રસિદ્ધ હતો. તે તેના બાપ કરતાં વધારે લોભી અને સાહસિક હતો. ઘણા પ્રકારની પ્રાપ્તિ કરી લઇને તેણે પોતાનું રાજ્ય વધાર્યું, અને વ્યાપારનું રક્ષણ કર્યું, તેનો ભાટ કેહેછે કે "સંવત્ ૧૮૩૬ (ઇ૦ સ૦ ૧૭૮૦) માં શ્રી વખતસિંહજીએ નૂ-"રમહમદને મારી કાહાડીને તલાજુ લીધું, અને ઝાંઝમેર પણ સ્વાધીન "કરી લીધું. તેજ વર્ષમાં કોળી જમા ખસિયાને મારી કાહાડીને મહુવા બંદર લીધું." કર્નલ વાકર કેહેછે કે ખંભાતના નવાબ પાસેથી તલાજા કાહાડી લેવા સારું વખતસિંહે બળ અને યુક્તિ એ બન્નેનો ઉપયોગ કીધો હતો; વળી તે કેહેછે કે રાવળે ત્યારપછી તરતજ વાળાકના પરગણાંમાં

( અસલ તે [1]વાલા રજપૂતના તાબામાં હતું તે ઉપરથી તેનું એ નામ પડયું હતું ) પોતાની સત્તા બેસારી, પણ તેમાં સરવાયા જાતિના લોકોનાં ગામડાં ખાતસ મૂકયાં હતાં; વળી બ્રિટિશ સાથે મળીને મહુવા ઉપર ચડાઈ કરીને આગળ તેને તોડી પાડવામાં આવ્યું હતું તેને કિલ્લો બાંધીને

---

૧ વલભીપુરનો નાશ થવાથી ત્યાંના રાજાનો વંશ ઇડર પણ મેવાડમાં ગયો ત્યાંથી વળી એક શાખા ગૂજરાતમાં આવી જે આજે ધરમપુરમાં છે.—મેવાડમાં બાપારાવળના વંશજ રાણા રહપ (ઈ સ. ૧૨૦૧–૧૨૩૯) ના વંશજ રામરાજા અથવા રામશાહે ગૂજરાતમાં આવી અલીરાજપુરમાં ગાદી સ્થાપી.

૧ રામરાજા ઈ. સ. ૧૨૬૨–૧૨૯૫.
|
૨ સોમશાહ ઈ. સ. ૧૨૯૫–૧૩૩૫.
|
૩ પુરંદરશાહ ઇ. સ. ૧૩૩૫–૧૩૬૦.
|
૪ ધરમશાહ ઈ. સ. ૧૩૬૦–૧૩૮૧.
|
૫ ગોપુશાહ ઈ. સ. ૧૩૮૧–૧૪૩૨.
|
૬ જગતશાહ ઇ. સ. ૧૪૩૨–૧૪૭૦.
|
૭ નારાયણશાહ ઈ સ. ૧૪૭૦–૧૫૦૦.
|
૮ ધરમશાહ (બીજા) ઈ. સ. ૧૫૦૦–૧૫૩૧.
|
૯ જગતશાહ (બીજા) ઉર્ફે જયદેવ ઈ. સ. ૧૫૩૧–૧૫૬૬.
|
૧૦ લક્ષ્મણદેવ ઇ. સ ૧૫૬૬–૧૬૦૦.
|
૧૧ સોમદેવ ઈ સ. ૧૬૦૦–૧૬૩૫.
|
૧૨ રામદેવ ઇ સ. ૧૬૩૫–૧૬૮૦
|
૧૩ શોહદેવજી ઈ સ. ૧૬૮૦–૧૭૧૧
|
૧૪ રામદેવજી (બીજા) ઇ. સ ૧૭૧૧–૧૭૬૪
|
૧૫ ધરમદેવજી (ધર્મપુરમાં ગાદી સ્થાપી) ઈ સ ૧૭૬૪–૧૭૭૪
|
૧૬ નારણદેવજી (દત્તક) ઈ. સ. ૧૭૭૪–૧૭૭૭.
|

"કિનારા ઉપર આગળ લૂટફાટનો ધંધો ચાલતો હતો તે બંધ કરાવીને
"તે ઠેકાણે વ્યાપારિયોના જાનમાલની તેઓએ નિર્ભયતા પકરી દીધી, તેથી
"સદા ઘણા લાભ થવા લાગ્યા. તેમજ વળી આ ઠેકાણે લખવું જોઇએ કે,
"જ્યાં લોભની વાત આવેલી ત્યાં વખતસિંહે પ્રતિષ્ઠાનો અને ન્યાયનો વિ
"ચાર થોડોજ રાખ્યો છે પોતાની સત્તા વધારવાને અને પોતાની મતલબ
"બર આણવાને અગર જો તેણે દમ રાખીને અને ઘણું કરીને વિચારથી
"ઉપાય કામે લગાડ્યા છે, તોપણ તેનો ઉઠાવ પોતાના સ્વાર્થને લીધેજ
"માત્ર થયેલો અને તે ઉપાયનો અમલ કરતી વેળા બેદરકારપણે બળ, પ્ર-
"પંચ, અને યુક્તિ કામે લગાડેલી છે"

આવા પ્રકારના સાધનને લીધે ગુજરાત, સોરઠ અને મારવાડનો માલ ભાવનગર આવવાને અને ભાવનગરનો માલ એ દેશો ખાતે જવાને ભાવનગર મુખ્ય સાધન થઇ પડ્યું; અને વ્યાપારિયોને લાભ ઉત્તેજન મળવા માંડ્યું તેથી ઘણા પૈસાવાળા લોક ત્યાં આવી વસવાને લલચાયા, અને એની પાસેનું ગોઘા બંદર એના કરતાં બહુ સગવડવાળું હતું તે તરતજ ભાગી પડવા આવ્યું.* ગોહિલ ઠાકોરોનો ઉત્તમ વિચાર અને રાજનીતિનો એક દાખલો આપતી વેળાએ કર્નલ વાકર એક જાણવા જેવું પ્રમાણ આપે છે કે, ગોઘાનું બંદર તે વેળાએ પેશવા સરકારના તાબામાં હતું ત્યારે તે સરકારને વાહાણો ભાગવાથી ઓલનો માલ કબજામાં આવે તેની અને મ્હોટા વાહાણોની દર વર્ષ ઉપજતું એક સાધન થઇ પડતું હતું, અને ગોહિલના તાબામાંના કિનારા ઉપર સર્વ ઠેકાણે તેઓનું રક્ષણ થતું હતું અને વ્યાપારિયોને તેમનું જે હોય તે પાછું આપવામાં આવતું હતું

ફોજ લઇને આવ્યો ત્યારે ચાળીશ હજાર માણસોની ફોજ લઇને ગફાર
તેમની સામે ગયો, અને મોજે પાટણને મેદાને નવાબ સાથે તોપોની મ્હો-
ટી લડાઇ કરીને તેની પાસેથી મોજે રાજુતુ લીધું પછી જેટલા રજપૂત
જિયાજિયે નવાબ અને રાવળ વચ્ચે મનાહ કરાવી આપી અને કસુંબા
પીધા પણ રાવળને તો કાઠિયો સાથે બાર વર્ષ સુધી વેર રહ્યું

અમદાવાદનો છે નો મુસલમાન રાજકર્તા કમાલઉદ્દીન અથવા જ
વાન મર્દખાન બાબીના કુટુંબવાળાના હાથમાં આ વેળાએ જૂનાગઢ હતું

ઉપરની લડાઇનું વર્ણન કવિતા રૂપે થયેલું છે તેની મતલબ નીચે
પ્રમાણે છે—'નવાબ પોતાની સાથે કાળી લોકોની ફોજ લઇને તરતજ
ચડ્યો, કિલ્લામાં નગરમાં, કે ગામમાં એકે માણસ રેહેવા દીધું નહિ
'તે જેવો ક્રોધાયમાન થઇને આવ્યો તેમ વખતસિંહ બીજો ઈંદ્ર હોય તે
'મ યવનના સામે થવાને ચડ્યો નોબત થઇ અને ડંકો વાગ્યો, તેથી
'પર્વતના શિખર ગાજી ઉઠ્યાં શેષનાગ કંપવા લાગ્યો, અને દરિયાના
મોજા આકાશ સુધી ઉછળવા લાગ્યા તેના હાથમાં સૂર્યના કિરણની
'પેઠે બરછી ચકચકવા લાગી નવાબની સામે તો અભેરાજનો પુત્ર ચડી
શકે બીજાનું ગજુ નહિ અગણિત રોહિલા, સિંધી અને પઠાણ આવ્યા
'ઘણા આરબ પણ ડંકો કરતા આવ્યા અતાભાઇ પોતાના ભાયાતોને
'લઇને તેમની સાથે લડવાને આગળ ચાલ્યો 'બાબી તમે ઠીક મતલબ
'માટે આ વાડો! ઘોડે અશ્વાર થાઓ અને લડાઇમાં આવો' તેણે મો
'રચો બાંધ્યો તોપની સલામી આપી અને દિલગીરીમાં નાખ્યો હેમરે
'વિચાર્યું કે મને પૈમાના કરતા વધારે ઘા મળશે, એટલે રાજડકા ટ
'[illegible] રાત્રે તે નાઠો, કાઠિયોએ પણ આહિ તહિ ફાગડાની
'મોર્ચા માંડ્યું મોહોબતખાનનો દીકરો નાઠો અને તે કિયે રસ્તે
'[illegible] પણ તેને ભાન રહ્યું નહિ યવનની પછવાડે આનો પડ્યો સિહોરના
'[illegible] આગળ ધપતો ગાજી ઉઠ્યો કે — મારો! મારો! સલાબતખા
'નની* બાબરની ખબર લો ને પોતાના દિલથી દોસ્તી દૂર કરીને ક્રો
'ધાયમાન થઇ પાટણ મેદાન કરીને પડ્યો, તે ગામ શત્રુના સીમાડાથી
'એક કોશ દૂર હતું! હરિ! હરિ!' કહીને તેણે પોતાનું મેલાણ કર્યું

* નવાબનો પુત્ર

"દેવ અને દાનવ લડવાને તૈયાર થયા હોય, તેમ કાળા હાથી અ-
"ને સાંમી કેશવાળીના ઘોડા ઉભા રહ્યા. પાંચે પ્રકારના વાદિત્રોના નાદ
"થવા લાગ્યા; લડવાને માટે તરવારો, વિજળીની પેઠે ઝળુકી લઇ રહી;
"જાણે છેલ્લો દિવસ આવી પોહોચ્યો હોય તેમ લાગ્યું; બંધુકોના ભડાકા
"થવા લાગ્યા, હારબંધ આરબોની ટુકડી દીન ! દીનના ! પોકાર કરતી
"આગળ ચાલી વખતસિંહનાં શૂરવીર માણસો જેમ ફાવતું આવે તેમ
"લડતા હતા. એક ઘડી થઇ નહિ એટલામાં મિયાં પોતેજ ઉગારવાની પ્રા-
"ર્થના કરવા લાગ્યા; હું કુરાનના સમ ખાઇને કહુછુ કે હું ફરીને તમારા
"ઉપર હલ્લો કરીશ નહિ હું તમને રાજુલા, કુંડલા અને ચીતલ આપુ-
"છુ, પરવરદેગારે તમને આખો દેશ આપ્યો છે ! તેણે પટો લખાવ્યો અને
"તેના ઉપર સહિ સિક્કો કર્યો પોરબંદરનો રાણો જીયોજી જેઠવો હતો
"તેણે તેને હિમત દેવા માંડી, બીજા તેની સાથે હતા તે નાહિમત થઇ
"ગયા હતા સોરઠના સુબેદારને આબરૂ વિનાનો કરી નાખ્યો. તેની સાથે
"જેતપુરનો કુંપાવત, બાજસુર કાઠી અને જસદણનો દાદો એટલા હતા,
"પીરમ ઉપર જશનો વાવટો ફરકી રહ્યો હતો તેવી જગ્યાના રાજાની સાથે
"લડવાનું તેમનુ ગજુ શુ ! બાપીનું બળ તૂટ્યુ તો પછી કાઠીના બળનું
"શું કહેવાનું રહ્યુ ? ભાવસિંહના વંશજ અને તેનો કુંવર અદ્ભુત કામ
"કરવાવાળાએ રતનેશ, ભાવ અને અખેરાજની તરવારને ફરી ચળકાટ
"આપ્યો, આખા દેશમા કીર્તન ગવાયા આસપાસ રાજાઓએ સોનાના વર્ષાદ
"વરસાવ્યા વખતેશ જીત મેળવીને આનંદ ભર્યો ઘેર આવ્યો."

મલ્હારરાવ ગાયકવાડે ફરીને બંડ મચાવ્યુ હતુ, તેવામા સન ૧૮૦૩ ના આકટોબર મહિનાના આરંભમાં બાબાજી આપાજી કાઠિયાવાડમા મુલકગીરી કરવા નીકળ્યો હતો તેના લશ્કરના ઘોડેસવારની એક ટુકડીનો તેને સાવરકુંડલા આગળ ભેટો થયો, તેમા મલ્હારાવના માણસ હાર્યાં, અને તેનો ખટલો લૂટાયો, એટલે તે ભાવનગર નાશી જઇને વખતસિંહ ગોહિલનો આશ્રય માગવા લાગ્યો પણ વખતસિંહનો વિચાર તેનો પક્ષ ખેંચવાનો ન હતો તેથી દ્વારકા કે ભૂજ હોડીમાં બેશીને તેને નાશી જવા દીધો પણ તેટલામાં બે ઇંગ્લિશ હોડિયો લગભગ હંકારી આવી, અને તેના વાહાણ ઉપર બે બહાર ફરવા

તેટલા માટે મલ્હારરાવને ફરીને કિનારે આવવું પડ્યુ, અને તે ભાવનગર ઉતર્યો, પણ રાવળે તેને આશ્રય આપવાની ના કહી એટલે હરી જઇને એ તથા એનો દીકરો, પોતાનાં નિશાન, નગારાં, હાથી ઘોડા, છોડી દઇ નાઠા તે શત્રુંજય અથવા પાલીટાણાને ડુંગરે આવી પોહોચ્યા, ત્યાં સુધી કોઇ ઠેકાણે ટાળો કર્યો* નહિ ત્યાં માત્ર એક ચાકર સહિત તેઓ કેટલાક દિવસ સુધી ઘણા ખરા ભૂખે મરતા રહ્યા એટલામાં પાસે વસનારા લોકોએ તેની બાતમી બાબાજીને આપી તેઓને લઇ આવવા સારૂ તેણે ત્રણ છડા ઘોડા સહિત એકસો અશ્વારની * ટુકડી રવાને કરી. પેલા ત્રણ જણાઓ ગરી જવાય એવી ભૂખની પીડા સહન કરતા હતા, અને સર્વ આશાઓ તેઓએ ઊંચી મૂકી હતી તેથી અશ્વાર જઇ પોહોચ્યા તેમની સામે અટકાવ કર્યો નહિ તેઓને ગાયકવાડની છાવણીથી થોડે અંતરે આણ્યા એટલે તેમને લેવાને બાબાજિયે સામા મ્યાના મોકલ્યા. કડીના બુદ્ધિમાન્, લોભી, ઉડઝગી, અને ભાગ્યહીણ જાગીરદારની ગૂજરાતમાંના તેના છેલ્લા દેખાવની વેળાએ આવી સ્થિતિ થઇ. બે મહિનામા તેને તેના દીકરા ખંડેરાવ સહિત બ્રિટિશ સરકારના તાબામા કર્યો, પછી તેને મુંબાઇ લઇ જવામાં આવ્યો, ત્યાં તે મરતાં સુધી નજર કેદ રહ્યો

૪૦ સ૦ ૧૮૦૪ મા વડોદરાની સરકારની મુલ્કગીરી ખડણીનુ પતાવી દેવા સારૂ ભાવનગરના રાવળ પાસે અંગ્રેજ સરકારનો વકીલ મોકલ્યો,—આ પ્રમાણે કરવાની સલાહ કર્નલ વાકરે ગાયકવાડને આપી હતી અને કેટલીક વાર સુધી વખતસિંહે તે વિષેની વાત સત્કારપૂર્વક સાંભળી હતી પણ પછીથી ઘણું કરીને તેના કારભારિયોની સલાહ ઉપર તેણે કેટલાંક દિવસ સુધી તો વાત ટપ્પે ચડાવી અને છેવટે આખો ઠરાવ રદ કરી દીધો. નીકાલ થવાની આશાએ બાબાજી કેટલાક દિવસ સુધી રાવળને સીમાડે વાટ જોઇ રહ્યો હતો, તેને આગષ્ટ મહિનામાં રાવળના દેશમાં પેસવાની અગત્ય પડી. તે સિહોર*ઉપર ચડી આવ્યો, તેના પીંઢારિયોએ આસપાસના મુલ્કની ખરાબી કરી અને ગામડિયા લોકોના ઢોર ઝાળી લઇ ગયા. ગોઘા પરગણાની મહેસૂલ ઘણું કરીને બ્રિટિશ અને રાવળની સહિયારી હતી અને તે એક બીજાના ભાગ સાથે એવી મળી ગ-

મેલી હતી કે એક ભાગને નુકસાન કરવામાં આવે તો બીજાને પયાવિના રેહે નહિ એમ હતુ, તે ઉપરથી બાબાજી, વખતસિંહને હરકત કરશે નહિ એમ વખતસિંહના સમજવામાં આવ્યું છે એમ કર્નલ વાકરને લાગ્યું. તે ઉપરથી તે લખેછે કે, "આવા વિચાર ઉપરથી તે ગાફિલ રેહે નહિ તથા "ગાયકવાડ સરકારની ચાલતી આવેલી ખડણી નહિ આપવાને સામા "થવાથી પરગણાને નુકસાન થશે તેનો કંપની સરકારના નુકસાનનો ભાગ "તમારી પાસેથી ભરી લેવામાં આવશે એવી તેને સૂચના આપવાની મને "અગત્ય પડી છે. મારા એ સંદેશાનો ઉત્તર હજી લગણ મને મળ્યો નથી, "અને મને લાગેછે કે એથી કરીને કાંઇ સારી અસર થશે, કેમકે તેના "કારભારિયો ઉપર તે નારાજ થયો છે અને તેઓએ તેને બદસલાહ આ- "પી માટે તેમને દૂર કરવાની ધમકી દીધી છે." છેવટે ગોહિલ રાવળે મરાઠાઓના શૂરવીરપણા કરતાં, બ્રિટિશ સરકારનો ધમકીનો વધારે ડર રાખીને ચાલતા દર પ્રમાણે ત્રણ વર્ષની ખડણી બાબાજીને ચૂકવી આ- પવાને કબૂલ કર્યું. ગાયકવાડની ફોજ સામે, સિહોરે જયવંતપણે પોતાનું રક્ષણ કર્યું તે વિષે ભાટ લોકો નીચે પ્રમાણે વર્ણન આપેછે.—

"વડોદરાના બલવાન્ અને કીર્તિમાન્ આનાબાના ડંકાનો અવાજ "એવો ઉઠ્યો કે તેથી કરીને આખી પૃથ્વી ગાજી ઉઠી. તેણે પોતાના "શત્રુઓની સામે લડીને તેઓના ભીમાડા તોડી નાંખ્યા. વગર ઢંઢોળેયો "થાભલો તો કડીવાળો મલ્હારરાવ હતો.. કડી અને વડોદરાના ધણિયોની "વચ્ચે દુસ્મનાવટ ઉઠી. બાબાની ફોજ કડી ઉપર ચડી તે ટાણે તેના "વાવટા ઉડવા લાગ્યા અને આકાશ ગરદથી છવાઇ ગયું બાબો કડી "ઉપર અંગ્રેજ ફોજ લાવ્યો. અગણિત યોદ્ધાઓની ગર્જનાઓ થવા લાગી. "તેઓએ બે ચાર મહિના લગી કડી ઉપર તોપોનો મારો ચલાવ્યો, છે- "વટે મલ્હારરાવ કડી છોડીને નાઠો. બાબાએ દુર્જય કડી ઉપર જય "મેળવી લીધો, તેના સામુ કોઇ લડી શકે એમ રહ્યુ નહિ; તેણે કડી "સરખો કિલ્લો જલદીથી લઇ લીધો તેથી સર્વ તેને સલામ કરવાને આવ્યા.

"પાટડીના દેસાઇ કોઇને નમ્યું આપતા ન હતા તેઓના ઉપર "ફોજ ચડી. અને તેમની સાથે લડીને એક લાખ રૂપિયા લીધા. રસ્તામાં "કાંઈ પડ્યુ હોય તે કોઇનાથી ઉપાડાય નહિ એવી બાબાની હાક વાગી.

"જેવી તેણે કડીની ચાકરી કરી તેવી પાટડીની કરી; મેવાસિયોના તેણે "ઘણા કિલા તોડી પાડ્યા; તેણે જટવાડ અને લતાડ ઉપર ખડણી બે- "સારી. જ્યારે એ સૂબો કોઇ જગા ઉપર આવે ત્યારે જાણે લૂટારાઓનું "ટોળું તેના ઉપરઆવી પડ્યું છે લશ્કર તૈયાર કરીને તે લડવાને ઝાલાવાડ આ- "વ્યો. ધ્રાંગધ્રાનો રાજા અરાડસે ગામનો ધણી હતો તેની પાસેથી પ્રથમ "તો ખડણી લઇ લીધી તેણે વઢવાણ દંડ્યું; વાંકાનેર પણ દંડ્યું, લિ- "બડી અને સાયલા દંડ્યું; તેણે મ્હો માગ્યા પ્રમાણે ઉઘરાવી લીધું એ "પ્રમાણે આખી ઝાલાવાડને ડરાવીને દડી નાખી, તેણે મોરબીના ધણીને "દંડ્યો; તેમજ માળિયા દંડ્યુ. નમ્યું આપે નહિ એવા [1]જામને દંડ્યો,

૧ જામના ભાયાત ધ્રોળવાળા ઉપર પણ લશ્કર ગયું હતું ધ્રોળવાળાની વ- શાવળી આજ સુધીની આ રીતે—



"એ સૂબાએ ચાર હજાર તાલુકદારોને દંડ્યા. હાલાર તેણે લઇ લીધું; "તોપો ચલાવીને જૂનાગઢના નવાબને દંડી લીધો. કાઠી લોકોને દંડીને "તેમનો દેશ નબળો કરી નાંખ્યો. પોરના ધણી માના જેઠવાને તેણે દં-"ડ્યો; તેમજ ચૂડાસમા દંડ્યું, કોઇનાથી તેના સામું થવાયું નહિ. આખર "સોરઠને દંડીને તે સિહોર ઉપર ચડ્યો. ફોજ એટલી બધી ચાલી હતી "કે પૃથ્વી ધમધમવા લાગી. પાંચ કોસને અંતરે આંબલા આગળ છા-"વણી નાંખી. તે બોલ્યો કે આતાએ ઘણો મુલક જીતી લીધો છે, તેના "પ્રમાણમાં આરે એની પાસેથી ધન લેવાનું છે,' બને બાજુએથી તોપો "અને બન્દુકો ચાલવા લાગી. ગોળિયોનો વર્ષાદ વરસી રહ્યો. મરાઠા થા-"કી ગયા; તેમના શરીરમાંથી લોહી વેહેવા લાગ્યુ; અને તેઓ હિમત "હારી ગયા. ઘણા મરાયા, ઘણાના મસ્તક કપાયાં, ઘણાક આંધળા થયા. "બખતાના યોદ્ધાઓએ, સાંકળેથી વાઘ છૂટે તેમ બાબાની ફોજ લૂટી "લીધી; ધરતી મડદાંથી અને માથાંથી ઢકાઇ ગઇ; અને ચારે દિશાએ તે "ઓએ નાસવા માંડ્યું.

"બાબા ઉપર આ આફત સવત્ ૧૮૬૦ (ઇ. સ. ૧૮૦૪)* મ "પડી. પાંચ મહિના સુધી તેને નાસવાનો રસ્તો મળ્યો નહિ; તેથી એ "સૂબો બહુ દુઃખી થયો. ખંડણી ઉઘરાવવાનું તો એ ક્યાંય ભૂલી ગયો; અ-"ને હવે નાસવા વિના સર્વ વિચાર કરવા લાગ્યો. તે તબુમાં ભરાઇને "પોતાનું મ્હો સંતાડી રહ્યો. પછી જ્યારે તેણે ભરપાયા પોહોંચ કરી

૧૫ નાથોજી

૧૬ મોડજી

૧૭ ભૂપતસિંહજી

૧૮ જયસિંહજી (બીજા)

હરિસિંહજી

દોલતસિંહજી

ભ્રાજના તાબામા ૪૦૦ ચોરસ મૈલ જમીન, ૬૧ ગામ, આસરે ૨૨૦૦૦ મા-ણસની વસ્તી છે અને વાર્ષિક ઉપજ સવાલાખ રૂપિયાની સુમારે છે. તેમાથી ગાયકવાડ અને જૂનાગઢને મળી કુલ રૂ. ૧૦૨૩૧ આપેછે ઠાકોર સાહેબને નવ તોપનું માન છે

"આપી ત્યારે તેને જવાની આજ્ઞા મળી. ભાવના પૌત્રે જે જે દરખા-
"સ્તો કરી તે તે તેણે કબૂલ કરી; તે દંડ ઉઘરાવવાને આવ્યો, પણ ફિકરો
"દંડ આપવો પડે એવો એક તેને મળ્યો, કેમકે અઢીલાખ તેને લઈ જ-
"તાં પૂરા પાંચ એક."

કર્નલ વાકર કાઠિયાવાડમાં આવ્યો ત્યારે, ભાવનગરના રાવળે મ-
હુવા અને તલાજાનાં બંદરો, અને આગળ લખેલાં છે તે પરગણાં સિવાય
તેણે ઘણું કરીને આખા વાલાકમાં, અને સાવર કુંડલાના પરગણામાં
તથા બીજી ઓછી પ્રસિદ્ધિવાળી જગ્યાઓમાં પોતાની સત્તા ચલાવી હતી.
પ્રજાને જય પમાડે એવો ન હતો તેથી તેની જમે પૂરેપૂરી ઉઘરાવી લેવા-
તી નહિ; તથાં કાઠિયોની સામે થવાને તેને ફોજ વધારવી પડી હતી તે-
થી તે ઘણો દેવામાં આવી પડેલો ગણાતો હતો. તેના લશ્કરમાં પાંચસેં
આરબ અને બે હજાર પાંચસે સિંધીનું પાયદલ તથા સુમારે પાંચસે જા-
તુના રાખેલા ઘોડેસવાર હતા. તે સિવાય ગોહિલ વંશના તેના ભાયાતોના
ગામોમાંથી ત્રણ હજાર રજપૂત અશ્વાર એકઠા કરી શકે એમ હતું; અને
લૂટફાટ કરવાની ચડાઈમાં લડતાં કરતાં આવડે નહિ એવા પણ કામમાં
લાગી શકે તેવા બે હજાર પાંચસેં વણકરોનો તે જમાવ કરી શકે તેમ હતું.
તેણે વળી તેવામાં ધોળકાના પરમાર કસબાતી બાવામિયાંના સો અશ્વાર
રાખ્યા હતા. તેને બદલે તેને તેના પૂર્વજના તાબાનું ઓટાદ, કરીને રાણ-
પુર પરગણાનું ગામ જે કાઠી લોકોના મુખ્યસ્થાન જસદણની સામી બા-
જુએ છે તે આપ્યું હતું ગોઘા શેહેર મોગલોનું બંદર હતું તેથી ખંભા-
તના તાબામાં હતું. તે બારૂ કેહેવાતું હતું અને તેનો અર્થ બંદરના જે-
વોજ ઘણું કરીને થાયછે, પણ વિશેષે કરીને તેના તાબામાં તેની સીમ
હોય એમ અર્થ લગાડવામાં આવે છે. ગાયકવાડ અને પેશવા વચ્ચે ગૂ-
જરાતની વેહેંચણ થઈ ત્યારે ગોઘાનું બારૂ પેશવાના હાથમાં આવ્યું,
અને બાકી રહેલી ગોહિલવાડની મુલકગીરી ખંડણી ગાયકવાડને લેવાની
ઠરી. પણ છેવટે બધું બ્રિટિશ સરકારના હાથમાં ગયું.

ગોહિલવંશના રજપૂતોના હાથમાં બધાં મળીને આઠસેં ગામ હ-
તાં તેમાંથી આશરે છસેં ને પચાસ વખતસિંહના તાબામાં હતાં. કાઠી-
લોએ ઘણું કરીને દુર્ગમ જગ્યાએ પોતાનું રેહાણ રાખ્યું હતું, અને કેટ-

લાકે તો પથ્થરના મ્હોટા કિલ્લા બાંધ્યા હતા, પણ તેના ઉપર જોઈયે તેટલી તોપો રાખી ન હતી, તેમજ રક્ષણ કરવાને બીજાં પૂરતાં સાધન પણ રાખ્યાં ન હતા. એ રજપૂતોની ન્હાના વંશની શાખાઓ થઇ છે તેમા વળા, લાઠી, અને [1]પાલિટાણાની મુખ્ય છે. વળાની શાખાએ શીલાદિત્યના પ્રાચીન નગરના ખંડેરમા પોતાની સ્થાપના કરી છે; તેનો મૂળ પુરૂષ, ભાવનગરની સ્થાપના કરનાર ભાવસિંહ રાવળનો બીજો પુત્ર [2]વીસોભાઈ હતો તેના પૌત્ર મેઘરાજ અથવા મઘાભાઇના હાથમા હવણા બર્નાંગ

[1] પાલીતાણા

ગેજકજી

- રાણોજી
- ૧ શાહજી (પાલીતાણા)
  - ૨ સરજાણજી
  - ૩ અર્જુનજી ૪ નોંઘણજી ૫ ભારોજી ૬ અનોજી ૭ શિવોજી ૮ હદોજી ૯ ખાંચોજી ૧૦ નોંઘણજી (બીજા) ૧૧ અર્જુનજી (બીજા) ૧૨ ખાદોજી (બીજા) ૧૩ શિવોજી (બીજા) ૧૪ સરતાનજી ૧૫ ખાચોજી (ત્રીજા) ૧૬ પૃથિરાજજી ૧૭ નોંઘણજી (ત્રીજા) ૧૮ સરતાનજી (બીજા)
  - ૧૯ ઉનડજી ઈ સ ૧૭૬૬–૧૮૨૦
  - ૨૦ ખાંધોજી (ચોથા) ઈ સ ૧૮૨૦ ૧૮૪૦
  - ૨૧ નોંઘણજી (ચોથા) ઇ સ ૧૮૪૦–૧૮૬૦
  - ૨૨ પ્રતાપસિંહજી ઇ સ ૧૮૬૦–૧૮૬૦
  - ૨૩ સૂરસિંહજી ઈ સ ૧૮૬૦–૧૮૮
    - ૨૪ માનસિંહજી
    - સામતસિંહજી
- સારંગજી (લાઠી)

પાલીતાણાના તાબામા ૩૦૫ ચોરસ મૈલ જમીન, ૧૦૦ ગામ, પચાસ હજાર માણસની વસ્તી, વાર્ષિક ઉપજ આશરે પાંચલાખ રૂપિયાની છે તેમાથી ગાયકવાડને જુનાગઢને રૂ ૧૦૩૬૪ આપે છે ઠાકોર સાહેબને નવ તોપનું માન છે

[2] વળા

ગામ છે, પાલિટાણાની શાખા શાહાજીનાથી ચાલી છે, તે સેજકજી ગોહિલનો ન્હાનો કુંવર થનો હતો અને તેને ગારિયાધારનો ગ્રાસ આપવામાં આવ્યો હતો, તેના તાબામા બેતાળીસ ગામ છે, પણ તેમાંથી લગભગ અર્દ્ધોઅર્દ્ધ ઉજ્જડ થયેલાં છે થોડા વર્ષ પેહેલાં પાલિટાણાના ઉમરાઉને ગાયકવાડ સરકારનો આશ્રય માગવાની અગત્ય આવી પડી હતી, તેનો દેશ તે વેળાએ છેક પરવશપણામાં આવી ગયો હતો; કેટલાક ગામ તેણે ગરીરે મુક્યાં હતા, ને બીજા તેના શત્રુઓએ લઇ લીધાં હતાં તેની અગાઉની રાજધાની ગારિયાધારમાં મરાઠાનું થાણું આવ્યું ત્યારે તેના તાલુકામાં મ માધાની રહી, પેહેલા ગોહિલ રાજાનો એક બીજો કુમાર સારંગજી હતો




વળાના તાલુકાના ૧૪૦ ચોરસ મૈલ જમીન, ૪૧ ગામ, આસરે સતરહ માણસની વસ્તી અને વાર્ષિક ઉપજ આસરે એક લાખ પાંસઠ હજાર રૂપિયાની છે તેમાથી ગાયકવાડ અને જુનાગઢને ખંડણી રૂ ૯૨૦૨ આપેછે.

તેના વંશનો 'લાઠીનો સૂરસિંહ થયો. તેના સ્વાધીનમાં તેના અસલના આસ પૈકી માત્ર પાંચ ગામ રહ્યાં. દામાજી ગાયકવાડના વારામાં ત્યાંનો લાખાજી કરીને ઠાકોર હતો તેણે પોતાની પુત્રી દામાજી વેરે પરણાવી તેથીજ કરીને આ શાખાનો પૂરો નાશ થતો અટકી ગયો છે. આ સંબંધ થયો તેથી લાઠીના ગોહિલોને વડોદરા સરકારનો આશ્રય મળ્યો અને મુલકગીરી ખંડણી બીજા પાસેથી લેવામાં આવતી તે તેને માફ કરી હતી, પણ ગાયકવાડનું ઉપરીપણું માન્ય રાખવાને માટે પ્રતિવર્ષે એક ઘોડો આપતા હતા. ગોહિલપુત્રીની પેરામણીમાં ચભડા પરગણું આપ્યું હતુ તે ભરાડાવરને નામે પછવાડેથી દામનગર કેહેવાયુ.

---

અમે જે તાલુગાઓ વિષે લખ્યુ છે તે સિવાય, કર્નલ વાકરના કાઠિયાવાડના ઠરાવમાં બીજા ઘણા રજપૂત તાલુકાઓ આવી ગયા છે, તેમા મુખ્યત્વે કરીને કચ્છના જાડેજા રજપૂતોની શાખા છે, પણ તેમના વિષે

નું મળ સાહિલ અમને મળ્યું નથી, તેમજ અમારા લખાણની વાત સાથે તેઓના કારભારનો કશો સંબંધ આવી લાગ્યો નથી માટે તેમના વિષે અમે કંઇ લખતા નથી.

---

કચ્છનું ક્ષેત્રફળ ૧૫,૫૦૦ ચોરસ મૈલ તેમાં જમીન ૬૫૦૦ મૈલ અને રણ ૯૦૦૦ ચોરસ મૈલ છે. તેનાં ગામ ૯૩૫ છે, વસ્તી આશરે પાંચ લાખ સાડીઅઠાવનહજાર માણસની છે, અને પેદાસ રૂ. ત્રીશલાખ સુમારે છે. કચ્છના રાજા પ્રથમ જામના ખિતાબથી ઓળખાતા હતા. ૧૧ મા રાજા રાવશ્રી ખેંગારજી પેહેલાનું અમદાવાદના સુલતાન મહમૂદ બેગડાએ "રાવ" પદવી આપી ત્યારથી રાવ (રાઓ) કેહેવાય છે ૧૭ મા રાજા, રાવ શ્રી પ્રાગમલજી પેહેલાએ જામનગરનું રાજ્ય જામ તમાચીને પાછુ લઈ દીધું ત્યારથી "મહારાવ" નું પદ ધારણ કરયુ ૨૦ મા રાજા, રાવ શ્રી લખપતજીને કાબુલના પાદશાહે 'મહારાજાધિરાજ" નો અને દિલ્હીના પાદશાહે "મિરઝા" નો ઈલકાબ આપ્યો.અને ૨૬ મા રાજા, શ્રી ખેંગારજી ત્રીજાને અંગ્રેજ સરકારે "સવાઈબહાદુર" નો વંશપરંપરાનો ખિતાબ આપ્યો છે એટલે કચ્છના મહારાજા "મહારાજાધિરાજ મિરઝા મહારાઓ શ્રી ખેંગારજી સવાઈબહાદુર" લખાયછે. એમના અંગને "જી સી આઈ. ઇ." નો ખિતાબ છે રાવ શ્રીને બ્રિટિશ સરકાર તરફથી લશ્કરની સલામતી અને સત્તર તોપ ફોડી માન અપાય છે.

જાડેજા રજપૂતોમાં કચ્છના "રાવ" મુખ્ય છે અને તેમના ભાઈઆત ઘણા છે. કાઠિયાવાડમાં હાલાર અને મચ્છુકાંઠો જાડેજાઓના છે કાઠિયાવાડમાં જાડેજા-રાજા, ઠાકોર, અને તાલુકદારનાં નીચે લખ્યાં સંસ્થાન છે —

૧ નવાનગર (જામનગર), ૨ મોરબી, ૩ ધ્રોળ, ૪ રાજકોટ, ૫ ગોંડળ, ૬ વીરપુર, ૭ કોટડા-(સાંગાણી,)૮ માળિયા, ૯ મેંગણી, ૧૦ ગવરીદડ, ૧૧ પાળ, ૧૨ ઘડકા, ૧૩ જાળિયા (દેવાણી), ૧૪ ભાડવા, ૧૫ રાજપરા, ૧૬ કોઠારિયા, ૧૭ શાપર, ૧૮ લોધીકા, ૧૯ વડાલી, ૨૦ ખીરસરા, ૨૧ સીસાંગ ચાંદલી, ૨૨ વીરવાવ, ૨૩ કાકસીઆળી, ૨૪ મૌવા, ૨૫ કોટડા-(નાયાણી,) ૨૬ દ્રાફા, ૨૭ સાતોદડ વાવડી. અને ૨૮ મૂળી લાડેરી. તે સિવાય પાલનપુર એજન્સીમાં સાંતલપુર છે. તેના તાબામાં ૪૪૦ ચોરસ મૈલ જમીન, ૩૩ ગામ, આસરે અઢાર હજાર માણસની વસ્તી, અને વાર્ષિકઉપજ સુમારે પાત્રીશ હજાર રૂપિયાની છે

ફૂડ મને તમારો હસોદી જાણીને મારું સન્માન કરયુ. આવી વાત માળ-
ીને જામે કાનજી રાતને શિરપાવ મોકલ્યો. આ વેળાએ દેતરોજનો પ-
ટેલ સોપી પટેલ કરીને ગામમાં રેહેતો હતો તે બહુ બળિયો થઈ પડ્યો
હતો. કાનજી રાતને આબરૂ આપવામાં આવી તેની તેણે અદેખાઈ કર-
વા માંડી, અને ગામ છોડીને જવાની તેને આજ્ઞા કરી. તે પ્રમાણે કાનજી

---

૯ સૂરાજી ઇ. સ ૧૮૨૫-૧૮૪૪

૧૦ મેહેરામણજી (ચોથા) ઈ સ ૧૮૪૪-૧૮૬૨

૧૧ બાવાજીરાજ ઇ સ ૧૮૬૨-

૧૨ લાખાજી ઈ સ ૧૮૯ મા આદિયે બેઠા છે

રાજકોટના તાબામા ૨૬૯ ચોરસ મૈલ જમીન છે, ૬૦ ગામ, આશરે ચા-
લીશ હજાર માણસની વસતી, અને વાર્ષિક ઉપજ સુમારે એક લાખ પચ્યાશી
હજાર રૂપિયાની છે તેમાથી ઈંગ્રેજ સરકારને જમાબદી અને જૂનાગઢને જોર
તલબી મળી કુલ રૂ ૨૧૩૨૧ આપેછે ઠાકોર સાહેબને નવ તોપનુ માન છે

૨ જામના ભાયાત ગોંડળવાળા ઠાકોરોની વંશાવળી નીચે પ્રમાણે—

ગોંડળ



દતરોાજથી નીકળીને ત્યાંથી બે ગાઉ ઉપર ભાંગરાપરૂ છે ત્યાં જઈને રહ્યા.
એવામાં શ્રાદ્ધના દિવસ આવ્યા ત્યારે કાનજી રાતે પોતાના બાપના શ્રાદ્ધે

---

સગરામજી
- ૫ મુળુજી
  - ૬ હાલોજી (બીજા)
  - ૭ દાજીભાઇ
- ૮ દેવોજી ઈ. સ. ૧૮૦૦–૧૮૧૨
  - ૯ નાગોજી ઈ.સ.૧૮૧૨–૧૮૧૪
  - ૧૦ કાહાનોજી ઈ. સ. ૧૮૧૪–૧૮૨૧
  - ૧૧ ચંદ્રસિંહ ઈ. સ. ૧૮૨૧–૧૮૪૧
  - ૧૨ ભાણોભાઈ ઈ. સ. ૧૮૪૧–૧૮૫૧
    - ૧૩ સગરામજી (બીજા) ઈ. સ. ૧૮૫૧–૧૮૭૦
      - ૧૪ ભગવતસિંહજી ઈ. સ ૧૮૭૦ માં ગાદિયે બેઠાછે.

ગોંડલ તાબામાં ૯૯૯ ચોરસ મૈલ જમીન, ૧૭૯ ગામ, આસરે એકલાખ છત્રીશ હજાર માણસની વસ્તી, અને વાર્ષિક ઉપજ રૂપિયા સાડા બાર લાખ ગુમારેની છે તેમાંથી ઈંગ્રેજ સરકાર અને જૂનાગઢને મળી ૨૧૧૦૭૨૧ આપેછે. ઠાકોર સાહેબને નવ તોપનું માન છે. ગોંડલથી કોટડા સાંગાણીના ઠાકોર ઉતર્યા છે.

કુંભોજી (ગોંડલ)
- સગરામજી (ગોંડલ)
- ૧ સાંગોજી ઈ. સ. ૧૬૫૪–૧૬૯૯ (કોટડા સાંગાણી)
  - ૨ તેજોજી ઈ. સ. ૧૬૯૯–૧૭૨૭
    - ૩ જસાજી ઇ. સ ૧૭૨૭–૧૭૫૫
      - ૪ દેપોજી ઈ. સ. ૧૭૫૫–૧૮૧૨
        - ૫ ભોજરાજજી ઈ. સ. ૧૮૧૨–૧૮૨૫
        - ૬ ખાચિયાજી ઈ સ. ૧૮૨૫–૧૮૩૮
          - ૭ સબળજી ઇ સ ૧૮૩૮–૧૮૪૦
          - ૮ વેરોજી ઈ. સ. ૧૮૪૦–૧૮૬૨
            - ૯ તોગોજી ઈ. સ. ૧૮૬૨–૧૮૭૯
              - ૧૦ મુળવોજી ઈ. સ. ૧૮૭૯ માં ગાદિયે બેઠાછે.

દાદોડે દેતરોજમાં દૂધ ઉઘરાવવા સારૂ પોતાના હજામને મોકલ્યો. હજામ દૂધ ઉઘરાવતો ઉઘરાવતો ગોપી પટેલને ઘેર ગયો અને કહ્યું કે તમારે પણ દૂધ આપવું જોઇયે. પટેલ કોપાયમાન્ થઇ ગયો અને ઉઘરાવી આણેલાદૂધનો ઘડો પોતાના ચાકરો પાસે ફેડાવી નંખાવ્યો; તેથી હજામ રોતો રોતો કાનજી રાત પાસે ગયો. તે ઉપરથી પટેલની વર્તણૂક જોઇને કાનજીને બહુ માઠું લાગ્યુ પણ તે વખતે તે ગમ ખઇ ગયો. આ વેળાએ એક ચારણ કાનજીને ઉતારે આવ્યો અને તેનું ગીત કહીને એક પામરી માગી. કાનજીને પામરી આપવાની શક્તિ નહતી, તેથી દિલગીર થઇને એક દૂહો કહ્યો —

કોન પાપમેં અવતરે, બડે બાપકે પૂત,
માગણ માગે પામરી, ઘરમેં મિલે ન સૂત.

કાનજિયે પોતાના મનમાં નિશ્ચય કરયો કે આપણે હવે દેતરોજની માતાએ જઇને પોતાનો ભોગ આપવો. પછીથી તે સુઈ ગયો ત્યારે માતાએ સ્વપ્નમાં આવીને તેને કહ્યુ કે, "તું ગભરાઇશ નહિ અને નવરાત્રીની "આઠમે દેતરોજ આવજે; ગામના ઝાંપામાં એક પાડો તને સામો મળશે "તે પાડો મને ચડાવજે, પછી પટેલનું ઘર લૂટજે, તેમાં તારી જીત થશે. "આ સ્વપ્નની વાત ખરી છે તેની તારા મનમાં ખાત્રી થવા સારૂ હું આ "તને એક પામરી આપુંછું તે ચારણને આપજે." આ પ્રમાણે કહીને માતા અલોપ થઇ ગયાં; કાનજી જાગ્યો અને તેણે જોયુ તો પોતાની પાસે પામરી પડેલી દીઠી. તે સવારમાં ઉઠીને ચારણને આપી પછી નવરાત્રીની આઠમ આવી ત્યારે પોતાના મિત્રોના બસે અશ્વાર હથિયારબંધલઇને દેતરોજ ઉપર ચડયો. ત્યાં ઝાંપામાં પટેલના ઘરનો એક અલમસ્ત પાડો મળ્યો, તેનો માતા આગળ ભોગ આપ્યો અને તેનુ રૂધિર તેણે માતાને ચડાવ્યુ. આ વેળાએ પાદશાહનું થાણું દેતરોજને પાદર મિત્રામાં રહેતું હતું ત્યાં કાનજી રાતે પોતાના એકસો અશ્વાર તેમના ઉપર નજર રાખવા સારૂ મૂક્યા, અને બાકી રહેલા સો પોતાની સાથે લઇને પટેલને ઘેર ગયો અને કહ્યુ કે તુ મને નમન કરય, પણ ગોપી પટેલે તેમ કરવાની સાફ ના પાડ

કોટડા સાંગાણીના તાબામા ૩૭ ચોરસ મૈલ જમીન, ૧૮ ગામ, આશરે ૮૯૦૦ માણસની વસ્તી, અને વાર્ષિક ઉપજ પોણો લાખ રૂપિયા શુમારે છે તેમાથી ઈંગ્રેજ સરકાર અને જુનાગઢને મળી કુલ રૂ ૧૨૬૧૮ આપેછે

ત્યારે તેણે પરેશને તથા તેના ૭ દીકરાને ઠેર કરી નાંખ્યા. સાતમા દીકરાને તેણે જીવતો રાખ્યો. તેના વંશમાં કાલિદાસ થયો તે આજે દેતરોજની પરેલાપ કરેછે.

પરેશને મારયો તે બાબતની દિલ્હી ફરિયાદ કરી, તે ઉપરથી પાદશાહે કાનજીને વશ કરવા સારૂ આઝીમખાનને મોકલ્યો. તે વેળાએ દેતરોજની આસપાસ ઘણી વિશાળ ઝાડી હતી. તે "ઝાંગરાની ઝાડી" કહેવાતી હતી, તેના સબંધી એક નીચે પ્રમાણે વાત છે.—

જ્યારે દારાશાહ પોતાના બાપથી નાશી દેતરોજ આવ્યો ત્યારે કાનજિયે કહ્યું કે "તમે અહિં રેહો અમે તમને રાખીશું" ત્યારે દારાશાએ કહ્યું કે "તમારે કિલ્લો ક્યા છે કે મને રાખી શકશો?" કાનજિયે તેનું ઉત્તર આપ્યું કે "આ ઝાડી છે તે કિલ્લાથી પણ સરસ છે." એટલે દારાશાહ બોલ્યો કે "એટલી ઝાડી તો પાદશાહના ઉંટ ચરી જાય અને તેના લાકડા તો પાદશાહનાં ઘોડાની મેખો થાય એટલાં છે. તોપણ તમને શાબાશ છે કે તમે આટલી હિમત રાખોછો" એ પ્રમાણે કહીને દારાશાહ સિંધ[1] ગયો. હવે આઝીમખાન ત્યાં આવી પોહોચ્યો ત્યારે તેણે બધી ઝાડી કપાવી નખાવી, ત્યારે કાનજી ત્યાંથી નાશી કટોસણ ગયો, ત્યાં તેનો વેવાઈ જશવતસિંહ કરીને રેહેતો હતો. તે બંને મળીને આઝીમખાનની સામે થયા પણ છેવટે તેઓને નાશીને ઝિંઝુવાડે જવું પડયુ ત્યા જેઠોજી મકવાણો હતો, તેણે તેમને રાખ્યા. પણ પછીથી ત્રણે જણને કાકરેજ પરગણામાં થરા ગામના નાશીજવુ પડયું; તે વેળાએ ત્યાં કોળી ઠાકોર કુપોજી રાજ્ય કરતો હતો. કુપોજી તેમની સાથે મળી ગયો અને ચારે જણા નાશીને કરજ ડુંગરમા ગયા ત્યા તેઓ બાર વર્ષ સુધી રહ્યા. અને બારવટુ કરવા લાગ્યા પછી ચંદુરગામનો કરમશી કરીને વાણિયો આઝીમખાનનો મેહેસુલ ખાતાનો કામદાર હતો તેણે તેમનો પાદશાહ સાથે મેળાપ કરાવ્યો અને તેમનાં પરગણા પાછા અપાવ્યાં તે ઉપરથી ઠાકરડાઓએ કરમશીને કોલ આપ્યો કે અમારી જાતમાનો ચદુરગામને પાદર કોઇને લૂટશે નહિ તથા ચંદુરના કોઈ માણસને કાંઈ નુકશાન કરશે નહિ

1 સિંધ જવાથી પેહેલા દારાશાહ કચ્છભુજ આવ્યો ત્યાના રાવે તે માનથી રાખ્યો અને જે વાડીના ઉતારો આપ્યો હતો તે વાડી આજ પણ "દારવાડી" ને નામે ઓળખાય છે ત્યાંથી તે સિંધ ગયો

### ગીત.

સુણે ધાંદ[1] ગોપીતણી ટચારી શાદરી,
અવે[2] ફરિયાદ, કો કાન ચૂકો[3],
"મરદ ઉમરાવ ગૂજરાન લે મોકલો,
"ઝાંગરો કાનરો કરે ઝૂકો[4],"
માન સન્માન આઝીમખા મેલિયો
કરવા કાજ ઘર પેસત કાદા[6],
કાન, જશવતને ઝઝેરી[7] ાડિવા,
નરપતિ જેશિયા સોત નાર
કમો અન્માન દીવાન આઝીમ ફિરો,
મેહુપ[8] કેતાર કર જોડ મળિયા,
ધડક[9] આઝિમતણી નાશ થરા ધણી
ચાર કરજા મરે ભૂપ ચડિયા.
ઉતર્યા કરજેથી ધન્યના આગમણુ[10],
કાહે બોવાત[11] મોકુથી કથવી,
જશવત, કાન, કુમરાજ, જેરિયો
રાખિયા વાડ ઉનાડ રથવી[12]

આ બનાવ બન્યા પછી કાનજિએ દેનરોજ વગર અડચણે પોતાના તાબામા સાચવી રાખ્યું, અને તેણે ઘણી મત્તા અને કીર્તિ મેળવી તેમ જ વળી એમ પણ કહેવાયછે કે અકબરે તેને ગજચિન્હ—નોબત, ચોપદ અને આફતાબગીરી (સૂરજમુખી) આપ્યાં

કાનજીની પછી તેના ત્રણ દીકરા—રામસિંહજી, અરેભાણજી અને નારણજી થયા તેમાથી નારણદાસની છત્રીનો ચોતરો સુવાળમાં મકોડામાં છે અને ત્યા એક લેખ છે તેમા લખ્યુ છે કે રાન શ્રી નારણસિંહની છત્રી ભાઇ શ્રી હરિસિંહજી, અને તેના કુમાર શ્રી કાનાજિએ સન ૧૭૨૦મા બધાવી છે

૧ ફરિયાદ ૨ કેહે ૩ ચૂકાદો કરે પહે ૪ લડાઈ ૫ સિદ્ધ ૬ મદી કોકો ૭ મારી કાઢાડયા ૮ રાજ ૯ ધાક
૧૦ હિમત ૧૧ બહુ ૧૨ ચડુરતાગા કરારી અમલ કમાનુ ના ત્નાગ
ી

ન્હાના કાનાજિયે તેની પેહેલાં થએલા કાનજીની કીર્તિની બરાબરી કરેલી જણાયછે.

( દુહો. )

કાના તરકસ કાનરો, તેં બાંધ્યોજ જુવાણ[1];
બીજો બોજ ન ઉપડે, દેતરોલ દેવાણ[2].

કાનજી રાનની પેઠે એ પણ મુસલમાનોની સાથે લડાઇમાં મ- ર્યો હતો.

ગીત.

દણી[3] કરંતી બકોરસોર ગઈ શાહ આગે દોડી,
ભણી બાત સુણી સાચી શ્રવણે સભાણ[4];
"આગરે કહાતોજ કે ઝાગરો કાનરો આગે,"
"કાનરો ઝાંગરો દુજો હુઓ દુજો કાન." ૧
જંજાળાં લહે ભડાં ત્રબાળા ધરાવે જોર,
સુંડાળા વધોસે કાળા નાંદાણી સનાથ;
"પેગાળાંડાકરા ધોખા", સુણો શાહ કહે પ્રજા,
"નેજાળા ધજાળા સોતા મારિયા નવાબ." ૨
મારકા હસમમજે ફારકા જોરકા મંડે,
ધુમાડે ત્રવડી ઘટા કાઢે સત્રાં ઘાણ;
ગવાડે સિંધુડા રાગ, નમાડે ત્રવંગ ગદાં,
ભજાડે બાવરી ગાદી હરો અદે ભાણ. ૩

---

૧ જુવાનીમા ૨ દેવ. ૩ દુનિયાં ૪ સભા.

૧ દુનિયા શોરબકોર કરતી દોડીને પાદશાહ આગળ ગઈ. અને સાચી વાત કહી તે પાદશાહની સભાએ સાંભળી કે, "જેમ આગળ આગરામાં હુ ટારો કાન કેહેવાતો હતો, તેવો બીજો આગર કાન પેદા થયો છે.

૨ તે જંજાળો અને યોદ્ધા સાથે લઈને જોરથી નોબતો વગડાવેછે અને તે નાંદાણીનો પુત્ર કાળાસુંઢાળા હાથિયોને વધાવેછે પ્રજા પાદશાહને કહેછે કે, "સાભળ તેણે નેજા નિશાનવાળા નવાબોને માર્યા તો પાયદળને મારવું એમા શું?"

૩ તે ઘણા જોરથી મંડીને બહુ ઘા કરી પાર મેલેછે અને ત્રેવડી ફોજ ફેરવીને શત્રુઓનો ઘાંણ કાઢેછે, સિંધુ રાગ ગવરાવેછે અને ત્રેવડા વાંગ ઉંટા નમાવેછે એ અજભાજીના વંશનો પોતાના બાપની ગાદી શોભાવેછે.

કાનજીનું મરણ થયું ત્યારે ભૂપતસિંહ બાર વર્ષનો હતો, તેને તેના ભાઇયોએ કાહાડી મૂક્યો, એટલે તે છનિયારના ઠાકોરને ત્યાં જઇ રહ્યો. એ ઠાકોર એનો વેગળેનો સગો થતો હતો. ભૂપતસિંહની પાસે એક બકરો હતો, તે તેનો ઘણો માનીતો હતો, તેને અને છનિયારના ઠાકોરના બકરાને એક દિવસે લડાઈ થઇ, તેમાં તે આરખાઇને પાછો હઠ્યો. આ ઉપરથી ભૂપતસિંહને પોતાના બકરા ઉપર ક્રોધ ચડ્યો, અને તેને કહ્યું, "ધિક્કાર છે તને કે તેં મારી આબરૂ લીધી." પછી તેણે બકરાનું ડોકું વાહાડી નાંખ્યું. છનિયારના ઠાકોરને બીક લાગી કે ભૂપતસિંહ એજ પ્રમાણે મારાં બાળકો સાથે ગુસ્સે થઇને કદાપિ તેને નુકસાન કરશે, એવો વિચાર કરીને તેણે તેને મોકલી દેવાનો નિશ્ચય કર્યો. ભૂપતસિંહને તેના બાપે કોઇતિયું આપ્યું હતું ત્યાં તે જઇને રહ્યો. પનારનો કુંપોજી ગકવાણો હતો, તેને એક દીકરી હતી તે ભૂપતસિંહને દેવાને તેના કામદાર પથુએ તેને સલાહ આપી. કુંપોજી આખા દેશમાં મ્હોટો પ્રખ્યાત ઠાકોર હતો, તેણે પોતાના કામદારને કહ્યું કે ભૂપતસિંહને કાંઇ ધરતી નથી તો એવો વિચાર થાયજ કેમ? ત્યારે કામદારે કહ્યું કે જો તમે ભૂપતસિંહને મદદ કરશો તો તે પોતાનો ગ્રાસ પાછો વાળશે. આ ઉપરથી તે જવાન ઠાકરડા સાથે કુંપાજીયે પોતાની કન્યા પરણાવી અને બે હજાર કોળિયોને એકઠા કરીને, તેના ભાઈ કાદાને અને તેના દીકરા બાનેસિંહને દશલાણામાં ઠેર કર્યા. તે ઉપરથી તેનો બીજો ભાઇ નથુભાઇ ડરીને નાશી ગયો. તે પ્રથમ તો કટોશણમાં જઇ રહ્યો અને પછી ધાંડી ગયો એટલે ભૂપતસિંહે આવીને પોતાના બાપનો અને ભાઇયોનો ગ્રાસ લઇ લીધો અને ભકોડામાં ગાદી કરીને રહ્યો.

ભકોડામાં ગોસાંઇના મઠમાં એક અતીત રેહેતો હતો તે ભૂપતસિંહની માની પાસે જતો હતો, તે ઉપરથી તેના વાણિયા કારભારિયોએ એ વાત ગોકવીને ભૂપતસિંહને કહ્યું કે અતીત દરબારમાં આવેછે, તેથી તમારી ખોટી વાત થાયછે. ભૂપતસિંહને તેથી ઘણો ક્રોધ ચડ્યો, અને પોતાની તરવાર વતે તેણે તેની માને ઠેર કરી, તે ઉપરથી અતીત નાશી ગયો, અને ફરીથી કદી પાછો આવ્યો નહિ. પણ તેનો ચેલો તેના મઠનો ધણી થઇ પડ્યો.

આ વેળાએ પનારના કુંપાજી અકવાણુના મેવાકરો જે લૂટારા હતા તેમણે એક બાજુએ વઢવાણ અને લીંબડીથી તે બીજી બાજુએ, અમદાવાદ સુધી આખા દેશમાં ચડાઇયો કરવા માંડી. સાણંદના રાજાએ કુંપાજીને દરવર્ષે દીવાળીને દાહાડે એકેકો ઘોડો આપીને પોતાના તાલુકામાં લૂટફાટ કરવી નહિ એવો ઠરાવ કરયો. કુંપાજિયે બીજા ઘણાં ગામડામાથી પાલ ઉઘરાવા માંડી. માંડલનો જેહોપરેલ હતો તે મરાઠાઓનો બહુ માનીતો થઇ પડયો હતો અને પેશવાની ફોજ ભોમિયા તાલુકદારો પાસેથી મુલકગીરી ખડણી ઉઘરાવવાને આવતી હતી ત્યારે તેની સાથે તે જતો. એક વાર હળવદના રાજા પાસે ખડણીને પેટે પેશવાના બે લાખ રૂપિયા ચડી ગયા હતા જેહોપરેલ બાકી વસુલ કરી લેવાના બંદોબસ્ત સારૂ ત્યાં ગયો તેવામા તે કુવર ન્હાનો હતો તેથી બાઇ તલુકાની વ્યવસ્થા કરતી હતી તેણે જેહાપરેલને કહ્યુ કે હવણા તો મારી પાસે કૈંઇ આપવાને કાંઈ નથી, કેમકે થોડા દિવસ ઉપર વઢવાણના ઠાકોરે મારો મુલક ઉજ્જડ કરી દીધો છે અને મને એક ઘડીની નિરાંત વળવા દેતો નથી જેહાપરેલે ધમકી આપીને કહ્યું કે મારા માગવા પ્રમાણે આપવામા આવશે નહિ તો ગામ બાળી નાંખીને જોર જુલમથી લઈ લેવામાં આવશે એમ કહીને તે ચાલતો થયો હવે કુંપાજીને તે બાઈ, બાઇ કહીને બોલાવતી હતી, તેથી તેણિયે તેને તેડયો અને કહ્યુ કે જેહોપરેલ મરશે નહિ ત્યાં સુધી મને જપ વળશે નહિ આ વેળાએ જેહો પનારના છરિયાળા ગામને પેશવાની વતી તોરણ બાધવાને આવ્યો હતો કુંપાજીને તેની સાથે લડાઇ કરવાનો આ સારો લાગ મળ્યો અને પોતાની તરવારવતે તેને ઠેર કરયો તેથી સર્વ ભોમિયા બહુજ રાજી થયા

આ બનાવ બન્યા પછી કુંપાજિયે એકસો પચાસ બખતરિયા અશ્વાર લઇને અમદાવાદની પાસે ઓડકમોદ ગામ છે, તે ઉપર હુમલો કરયો અને ત્યાથી ઢોર વાળી ગયો એ ગામમાં મરાઠાઓના સાઠ અશ્વારોનું થાણું હતુ, તે વાહારે આવ્યું, પણ તેમની સાથે કુંપાજી લડયો અને તેમના ગાહેલા વીશ માણસોને મારીને તેમને પાછા હઠાવ્યા, તેમા તેનાં માત્ર ચાર માણસ મારયાં ગયા પણ સરખેજમા એક બીજુ થાણુ હતુ ત્યાથી માત્ર છ અશ્વાર અને બે ઉંટા લઇને એક વાણિયો મામદાર

કોળી લોકો ઉપર એકદમ ચડી આવ્યો, તે વેળાએ તેઓ એક ઠેકાણે મેલાણ કરીને પડ્યા હતા. મેલીકરોએ ડંકાનો અવાજ સાંભળીને ધાર્યું કે કોઇ સરદાર ઘણી ફોજ લઇને ચડી આવેછે, એટલે તેઓ નાશી ગયા. કુંપોજી ઠાકોર જેવો ઘોડો દોડાવીને જતો હતો, તેવોજ તેને ભાલો ઘોચવામાં આવ્યો એટલે તે નીચે પડ્યો. મરાઠા તેનું મડદું લઇ ગયા અને તેઓના ગામ ઉપર કદિ હલ્લો કરવો નહિ એવું વચન કુંપાજીના દીકરા શાંતાજિયે આપ્યું ત્યારે તેને મડદું સોંપ્યું. એટલે શાંતજિયે પનાર આગળ તેને અગ્નિદાહ દીધો, અને ઓડકમોદ આગળ તેનો એક પાળિયો કરીને સ્થાપ્યો.

હવે ભૂપતસિંહની વાત પાછી ચાલુ કરિયે છિયે,—મલ્હારરાવ ગાયકવાડે કહીથી ભૂપતસિંહને કહાવ્યું જે ગાયકવાડનાં ત્રણ ગામ—કાંત્રોડી, કોઇતિયું, અને ધરેશણું, અમારા દફતરમા લખાયછે અને તમે ખાઓછો તે અમારે તાબે કરો, પણ ભૂપતસિંહે માન્યું નહિ, તેથી કેટલાંક વર્ષ સુધી તકરાર ચાલી. એક સમયે પાટણના એક વેપારીનો રેશમનો માલ ગાડામા ભરીને લઇ જતા હતા અને તે વેપારિયે છનિયારવાળા ઠાકરડાનું વળાવું લીધું હતું તે માલ ભૂપતસિંહે દસલાણા અને ભંકોડા વચ્ચે પડાવી લીધો પણ પછી ભૂપતસિંહે ચૌદ હજાર રૂપિયા દંડ લઇને વેપારીને તે માલ પાછો આપ્યો. તેની આવી વર્તણૂકને લીધે તેને છનિયારવાળા સાથે ભારે વેર બંધાયું, તેમાં બને બાજુના ઘણા માણુસ મરાયાં, અને એક પ્રસંગે ભૂપતસિંહ બંધુકની ગોળીથી ઘાયલ થયો, પણ છેવટે તેને આરામ થયો. પછી ફરિયેથી મલ્હારરાવનો ભાઇ હનમતરાવ મરાઠી ફોજ લઇને ભંકોડે આવ્યો, અને ભૂપતસિંહને કહાવ્યું કે તમે માથે પાણી ઘાલેછો તેથી અમે પાઘડી બંધાવવાને આવ્યા છિયે ત્યારે ભૂપતસિંહે કહ્યું જે અમારે તમારી પાઘડી બાંધવી નથી અને મરાઠાઓને અમારા ગામમા પેસવા દઇશું નહિ. આવું સાંભળીને હનમતરાવે પાસેનાં ગામડાં આગળ પડાવ કરયો, અને કડિયે કાહાટી મોકલ્યું કે ભૂપતસિંહને ઉતરી પડી શકાય એમ નથી. તે ઉપરથી મલ્હારરાવે બાહધર આપીને ભૂપતસિંહને કડી તેડાવ્યો, ત્યાં તે જઈ પોહોંચ્યો. એટલે

તેની પાસે પેથા ત્રણ ગામ ફરીને માગ્યા પણ ભૂપતસિંહે તે વાત માની નહિ આ વેળાએ કાપણીની મોસમ હતી અને ખેતરોમાં માલ ઉભો હતો, તે ઉજ્જડ કરીને પોતાનો કબીલો વીરમગામમા મૂકીને ભૂપતસિંહ બ્હારવટે નીકળ્યો તે વેળાએ ભૂપતસિંહની પાસે પોતાના ત્રણસે અશ્વારો હતા અને જરૂર પડે ત્યારે પોતાની સહાયતામાં બે હજાર માણસો મેળવી શકે એવુ હતું તેણે પછી ગાયકવાડનાં ગામડા લૂટવા માન્ડ્યા.

ભૂપતસિંહના પૂર્વજ કાનજીરાતને પાદશાહે નોબત, ચોપદાર અને આફતાબગીરી ( સૂરજમુખી ) આપ્યાં હતા, તે પોતે પણ રાખતો હતો ભકાડામાથી ભૂપતસિંહના ઉચાળા ગયા પછી કડિયેથી મલ્હારરાવે આવીને ભૂપતસિંહની મેડિયો તોપથી પાડવા માડી ત્યારે એક ચારણે મશ્કરીમાં કહ્યુ કે,—"ભૂપતસિંહ લડે એમાં નવાઈ શી? પણ હાલ તો એના ઘરની ઈટો મોહ્લાપણું ધારણ કરીને લડેછે," આવુ વચન સાભળીને મલ્હારરાવ શરમાઇને પાછો વળ્યો પછી ભૂપતસિંહ ઘણા દિવસ સુધી મરાઠાઓને નાસદાયક થઈ પડયો

( દુહા )

ભંગેડુને કડીં લડે, જાણે સતારા જામ,
બડવા[1] ચાલ્યો ભૂપતો, રાવણ માથે રામ
કાનાણી [2]કળખોતણા, બેજા બરખણદાર[3],
બડ થઇ ડાકણ ભૂપતો, તું વાળી તરવાર
મહિલા[4] ને મરાઠાતણી, કેમ સજે શણગાર;
બડતો ઊભો ભૂપતો, માથે મ્હોટો માર
રાવે[5] રાફ[6] ન જાણિયો, ઘરચો વરાંસે પાગ,
બડ અજરાયલ[7] ભૂપતો, જગવેયો જડનાગ
કડી ઉમેલી[8] કા'ડશે, કરશે કોલકરાર,
ધર[9] ભોગવશે ભૂપતો, મરશી રાવ મલ્હાર.
કાળા કઇ ડબર કરે, હાલા ઘુરકડાય,
બલ તે કીધા ભૂપતો, ઓખડ થાકરડાય. >

૧ લડવા ૨ કાનજી કુળના ૩ માસ ખાનાર. ૪ સ્ત્રી ૫ મલ્હારરાવે ૬ સાપનો રાફડો ૭ જીતાય નહિ એવો. ૮ મોટી કાહાડશે. ૯ પૃથ્વી

જ્યારે કડીમાં મલ્હારરાવની સ્ત્રીને કુંવર અવતર્યો ત્યારે તેની દાસી ગાંધીની દુકાને સુંઠ લેવા ગઈ, કેમકે બાળક જન્મ્યા પછી શક્તિ આવવાને માટે હિંદુ સ્ત્રિયો તે ખાયછે. દાસિયે ફરી ફરીને ગાંધીને કહેવા માંડ્યું કે, "તમારી દુકાનમાં સારામાં સારી સુંઠ હોય તે આપજો." તે સાંભળીને ગાંધી બોલ્યો કે, સારી સુંઠ હતી તે તો ભૂપતસિંહની મા ખાઈ ગઈ, હવે તો કુચા રહ્યા છે." દાસિયે પછી ઘેર જઈને જે બન્યું હતું તે મલ્હારરાવને કહ્યું. તે ઉપરથી તે ગાંધી ઉપર કોપાયમાન થયો અને તેની દુકાન લૂટી લીધી. પણ ભૂપતસિંહના જાણવામાં આ વાત આવી ત્યારે ગાંધીનું જેટલું નુકસાન થયું હતું તેટલું તેને ભરી આપ્યું. આ પ્રમાણે ભૂપતસિંહ અને મલ્હારરાવ ઘણા દિવસ સુધી એક બીજાના સામા હતા. છેવટે મલ્હારરાવને ઈંગ્લિશ અને વડોદરા સરકાર સાથે લડાઈ થઈ ત્યારે તેણે ઝિંજુવાડેથી ભૂપતસિંહને પોતાની મદદે બોલાવ્યો હતો અને મલ્હારરાવ જ્યારે કેદ પડ્યો ત્યારે તેનાં બઈરાં છોકરાં તેણે ભૂપતસિંહની સભાળમાં મૂક્યાં હતાં.

એ ઠાકોર વિષે એક નીચે પ્રમાણે વાત છે—

ધાંધલપુરનો એક કાઠી ગોદડ કરીને હતો તેના ઉપર જૂનાગઢનાં નવાબની ફોજ ચડી આવી. ત્યારે તેણે હળવદના રાજાને મદદે બોલાવ્યો, પણ તે નવાબના ડરથી આવ્યો નહિ; એટલે ભૂપતસિંહને તેણે તેડાવ્યો અને તેણે આવીને ધાંધલપુરનું સારી રીતે રક્ષણ કર્યું.

એથાણનો ગરાસિયો, હળવદના રાજાનો ભાયાત થતો હતો તેનો ગ્રાસ હળવદવાળો દબાવી પડ્યો હતો, તે ઉપરથી એથાણના ઠાકોરે જેમ એવે પ્રસંગે બીજા ઠાકોરોએ મુસલમાનોને કન્યા દીધી હતી, તેમ ભૂપતસિંહને પોતાની કન્યા દીધી, તેથી ભૂપતસિંહના ડરથી દબાવેલો ગ્રાસ હળવદના રાજે તરતજ મૂકી દીધો.

ભૂપતસિંહ બારશે બારશે બ્રાહ્મણ જમાડતો હતો તેણે પોતાના ગામમાં સદાવ્રત બાંધ્યું હતું, અને તે ગરીબ લોકોને લૂંટતો નહિ. તે ઈ૦ સ૦ ૧૮૧૪ માં મરણ પામ્યો.

ચુંવાળના સોલંકી કોળીની પડોશમાં મકવાણા કોળી રેહેતા હતા,

તેમના તાબામાં ઝિંઝુવાડા, ફટોસણ અને પનારના મ.સ હતા. દૈસર મકવાણાને દુરપાળ કુંવર હતો, ને ઝાલા રજપૂતોનો મૂળ પુરૂષ હતો, તે સિવાય વજેપાળ અને શાંતાજી કરીને બે કુંવર હતા. મુસલમાનો સાથે લડાઈ થઈ તેમાં વજેપાળ પરાજને કેદ પકડાયો, અને પછી તે મોલેસલામ થયો. એના વંશજ મહીકાંઠામાં માંડુવાના જમીનદાર છે. તેના કુટુંબના મુખ્યનું નામ લાલમિયાં છે, અને તેના સંબંધી ઈડરના રાવ વીરમદેવના ચરિત્રમાં સૂચવવામાં આવ્યું છે શાંતાજિયે જોરાવરીથી ચાંપલ લીધું ત્યાં મહમુદ બેગડાના વારામાં તેનો વંશજ કાનોજી રેહેતો હતો. કાનોજી એક ભીલ ઠાકોરની કન્યા વેરે પરણ્યો હતો. તેથી તે નાતબહાર રહ્યો હતો; પણ મહમૂદના હાથ નીચે તે સારી નોકરી ઉપર હતો તેથી, તેણે તેને ફટોસણની જાગીર આપી હતી. તેના તાબામાં ચોરાશી ગામ હતાં. કાનાજીથી તેરમો પુરૂષ નારણજી કરીને ફટોસણનો ઠાકોર થયો, તેની વેળાથી એ કુટુંબની ઇસ્કામતનો પત્તો ઘણી સારી રીતે લાગી શકે એમ છે, અને હિંદુઓમાં જમીનના ભાગ કરીને વેહેંચી લેવાની રીત પડી છે તેના કેવા પરિણામ આવેછે, તેનો આખા ગૂજરાતમાં સારામાં સારો દાખલો, એ ઉપરથી મળી આવેછે. તોપણ તેની વિગત આપવાનો અમારો વિચાર નથી, કેમકે જમીનના વતન વિશેની માહીતગારી મેળવનારાઓને તો ઉપયોગી છે, તોપણ સામાન્ય વાંચનારાઓનું લક્ષ ખેંચે એવું નથી. ભ ફોડાવાળાઓના વખાણની ભાટ લોકોએ વાતો બનાવી છે, તે પ્રમાણે ફટોસણના મકવાણાની કીર્ત્તિની વાતો બનાવવાને તેઓને એવું બધું સારૂ સાધન મળ્યું નથી, તોપણ અજબાજી, તથા અગરોજી જે નારણજીના પૌત્ર થતા હતા તેમના વખાણની કવિતા થઇ છે, તેમાંથી આ ઠેકાણે થોડો ભાગ પસંદ કરીને દાખલ કરિયે છિયે.

ફટોસણમાં અજબાજીનો દરબાર કેવો હતો તે વિશેનું નીચેની મતલબનું વર્ણન કવિતામાં છે.

"દરબારમાં નોબતો ગડગડતી હતી; ભોંય ઉપર પાણીના છટકાવ "થયા હતા. ઘણા ઠાકોર હાથ જોડીને શરણું માગતા ત્યાં આવ્યા હ- "તા. ઈંદ્રની પેઠે કાનાજીના વંશવાળાની આગળ છત્રીશે વાજાં વાગતાં

"હતાં; તેના મુખ આગળ વિદ્વાંનો વેદ ભણુતા હતા. પરોણાઓને સા-
"કર, તથા બકરાઓનું અને ભુંડનું માંસ પૂરૂ પાડવામાં આવ્યું. નિસ
"નિ ય અફીણ અને કેસરના કસુંબા ઘુટાવા લાગ્યા. અજબાની' આગળ
"નાચ થવા લાગ્યા; નિરતર તે રંગ રાગમાં રમવા લાગ્યો; શરણાઇયો
"વાગવા માંડી; ઝુઝતા હાથિયોની પેઠે ગાનારા ઠેકાણે ઠેકાણે ગાવા લા-
"ગ્યા; પૈસો ખર્ચવામાં ઠાકોર બળીરાજાના જેવો ઉદાર હતો; તેના ર-
"સોડામાં દૂધપાક અને અમૃત સરખાં ભોજન થવા લાગ્યાં; તેના ઘર ઉ-
"પર ધર્મની ધ્વજા ઉડવા લાગી; સુવાળનો ધણી આવો હતો. તેનો હુ
"કમ પાદશાહ ઉપર પણ હતો. એ જસાના પુત્ર ! હિંદુઓના અને
"સીમાના પિતા, તું સૂર્ય સરખો મકવાણો સારો ઉઠયો. તારો ભાઇ અ-
"ગરેશ ઓછો પ્રખ્યાત નહતો; એ ભાઇયો લોકોના મનમાં દશરથના
"પુત્રોનું સ્મરણ કરાવેછે."

ભાટના વર્ણન પ્રમાણે અજબોજી આખા જગતનો જીતનાર હતો, તેણે "શાહુરાજાની દક્ષણી ફોજને હરાવી." તેમજ "દિલ્હીની ફોજને પણ હરાવી"; તથાપિ એ કરતાં પણ પોતાને મનગમતા વધારે પરાક્રમનું એવું જ કામ કરવાને ચૂક્યો નહિ; ગામે ગામ તેણે ત્રાસ કરયો; દિનપ્રતિદિન લૂટફાટ કરવામાં તેણે કીર્ત્તિ મેળવી. વિશરોડિયા, પનારા, મરતોલિયા, અને અર્ધા નાગા એવા ગામડાંના ઘણા એક ધણિયો તેના અમીર હતા; "તથાપિ તે પોતાના અગ માટે ઉચા પોશાક રાખવામા પણ કમ નહતો, કેમકે તેનો ભાટ મુખ્યત્વે કરીને લખેછે કે, "તે જરિયાન અને રેશમી પોશાક પેહેરતો."

અજબોજી અગનોતરાના દુઃખદાયક કાળની વેળાએ ગરીબોને માટે પોતાના કોઠાર ઉઘાડા મૂકવાથી વધારે કીર્ત્તિને પાત્ર થયો છે, તેનું સ્મરણ કોઇ દુઃખદાયક રાગની નહિ જતી રેહે એવી પડઘાની છાયાની પેઠે બહુ આનંદ પમાડે એવી ભાટની કવિતાને ખરેખાત જાંખવી નાખે એમછેઃ—

"પૃથ્વી દુઃખી થવા લાગી, રાજા ખાધા વિના રહ્યા, રાનને રાણુને
"એક દાણો આપવાને રહ્યો નહિ. ધણી અને ધણિયાણી એક બીજાને
"છોડીને ગયાં, માબાપે પોતાનાં છોકરાં તજી દીધાં; ધર્મ કરવાનું બધા
"ભુલી ગયા; સદાવ્રત ભાગી પડયાં, કૂવા તળાવમાંથી પાણી સુકાઇ ગયાં,

"આકાશમાંથી એક ફોરું પણ પડ્યું નહિ, દરેક ગામડેથી આવી ખ
"બરો આવી પોહોચી, અને જ્યારે આખો દેશ ભીખારી થઇ ગયો,
"ત્યારે સુનાના વરસનાગાએ પોતાની ધર્મની ધજા ઉડાડી, તેણે પોતાના
"કોઠાર ઉઘાડા મૂક્યા, અને જ્યારે બીજા રાજાઓએ પોતાના ગામમાં પે
"સવા દેવાનું બંધ કર્યું, ત્યારે અજમેગે સર્વનો સત્કાર કરવા માંડ્યો
"સ્વર્ગનો ઇંદ્ર કોપાયમાન થયો પણ પૃથ્વી ઉપરનો આ ઇંદ્ર તો પ્રસન
"રહ્યા, તેણે દેશમાંથી મ્રાળને હાંકી કાહાડવાનો પ્રયત્ન કર્યો"

મુસલમાનો સાથે તેને લડાઇ થઈ તેનું વર્ણન નીચે પ્રમાણે છે —
"આ વેળાએ કડીમાં આણુખાન અને લેખો કરીને બે તુર્ક અમલ
"કરતા હતા, તેઓ દેશના ઉપર જુલમ કરતા હતા, તેઓએ અજબાની
"અને અગરાની કીર્ત્તિ સાંભળી ત્યારે ફરોસણ લખી વાળ્યું કે અમારે
"તાબે થઇને અમને ખંડણી આપો અજમાએ આ સમાચાર સાંભળ્યા
"એટલે કોપાયમાન થયો ને સંદેશો કહેવા આવનારને કતલ કરતો હતો,
"પણ અગરાએ તેને વારી રાખ્યો તેઓએ પોતાના દીવાન મદનશાહના
"દીકરા દીપચંદને તેડાવ્યો અને તેની પાસે તરકડાઓને કોપ ઉપજે
"એવો ઉત્તર લખાવ્યો, તેમાં ટેંબર તથા કરતીગઢ (કીર્તિગઢ)ના અધિ
"પતિયોના પરાક્રમનું પણ સ્મરણ કરાવ્યું મોટી મોટી દાઢીવાળા અ
"ભિમાન ભરેલા મુસલમાનો એકઠા થયા, તેમણે ડાંગરવા આગળ પોતાનો
"પડાવ નાખ્યો એ સમાચાર જ્યારે ફરોસણ પોહોચ્યા ત્યારે અજમાએ
પોતાના ભાયાત મેઘરાજ, જગતો, અને સૂરજ એઓને બોલાવ્યા, તેમાં
"તેજલ હતો તેની તરવાર તો કોઇ દિવસ ભાગી નહતી અગરાએ મૂછે
"હાથ નાખીને તેમને ભારણું કર્યું, ભાયાતોએ સોગન ખાઇને કહ્યું કે
"અમે અમારો ભાયાતપણાનો ધર્મ બજાવીશું નિકમશી કવિયે કહ્યું કે
"વાહ! વાહ! હું તમારી હિંમત જોઇને ખુશી થયો, એમ કહીને તેણે
"સાંયગના શાંતાજી, હરખા સવાઇ, અને કાનો એ આદિને તેઓના
બાપનાં વખાણ ગાઇ સંભળાવીને તેમને શૂર ચડાવ્યું, ઘણા કાળા એકઠા
"થયા, તેઓ ખભે ભાથા બાંધીને ધનુષના ટંકાર કરતા આવ્યા, કેટલાક
"અશ્વાર હતા, કેટલાક પાળા હતા, અને કેટલાક ધાડપાડુ હતા જ
"કાણાના માણસો લઇને જોરો અને જસો આવ્યા, અગરજીનો હુકમો

"આવ્યો; મરનોલીનો માનો પણ ત્યાં આવ્યો" અને બીજા બહુ જણ આવ્યા. ભાટ લોકની રીત પ્રમાણે લડાઇનું સેળભેળ કરી નાંખેલું વર્ણન આપેલું છે ને બધું તેજ પ્રમાણે દાખલ કરવાની અત્રે અગત્ય નથી; શેષનાગ ધ્રુજવા લાગ્યો, પર્વતને પર્વત મળે તેમ હિંદુ મુસલમાનો સાથે મળ્યા; લોહીની નદિયો વેહેવા લાગી; આવે પ્રસંગે શિવ સદા આવીને ઉભા રેહેછે તેમ વીર, ભૂત, રાક્ષસ વગેરેને લઇને આવ્યા. સૂર્યે પોતાના ઘોડા ખેંચી રાખ્યા તેથી તેનો રથ ખમચ્યો. "અપ્સરાઓ અને પરિયો હિંદુ અને મુસલમાનોને પોતાના દૈવી રથમેં લઇ જવાને આવી, આઓ અને લેઓ નાશી જવાને પાછા ફરયા નહિ, પણ તરવારોવાળા ક્ષત્રિયોની સાથે લડયા."

આ તો સર્વ સાધારણ છે પણ તરેહવાર તો નીચે લખેલું છેઃ—

"જ્યારે અમરેશે અજમાને ઉશ્કેરયો ત્યારે તેઓની સાથે દિવસે "લડતા હતા તેમ રાત્રની વેળાએ પણ શત્રુની ઉપર વાઘની પેઠે ટૂટી "પડવાને અજમાએ નિશ્ચય કર્યો. એકએક તંબુએ તેણે ખાતર પાડયું; "પૈસો અને ઘરેણાં, હથિયાર અને લુગડાં સર્વે તે લઈ ગયો. એ પ્રમાણે "એ પ્રકારે શત્રુને ઘા વાગ્યા; અને ખાવાનું કાંઇ રહ્યું નહિ એટલે ઘોડા' ઘણા બાકી રહેલા અશ્વાર અને પાળા સહિત પોબાર ગણી ગયા."

આ પ્રમાણે તેમની અવસ્થા થઇ ગઇ તેથી વરસોડાનો ઠાકોર વચ્ચે-પડયો એટલે મુસલમાન રાજી થયા, અને જે વિષેનો વાંધો હતો તે નો ઠરાવ કરી દઇને કજિયો પતાવી દીધો.

---

ને સતાહ રેહેવામાં આશ્ચર્યકારક રીતે યોગ્ય ગણવામાં આવ્યા છે તેઓનાં હથિયાર અને તેઓની ટેવ એવા પ્રકારની હતી કે ખુલ્લા લડાઇના મેદાનમાં ઉભા રેહેવાને તેઓ અયોગ્ય* હતા, અને તેઓના ઉપર હલ્લો કરવામા આવે ત્યારે બીકણુ બની જતા પણ બ્રિટિશના કવાયત શીખેલા લશ્કરે પડાવ કરેલા ઠેકાણા ઉપર પણ હુમલો કરવામાં તેઓએ ઘણે પ્રસગે અસાધારણ શૂરવીરપણુ બતાવ્યુ છે તેઓ સ્વતન્ત્ર જુસ્સાના હતા, અને તેઓ પાકા ચોર કેહેવાતા હતા, તથાપિ તેમના ઉપર વિશ્વાસ રાખવામા આવેલો ત્યાં ઘણાએક જેવા નિમકહલાલ ગણવામા આવેલા છે, અને કદિ તેઓએ ઘાતકીપણુ બતાવેલુ નથી. તેઓને નિયમિત ઉદ્યોગ કરવો ગમતો નહિ, અને દારૂ પીવાનો તેઓને અસત છંદ પડેલો હતો, તથા જ્યારે તેઓ છાકટા બનતા ત્યારે ઘણો કજિયો કરતા તેઓને લૂટફાટ કરવી ઘણી ગમતી, અને દેશમા જ્યારે સર્વ ઠેકાણે બંડ ઉઠે ત્યારે તેઓને ઘણું સારૂ લાગતુ જો કાળી લોકો મળ કરીને પોતાનો જથ્થો બાધે તો તેઓ ઘણા ભયકર થઇ પડે, પણ તેઓનામા પોતાની જાતિનો પ્રેમ છતાં તેઓ એકજ સમૂહના છે એમ તેઓએ ગણ્યુ નથી, તેમજ બાહારના શત્રુ સામે થવાને તેઓએ પોતાનો સર્વનો એકજ સ્વાર્થ છે એમ માન્યુ નથી

ઈડર સંસ્થાનના તાબાનાં અહમદનગર અને મોડાસાના સસ્થાન છે તે બાદ કરતાં તેની ઉપજ ચાર લાખ રૂપિયાની ગણવામા આવી છે રાવોના વારામા ઇડર સસ્થાનનો વિસ્તાર ઘણો વધારે હતો, પણ પરાતીજ અને ખેરાલુ પરગણાં અમદાવાદના સુલતાનોએ જીતી લીધાં હતાં અને બીજા પરગણા મેવાડના રાણાઓએ અથવા ડુંગરપુરના રાવળોએ

---

* સ્કાટલંડના લો લ્યાન્ડર્સ ત્યાના હાયલ્યાનડર્સ વિષે એવીજ તરેહનો અભિપ્રાય રાખતા બાન્ની જાન સેટાન નામની કવિતામા નીચે પ્રમાણે છે —

'હાયલ્યાનડર લોકો ઢાલ તરવાર અને તોપની વ્યવસ્થા કરવામા હોશિયાર છે
'પણ રણભુમિમા ટકાવ કરી રેહે એવા અને તોપનો અવાજ સહન કરે એવા નથી
'કેમકે તેઓ ઘણા ઉઘાડા શરીરના છે ઉન્હાળાની રાત્રે તોપનો ધડાકો, હવામા ગર્જના થની હોય તેવો થાય છે તે હાયલ્યાન્ડ પોશાક પેહેરનારાઓમા એકે માણસ
'નથી કે સામે મ્હોડે ખમી શકે"

લઇ લીધાં હતાં. ઈડરના મહારાજાની ખરેખરી ઉપજ તો લાખ કે દોઢ લાખ રૂપિયાની છે ને બાકીની તેના આઠ રજપૂત પટાવતોને સ્વાધીન કરવામાં આવી છે, તેને બદલે તેઓ તેની લશ્કરી ચાકરી કરવાને અને થોડી ખંડણી આપવાને બંધાયલા છે. આ સિવાય વીસ કે ત્રીસ રજપૂત અને કોળી ઠાકોરોને આગળના રાવોએ લશ્કરી નોકરીના પેટામાં આપેલી જમીન છે પણ તેને બદલે તેઓ મહારાજાને દરવર્ષે ખંડણી આપેછે. આખા ઈડર સસ્થાન ઉપર ગાયકવાડની ખંડણી છે તે મહારાજા અને તેના પટાવતો પાસેથી ચુકવી લેવામાં આવેછે, પણ પછવાડેથી રૈયતના ઉપર વધારાનો કર નાખીને તેઓ પાછો વસુલ કરી લે છે. મહારાજાની પોતાની સરબધી પચાસ ઘોડા અને એકસોને પચાસ પાયદળની માત્ર છે, પણ જો અગત્ય પડે તો જોઇયે તેટલા પગારબંધી માણસોનો વધારો કરી શકાય એમ છે, કેમકે તેવા લોકોની ટોળિયોની ત્યાં ખોટ નથી. નોકરી કરનારા પટાવતોની સરબધી, અશ્વાર અને પાયદલ મળીને એક હજારની થાયછે અને તે વિના છસે બીજું લશ્કરી માણસ છે.

અહંમદનગર, મોડાસા, અને બાયડ એ ત્રણ સસ્થાનવાળા ઈડરના મહારાજના સગા થાયછે, અને ઇડરવાડા માંહેલો દેશ તેમના સ્વાધીનમા છે તોપણ ખરૂં જોતાં તેઓ ઈડર સસ્થાનથી સ્વતત્ર છે. અહંમદનગરનો તાલુકદાર પોતાના સગા, ઈડરવાળાનો ઘણુ કરીને કટ્ટો શત્રુ છે અને થોડા વર્ષ ઉપર તો બંનેનો કજિયો બહુજ વધી પડ્યો હતો તેનું કારણ એ હતું કે મોડાસાનો તાલુકદાર ગુજરી ગયા પછી ઈડરના મહારાજે તેના તાલુકા ઉપર પોતાનો હક કર્યો અને અહંમદનગરવાળાનો કુંવર મોડાસાવાળાએ દત્તક કરી લીધો હતો તેથી તે પોતાના કુવરને માટે તાલુકો રાખી રહ્યો.

ઈડરના આઠે પટાવત (એક ચોહાણ હતો તે બાદ કરતાં) રાઠોડ વંશના હતા, અને પોતાના કુળના જોધા, ચાંપાવત, કુંપાવત, અને એવાજ બીજાં નામથી પ્રસિદ્ધ હતા. એવાં નામ પડવાનું કારણ એ હતું કે જેણે જોધપુર વસાવ્યું તે જોધો, તેનો ભાઇ ચાંપો, અને તેનો ભત્રીજો કુંપો તથા મારવાડના બીજા રાજકુટુંબિયોએ તે કુળની પ્રથમ સ્થાપના કરી હતી તેથી તેમના નામથી કુળ ઓળખાતા હતાં. તેઓની પદવિ ચો-

કસ ઠરાવી હતી, અને તેઓને જે પ્રતિષ્ઠા આપી હતી તે ઘણી સંભાળથી નિયમિત કરી દીધી હતી ઉહણીના કૃપાવતને અવંથી શ્રેષ્ટ પદવિ હતી તેને ચામર, ચોપદાર અને ડંકાની પરવાનગી હતી, તથા પાલખી આપી હતી તેને પોતાની જાગીરને પેટે કાંઇ ખડણી આપવી પડતી નહિ, તે જ્યારે દરબારમાં આવે ત્યારે મહારાજ ગાદી ઉપરથી ઉઠીને તેને મળે અને જતી વેળાએ પણ તેટલુજ માન આપે તેની બેસવાની જગ્યા મહારાજના જમણા હાથ ભણી પેહેલી હતી આ કરતા પણ તેને બીજી એ છુટયો હતી, તે પરદેશી લોકોને ઘણી નવાઇ જેવી લાગે એવી હતી, તે એકે, તેને સોનાનો તોડો પેહેરવાની તથા મહારાજની હુઝુરમાં સોનાનો હુક્કો પીવાની રજા હતી. તેમાં તેઓ મોટુ માન સમજતા હતા માન્દ્રેતીના ચોહાણની જાગીર ઘણી હતી પણ તે સર્વ કરતા હલકી પદવિનો પટાવત હતો તેને મહારાજ ઉઠીને મળે અને તેના મ્હો આગળ ડંકો થવા દે એટલીજ પ્રતિષ્ઠા તેને આપી હતી

પ્રથમ વર્ગના ઉમરાવોથી બીજી પદવિનો બારોટજી અથવા દમોંદી ભાટ હતો તેની બેસવાની જગ્યા મહારાજની ગાદીની સામે હતી અને દરબારમાં આવતી વેળાએ અને ત્યાંથી જતી વેળાએ મહારાજ તેનો આદરસત્કાર કરતા

બીજા કેટલાક લશ્કરી જમાદાર છે, તેઓને મોટા પટાવતો પાસેથી જિલ્લામાથી જમીન મળેલી છે અને તેઓ "જીલાયત" કેહેવાય છે. તે ગામાથી કેટલાકનો દરબારમા આવતી વેળાએ મહારાજ સત્કાર કરતા, પણ જતી વેળાએ તેમ કરવામા આવતુ નહિ. તેઓ દરેક ઘણુંખરું ઘણા દશ અશ્વાર રાખતા અને પોતાના જીલ્લાના પટાવતની સાથે ચડતા.

સંસ્થાનની જમાબધીનું કામકાજ કારભારી અથવા દીવાન ચલાવતા, તે ઘણું કરીને જાતના વાણિયા હતા બાકીનું બીજું કામકાજ પોતાના સરદારોમાથી એક જણને સોપવામા આવતું, તેને "પ્રધાન" કેહેતા તેને નિરતર મહારાજની હજુરમા રેહેવુ પડતુ પટાવતો સબધીનું કાંઇ પણ કામકાજ પ્રધાનની સમતિ વિના મહારાજ એકલાથી કરી શકાતુ નહિ જો કોઇ પટાવતને દરબારમાં બોલાવાને કાગળ લખ્યો હોય તેમા મહારાજે સહિ કરી હોય પણ નીચે પ્રધાનની સહિ હોય નહિ તો તે માન્ય રા-

ખવામાં આવે નહિ એટલુંજ નહિ પણ માંહિ કાંઇક દગો છે એવો વેહેંમ પદાવતને પડે.

ઈડરવાડો પશ્ચિમ ભણી ખુલ્લો છે તથાપિ બહુધા તેનો બચાવ થઇ શકે એવો છે. તેમાં નદિયો, ડુંગરા, અને જંગલ ઘણાં છે. ધરતી ફળદ્રુપ છે, અને તેમાં આંબાનાં ઝાડ પુષ્કળ છે તે ઉપરથી જણાય છે કે આગળ તેમાં વાવેતર થતું હશે; ઘણો ભાગ તો હમણાં જંગલથી છવાઇ ગયો છે.

મહીકાંઠામાં લુણાવાડાનું રજપૂત સસ્થાન આવ્યુંછે, પણ તેના સમધીનુ લખાણુ અમારે હાથ આવ્યું નથી.[1] તેમા દાંતાનું સસ્થાન તથા બીજા ઘણા ન્હાના ન્હાના ઠાકોરોની જાગીરો આવેલી છે (તેઓ માહેલા દરેકની પાસે પચ્ચસેથી તે ત્રણ હજાર સુધી લડવૈયા હોયછે અને પાસેના સબળ કિલ્લાઓમા રેહેછે) તે માહેથી જે પ્રસિદ્ધ છે તેના ચાર કે પાચ જથા બધાય એમ છે આંબલિયારા, લોહાર, અને નીરમાલીના કોળી ઠાકોરો, તથા માંડુવા, પુનાદરા, અને કરાળના મકવાણા જમીદારો છે તેઓના તાબામા આશરે પંદર મૈલ ક્ષેત્રફળની વાત્રકનદીની પાસેની ધરતી

૧ ભાટ લોકોના કેહેના પ્રમાણે અણહિલવાડ પાટણના રાજા મૂળરાજ સોલકીનો વશજ ધવળદેવ નામનો સોલકી ઈ સ ૧૧૦૪ મા ધોળકે અને ત્યાર પછી ઇ સ ૧૧૩૪ મા કાલરીગઢ (એ ગામ ચુંવાળમાં છે) ગયો ધવળદેવનો પરપૌત્ર વીરભદ્ર કાલરી છોડી વીરપુર (એ ગામ હાલ વાડાસિનોરના રાજ્યમાછે) ત્યા આવ્યો વીરપુરમા વીરોબારિયો નામનો ઠાકોર હતો, તેને મારી ઈ સ. ૧૨૨૫ મા તેનુ રાજ્ય લઈ લીધુ, અને ત્યા પોતાનુ રાજ્ય સ્થાપ્યુ તેની પછી વીરપુરની ગાદિયે કીકાજી, માનસિહ, માહાવસિહ, ગમસિહ, પૃથીપાળસિહ, વિક્રમસિહ અને વિટ્ઠલસિહ, એ પ્રમાણે રાજા થયા છેલ્લા વિટ્ઠલસિહે વીરપુરમાથી ગાદી ઉઠાવીને લુણાવાડાની નજીકમા મહી નદીના કિનારા પાસે ડીલા ગામમા સ્થાપી, તેમના વશજ ભીમસિંહજીએ ઈ સ ૧૪૩૪ મા ડીલામાથી ગાદી ઉઠાવીને લુણાવાડામા સ્થાપી

૧ ભીમસિહજી, ૨ ગંગદાસ, ૩ ઊદેરાણો, ૪ રાધનરાણસિહ, ૫ માલોરાણો, ૬ વનવીરજી, ૭ અખેરાજજી, ૮ કુંભેરાણો, ૯ જીતસિહજી, ૧૦ ત્રિલોકસિંહજી, ૧૧ દયાળદાસજી, ૧૨ ચંદ્રસિંહજી (ઈ સ ૧૬૭૪ સુધી)

૧૩ વીરસિહજી (ઈ સ ૧૬૭૪-૧૭૧૧)

છે બીજો જથો કોળિયોનાં નવ ગામનો છે, તે વિજાપુર પરગણામાં સાબ્રમતી નદી ઉપર છે, આ જ્યાને લગતાં દક્ષિણમાં, વરસોડા, માણસા, અને પેથાપુરના રજપૂત સસ્થાન છે બનાસની પાસેના કાંકરેજના આઠ હજાર કામઠાવાળા મળી છે, તથા ચુવાળના પાંચ હજાર છે, પણ તેમનો પ્રાન્ત બળવાન નથી, અને તેઓએ હવે પોતાની પડોશના લોકોને છેડવાનુ છોડી દીધુ છે

મેહેવાસી લોકો ઉપર દાબ બેસારવાને માટે મુસલમાન પાત્શાહોએ બધાવેલા વિશાળ અને ઘણા કિલ્લાઓનાં ખડેર હવડ પડેલા ભાગમાં હજી પણ જોવામા આવેછે મુસલમાનોએ આવો બદોબસ્ત રાખ્યો છતા તેઓના ખરેખરા બળના સમયમા પણ ઘણુ કરીને તેઓનુ ચાલ્યુ હોય એમ જણાતુ નથી, અને મોગલ રાજ્યની પડતી આવી તે વેળાએ દેશ આથી થાક્યાં ઉઠાડી લઇને તેઓએ ત્યાના તોફાની લોકોને ફાવતુ કરવાને દેશ ખુલ્લો મૂકી દીધો હતો મરાઠાઓના આવ્યા પછી સર્વ રીતિભાત

૧૪ નાહારસિંહજી (ઈ સ ૧૭૧૧-૧૭૩૫)
કુમાર જીવસિંહજી
૧૫ વખતસિંહજી (૧૭૩૫-૧૭૫૭)
૧૬ દીપસિંહજી (૧૭૫૭-૧૭૮૨)
૧૭ દુરજનસાલજી ૧૭૮૨ ૧૭૮૬)
૧૮ પ્રતાપસિંહજી (૧૭૮૬-
૧૯ ફતેસિંહજી -૧૮૪૯)
૨૦ દલપતસિંહજી (દત્તક) ૧૮૪૯-૧૮૫૧)
૨૧ દલેલસિંહજી (દત્તક) (૧૮૫૧-૧૮૬૭)
૨૨ વખતસિંહજી (દત્તક) (૧૮૬૭ માં ગાદીએ બેઠા છે)

લુણાવાડાના તાબામા ૩૮૮ ચોરસ મૈલ જમીન ૫૫૦ ગામ સુમારે પોણો લાખ માણસની વસતી છે અને વાર્ષિક ઉપજ આશરે એક લાખ ચાલીશહજાર રૂપિયાની છે તેમાથી ઈંગ્રેજ સરકારને રૂ૧૨૮૦૧ અને ગાયકવાડ સરકારને રૂ૬૦૦૦ ખડણી બદલના આપેછે આ રાજ્યને રૂ ૮૪૦ ગોધરા પ્રગણામાથી અને રૂ ૧૨૭ મહીકાઠા ઈલાકાના સાઠબા તાલુકામાથી મળેછે આ રાજ્ય રેવાકાઠા ઈલાકનું બીજા વર્ગનુ છે મહારાજને નવ તોપનુ માન મળેછે

બદલાઇ ગઈ હતી, તેઓ કિલ્લા બાંધ્યા વિના, અથવા લાગલુંજ રાજ્ય સ્વાધીન કરી લેવાનો પ્રયત્ન કર્યાવિના, ખંડણી વસુલ કરી લેતા સુધી, પોતાના રિવાજ પ્રમાણે હુમલા કરતા હતા, અને જેમ તેઓને પ્રસંગ મળતો જતો હતો તેમ ખંડણીના દરમાં વધારો કર્યા જતા હતા.

વર્ષાઋતુમાં મહીકાંઠાના જે ભાગમાં પડાવ કરવાની અગત્ય પડતી ત્યાં મરાઠાનું મુલકગીરી લશ્કર પડાવ કરીને રેહેતું હતું અને બાકીના આખા આઠે મહિના અહિં તહિં નિરંતર ભમ્યાં કરતું. માગતાં વાંત ખંડણી આપવામાં આવતી નહિ ત્યારે તાલુકદારના ઉપર અમુક રકમનો મોસલ કરવામાં આવતો હતો. આમ છતા પણ તાલુકદારથી રકમ ભરાતી નહિ ત્યારે તેના તાલુકામાં લુટફાટ કરનારૂં લશ્કર પેસતું, અને તેના ત્રાસથી પણ કરાર પળાવી શકાતો નહિ ત્યારે તાલુકાનો પાક કાપી નાંખતા, ઝાડની ખરાબી કરતા, અને તેની ધરતી ઉજ્જડ કરી નાખતા. ઠરાવેલી ખંડણીના દર કરતાં વધારે ઉપરાવી લેવાને આ પ્રમાણે કરવું પડતું, તેમજ ઘણાં ગામડાંવાળા પણ લશ્કર ચડી આવે ત્યારેજ ખંડણી આપવામાં માન સમજતા હતા. ખંડણી આપવામાં જ્યારે તેઓ ઘણા હઠીલા થતા, અથવા લૂંટ કરતા કે તે કરવાની ઉશ્કેરણી આપતા, ત્યારે ગાયકવાડનો સરદાર તેઓના સામી ઉઘાડી દુશ્મનાવટ બાંધતો. તે બહુધા મેવાસિયોનાં ગામડાં ઉપર લશ્કરસહિત ત્વરાથી ચડી આવીને છાપો મારતો અને તેઓના મુખીને અથવા તેઓની સ્ત્રિયોને પકડી જતો. જો તેનો જય થતો તો મેહેવાસી શરણ થતા; પણ તેનું ચાલતું નહિ તો તે ગામ મારતો અને બાળતો, એટલે ત્યાંના રેહેવાસી ઘણું કરીને કોળી હોય તે તે જગલમાં નાશી જઇને તેનું કાંઇ ચાલવા દેતા નહિ. કોળિયોનાં જે બહુ જબરાં ગામ હતાં તે નદીથી ઘણી વેગળી બાજુએ ખુલ્લાં હતાં, અને બીજી બાજુએ ટેકરા કરી લેતા તેનુ કારણ એજ હતું કે અગત્ય પડે ત્યારે કોતરોમાં નાશી જવાય કોળિયોને આ પ્રમાણે નાશી જવાને અથવા સંતાઇ રેહેવાને સાધન મળતાં હતાં તેથી તેમના મનમાં ઘણી હિમત રેહેતી હતી, અને આણીગમ, હલ્લો કરનારાઓને પે'લા ટેકરા ભણીના રસ્તા કોઇ પણ પ્રકારે કોળી લોકોના જેટલા ફાવી જતા જેવા થઇ પડતા નહિ. આવે પ્રસંગે કોળિયો, કામઠાં અને બંધુકો વડે ગાયકવાડના લશ્કરને છ-

ઘણીવાર લગી ગભરાવતા પણ જો તેઓને તેમની જગ્યાએથી નસાડી મૂકવામા આવતા તો તેઓ વિખરાઇ જતા, અને ઝડપથી ઘણી લાંબી કૂચ કરીને જ્યાં શત્રુથી પોહોંચી શકાય નહિ એવી જગ્યાએ એકઠા થઇ જતા અને કોઇ કોઇ વાર તો લાગ ફાવતો ત્યારે, રાતની વેળાએ એવી ચુપકીથી ગાયકવાડના લશ્કરની છાવણી ઉપર હલ્લા કરતા કે કવાયત વીધ્ય વિનાના ભરકુશિયા લશ્કરમા ગભરાટ પડી રેહેતો પણ ચાલતા સુધી તો તેઓ ગાયકવાડી સરદારનાથી નાસતા ફરતા અને જે ગામડા સાથે તેને લાગતુ વળગતુ હોય તેઓની લૂટફાટ કરીને આડે રસ્તે તેની પજવણી કરતા આણીગમ ગાયકવાડી સરદારો કોળી લોકોની બાતમી મેળવવાને, તથા તેઓને મારી નાખવાને અને તેમના કુમના માણસોને પકડવાને પ્રયત્ન કરતા તેમજ તેમને ખાવાપીવાનુ મળે નહિ એટલા માટે બનતી ચોકી રાખતા, તથા તેઓને જે આશ્રય આપતુ તેમને શિક્ષા કરતા આ પ્રમાણે બંદોબસ્ત થવાથી કોળિઓને જ્યારે ખાવાનુ મળતુ નહિ ત્યારે તેઓ મહુડા અથવા ખાવા જોગ ભાજી પાલો ખાઇને રેહેતા, પણ રેહેતા રેહેતા તેમાના માણસો પોતાને ગામ પાછા ફરતા તેથી તેમના જથામા ઘટાડો થઇ જતો, માત્ર આખરી બેરેલા માણસો પોતાના ઠાકોરોની સાથે વગડામા રેહેતા એ પ્રમાણે તેઓ મરાઠાઓના હાથમા આવતા નહિ અથવા તેમના વિરો તેઓ મરત ચૂક થઇ જતા ત્યારપછી ઘાઘો પતાવીને અથવા શરણ થઇને પણ ઠાકોર પોતાના ગામનો ફરીને કબજો કરી લેતા કોળી લોકો સાથે કજિયો રાખવામા છેવટે ગાયકવાડને ઘણે પ્રસંગે નુકસાન વેઠવુ પડેલુ છે આમલિયારા ગામની માત્ર એકજ બાજુએ રક્ષણકારક લાંબી ન્હાની ઝાડી આવેલી અને આસપાસ ફક્ત કાંટાની વાડ વિના બીજુ કાંઇ પણ નહોતા છતા સાત હજાર માણસોના ઘેરાનો ટકાવ છ મહિના સુધી રહ્યો અને પછી છાપો મારીને તે લેવામાં આવ્યુ, પણ થોડાક કોળી લોકો ફરીને ટોળે મળીને છૂટી પડ્યા એટલે લડાઇને ઠેકાણે તેઓના ચાર મુખ્ય સરદાર અને તોપો રેહેતા દઇને ઘેરો ઘાલનારા લોકો જીવ લઇને નાઠા એક બીજે પ્રસંગે લોદારના લોકો આસરે એક હજાર ટોળે મળીને ગાયકવાડના દશ હજાર માણસના લશ્કરને પોતાની પછવાડે એક કોતરમા થઇને વાત્રક નદીના લગી નચાવી લાવ્યા, અ

ને સામે કિનારે એક ન્હાની ટુકડી તેમના સામો ટકાવ કરતી હોય એવો ડોળ તેઓએ ધારણ કર્યો એટલી વારમાં સંતાઇ રહેલાં માણસો બાબાજી આપાજીના લશ્કર ઉપર કોતરને આગલે બાજે મારો ચલાવવા લાગ્યાં અને આખા લશ્કરને નસાડી મૂક્યું, ને તેનો સરદાર બાબાજી પોતાના ઘોડાની ઝડપવાળી દોડને લીધે મહાસંકટમાંથી ઉગરી ગયો.

આવો પ્રસંગ જ્યારે રજપૂતોને આવતો ત્યારે તેઓ ઘણું કરીને પોતાના ગામનો હમેશ બચાવ કરતા; સાબ્રમતીના કિનારા ઉપર જબ્બર કોતરોમાં કરોડા ગામ છે તેના ઉપર ગાયકવાડની ફોજે ઘણા હલ્લા કરેલા હતા તે સર્વમાં તેઓને હઠાવીને ઘેર ઉઠાવવાની જરૂર પાડી હતી. રજપૂતો કોઇ કોઇ વાર પરભારયા લોકોને પગાર આપીને લડાઇના કામને અર્થે લાવતા પણ ઘણે પ્રસંગે તો કોળી લોકોને વારે વારે બોલાવતા; તથાપિ કોળિયોને તો બીજી કોઇ જાતના લોકોને કદિ બોલાવવા પડ્યા નથી.

શુમારે અઢારમા સૈકડાની આખરે મહીકાંઠામાં મરાઠાની સત્તા ધમધોકાર ચાલતી હતી, તે વેળાએ શિવરામ ગાર્દી કવાયત શીખેલા લશ્કરનો સરદાર હતો, તે વિષે આગળ લખવામાં આવેલું છે તેને પ્રાન્તની વ્યવસ્થા કરવાના કામ ઉપર નેમ્યો હતો. ફતેહસિંહના મરણ પછી ગાયકવાડના રાજ્યમાં અવ્યવસ્થા થઇ ગયાને લીધે શિવરામે મેળવેલા જય ધોવાઇ ગયા; પણ રાવજી આપાજીના પિત્રાઇ રઘુનાથ મહીપતરાવે (અથવા કાકાજી) ઈ૦ સ૦ ૧૮૦૪ ને શુમારે વ્યવસ્થા કરી નાંખી, અને અગરજો ત્યાર પછી ગાયકવાડી ફોજની સામે અટકાવ થયા હતા તોપણ તેમ કરનારા સર્વે એક સપ થઇને સામા થવાને ઉઠ્યા હોય એમ થયું નથી. મહીકાંઠાની બાબતમાં બ્રિટિશ સરકાર ઈ૦ સ૦ ૧૮૧૩ ની સાલમાં મધ્યસ્થ થવા લાગી, તે વેળાએ મેજર બાલેન્ટૈને, કર્નલ વાકરની સરસ ચલાવેલી રીતિ પ્રમાણે ગાયકવાડની વતી એ પ્રાન્તના ખંડિયા સરસ્થાનો સાથે ઠરાવ કર્યા પણ કાંઇક જુજ ચૂકને લીધે તે ઠરાવ પછીથી બહાલ રાખવામાં આવ્યા નથી તેમજ રદ કરવામાં પણ આવ્યા નથી તે વેળાએ આખો મહીકાંઠો ગાયકવાડના બાપા જમાદારને સ્વાધીન હતો; તેણે ત્યાં ઘણીક ફોજ રાખી હતી અને ગાયકવાડની સત્તા ઘણી સારી રીતે અને જોરથી

ઠકાવી રાખી હતી, તેણે સરદારો પાસેથી ખંડણી લેવાનો કર જારી દીધો અને જેઓ ઉઘાડે છોગે બંડ કરવાને ઉભા થયા તેઓને શિક્ષાએ પોહોચાડયા, પરંતુ જૂટ થતી તે અટકાવી શકયો નહિ, ને બ્રિટિશ સરકારના પરગણામાં કોળી લોકો લૂંટફાટ કરવા લાગ્યા તે વિષેની વારે વારે બૂમો પડવા લાગી. સન ૧૮૧૮ માં બાપુ જમાદારના તાબાની ફોજનો ઘણો ભાગ બીજાને મદદ આપવા સારૂ બોલાવી લેવામાં આવ્યો, અને ત્યાર પછી બધાંય માણસને બોલાવી લીધાં તેથી એ પ્રાંતમાં ઘણી ખરી આગળની પેઠેજ અવ્યવસ્થા થઇ ગઇ. ત્રણ વર્ષ પછી જ્યારે મિ૦ એલ્ફિન્સ્ટન મુંબઈ ગવર્નર ત્યાં ગયો ત્યારે તે પ્રાન્તમાં સલાહ શાન્તિ રહે તથા વડોદરા સરકારની ખંડણી સુલેહની રીતે ઉઘરાવી લેવામાં આવે એટલાસારૂં એની સૂચનાથી ત્યાં બ્રિટિશ એજન્સી સ્થાપવામાં આવી.



## પ્રકરણ ૧૦ મું

## ઇડરના મહારાજા–આનંદસિંહ–શિવસિંહ

## ભવાનીસિંહ–ગંભીરસિંહ.

જોધપુરના રાજા અજિતસિંહ વિષે બોલતાં ઇડરના દમોદી ભાટ કેહેછે કે તે ઘણો પ્રસિદ્ધ હતો. તેણે (દિલ્હીમાં) સાત શાહજાદાને ગાદી ઉપર બેસાડ્યા, અને તેમને પાછા ઉઠાડી મૂક્યા. છેવટે તેણે મહમદશાહને ગાદિયે બેસાડ્યો. સાત દિવસ સુધી દિલ્હીમાં અજિતસિંહની આણ વર્તાઇ, અને જયપુરનો રાજા, જેસલમેરનો રાજા, ભાવલપુરનો નવાબ, શિરોઇનો રાવ અને શિખરાનો રાવ, એ પાંચ રાજા તેને શરણે રહ્યા. પાદશાહને ગાદિયે બેસાડીને ત્રણ વર્ષ લગી અજિતસિંહ દિલ્હીમાં રહ્યો, અને કુવર અભયસિંહને પાંચ હજાર અશ્વાર સહિત પાદશાહની ચાકરીમાં મૂકીને, પોતે જોધપુર પાછો ગયો, એક દિવસે પાદશાહ જમનાજીમાં નાવ નંખાવીને અભયસિંહને સાથે લઇને સેલ કરવા નીકળી પડ્યો. જ્યારે તેઓ નદીની મધ્યે આવ્યા ત્યારે પાદશાહે કુવરને નદીમાં નાખી દેવાને કહ્યું, ત્યારે અભયસિંહે પૂછ્યું કે એમ કરવાનું તમારે કારણ શું છે? ત્યારે પાદશાહ બોલ્યો કે અજિતસિંહને મારી નાખવાવિષે તમે તમારા ભાઇ વખતસિંહ ઉપર કાગળ લખો તો હું તમને બચાવું. આ ઉપરથી અભયસિંહે ભંડારી રઘુનાથ પાસે એવો કાગળ લખાવ્યો કે તમે અજિતસિંહને મારી નાખશો તો હું તમને નાગોરની ગાદી આપીશ. એ કાગળ વખતસિંહને પોહોચ્યો ત્યારે તેણે મધ્યરાત્રે જઇને પોતાના પિતાને ઠેર કર્યો.* રાણિયો તેની સાથે, સતી થવાને ચાલી; તેઓએ પોતાની સાથે આનંદસિંહ, રાયસિંહ અને કિશોરસિંહ જે અભયસિંહના ન્હાના ભાઇ થતા હતા તેમને લીધા, કેમકે જોધપુરની રીત પ્રમાણે તેઓની આંખ્યો ફોડી નાખવામાં આવે નહિ. જોધપુરના રાજાનું સ્મશાન મંડોવરમાં હતું ત્યાં જ્યારે રાણિયો આવી પોહોંચી ત્યારે તેમને સરદારોને સોંપ્યા. તેમાંના રાયસિંહ અને આનંદસિંહ ચોહાણરાણીના

---

* આ વાત ટાડકૃત રાજસ્થાનના ભાગ ૧ લાને પૃષ્ઠ ૭૪૪-૭૪૫ માં સવિસ્તર છે.

.તા હતા અને કિશોરસિંહ ભાટિયાણીનો કુવર થનો હતો. તેમને ફરાવી લાણુ સરદાર, માનસિંહ અને દેવીદાસ, તથા માનસિંહ કુંવર જોરાવરસિંહને સ્વાધીન કસ્યા. તેઓને રોહીચા ગામનો પટો હતો, તેની ઉપજ એક લાખ રૂપિયા આવતી હતી; તે છોડી દઇને કુંવરોને લઇને જોધપુરની પૂર્વમાં પંદર કોસ ઉપર ચાંદેલા ગામ છે ત્યાં પડાવ કરયો. મારવાડમાં વડોદરાનો પટાવત મોકમસિંહ ઠાકોર હતો, તેનો પટો દશ હજાર રૂપિયાનો હતો, તેને વખતસિંહે કહ્યું કે તમે પાછળ જઇને કુંવરોને મારી નાખો અથવા પકડી લાવો. પછી તે આઠસે અશ્વારો લઇને ચાંદેલે ગયો. તેને આવતો જોઇને, તેઓએ કમરો બાંધી અને પોતાના બારમેં અશ્વારોને પોતાની આસપાસ મૂકી દઇને વચ્ચે કચેરી કરી વિચાર કરવાને બેઠા મોકમસિંહ તેઓના ડેરા પાસે જઇને ઉતરયો, અને કહ્યું કે ત્રણે કુંવરો મને સોંપો. ત્યારે માનસિંહે કહ્યું કે જેવા સતિયોએ કુંવરો મને સોંપ્યા છે તેવાજ હું તમને સોંપુછું એ પ્રમાણે કહીને પોતાની કટારી તેના મ્હો આગળ ધરીને બોલ્યો, "જો તમારે તેમને મારી નાંખવા હોય તો હવડા મારો." મોકમસિંહ બોલ્યો "ઠાકોર તમે ઘણી કરી, તમે મને પણ તમારા ભેગો ભેળવ્યો. હવે તો જે તમારૂં થશે તે મારૂં થશે" પછી ચારે જણા મારવાડમાં આડાવશો કરીને ડુંગર છે ત્યાં જઈ રહ્યા અને બારવટું કરવા લાગ્યા. તેઓએ પોતાનો કબીલો વિકાનેરમાં દેશણોત ગામ છે ત્યા ચારણોની માતા કર્ણીજી છે ત્યાં મોકલ્યો, ત્યાં આજસુધી એવો દસ્તુર હતો કે કોઈ મોટા રાજાનું ખુન કરીને પણ કર્ણીજી માતાને શરણ આવે તો તેનું કોઇએ નામ લેવાય નહિ એવી એ માતાની સત્તા હતી.[2]

આ બનાવ બનતા પેહેલાં શણલાના પટાવત ચાંપાવત સવાઇસિંહ, માનસિંહ, પ્રતાપસિંહ અને જીવણદાસ હતા, તેઓનો પટો સિત્તેર હજાર રૂપિયાનો હતો, તેઓને મહારાજા અજિતસિંહ સાથે કજિયો થયો હતો તેથી તેમનો પટો જપ્ત થયો હતો. તેઓ પણ બારવટે નીસરીને આડાવળે ગયા હતા, અને તેમના કબીલાં તેમણે કર્ણીજી માતાને શરણે

૧ મારા જાણવા પ્રમાણે તે સાત હજારનો હતો. બા ક

૨ કચ્છમાં માતાની મુંબદી નામે ગામ છે ત્યા કોઇ અપરાધી જતો તો તેને અભય આપવાનો રીવાજ અધાપિ સુધી હતો. બા ક

મૂક્યા હતા. એવામાં દિલ્હીના પાદશાહનો ખજાનો અજમેરથી દિલ્હી જતો હતો, તે તેઓએ લૂંટી લીધો. જ્યારે રાજકુંવરો આડોવળે આવ્યા ત્યારે ચાંપાવતોએ એ ખજાનો તેઓને અર્પણ કરી દીધો અને તેઓની ચાકરીમાં રહેવાને તૈયાર થયા. કુંવર આનંદસિંહે તેમની વાત માન્ય રાખી અને ગોકમસિંહ, જોધા માનસિંહ ચોહાણ, અને પ્રતાપસિંહ ચાંપાવત એ ત્રણે જણને કોલ આપ્યો કે, તમે તમારા ધણીના સામધર્મી છો તેથી મને રાજ્ય મળશે ત્યારે હું તમને ત્રણેને પટો આપીશ. આડોવળેથી કુંવરોએ અને તેઓના સોબતિયોએ મારવાડ ઉપર લૂંટફાટ કરવા માંડી અને માનસિંહ ચોહાણવિષે કવિતામાં એવું જોડાયું કે, "मरुधरा मथी, दधि जेम माने." (ભાવાર્થ,-દેવે જેમ સમુદ્રમંથન કર્યું તેમ માનસિંહે મારવાડની ધરતીનું મંથન કર્યું.) જ્યારે અભયસિંહે પાદશાહના ડરથી પોતાના બાપને મારી નાખવાને વખતસિંહને લખ્યું હતું, ત્યારે પાદશાહે તેને ઈડર પરગણું બક્ષિસ આપીને નવ મોહોરનો લેખ કરી આપ્યો હતો. તે લઇને અભયસિંહનો પુરોહિત બ્રાહ્મણ જગુજી દિલ્હીથી જોધપુર જતો હતો, તેવામાં આ બારવટિયા તેઓને પકડીને આડોવળા ઉપર લઇ ગયા. ત્યાં તેણે તેઓને કહ્યું કે, અભયસિંહને ઇડરનો પટો કરી આપ્યો છે, અને તમે મને જો દિલ્હી પાછો જવા દો, તો હું તમારા નામનો પટો કરાવી લાવું. તેઓએ પુરોહિતના સોગન ઉપરથી તેની વાત માની, એટલે તેણે અભયસિંહની પાસે જઇને કહ્યું કે, તમારા ભાઈ મારવાડ દેશ લૂટીને ખરાબ કરેછે, માટે તેઓને જોધપુરનાં બાવીશ પરગણાંમાંથી કોઇ પણ પરગણું છેલી વારે આપવું પડશે, તેને બદલે ઇડરનો પટો હવણાંજ આપીને સમાધાન કરો. અભયસિંહે તેને પટો આપ્યો અને તે લઇને આડોવળે ગયો.

આ વેળાએ, સંવત્ ૧૭૮૫ (સન ૧૭૨૯) માં + ઉદાવત લાલ-

+ મહીકાંઠાનો પોલિટિકલ ચાર્જ જ્યારે મેજર મેલ્સના તાબામાં હતો ત્યારે તા. ૨૧ મી સપ્ટેમ્બર સન, ૧૮૨૧ ને રોજ રિપોર્ટ કરયો છે તેમાં નીચે પ્રમાણે ફકરો છે.

"સંવત્ ૧૭૮૫ માં જોધપુરના રાજાના ભાઇ આનંદસિંહ અને રાયસિંહે, વાણ " અને પાલણપુરથી ઘોડા અસ્વાર ગડવાડાના કોળી સાથે આણીને ઘણી

સિંહજી ત્રણસે અશ્વારો સહિત ઓરસદના નવાબની ચાકરી કરતો હતો, તે રજા ઉપર પોતાને ઘેર મારવાડ જતા, ઈડર આવીને રણમલેશ્વર તળાવ ઉપર ઉતરયો હતો તે વેળાએ ઈડરના દેસાઈયો આવીને તેને મળ્યા અને કહ્યું કે, ઈડરનું રાજ્ય તમને અપાવિયે ત્યારે તેણે કહ્યું કે, ઈડરનો પરગણો તો મહારાજા અભયસિંહને પાદશાહે આપ્યો છે, માટે તે ગરાસથી લેનાય નહિ, પણ આનંદસિંહ અને મહારાજાના બીજા ભાયાત જાલવરે છે તેઓને અહિં લાવિયે આ વાત દેસાઈયોએ કબૂલ કરી એટલે લાલસિંહ આડોવળે ગયો, અને જે બન્યુ હતુ તે સર્વ વર્તમાન કહ્યું" આ વગાએ જેતાવત અહેરામજી અને કુપાવત અમરસિંહ કુવરો પાસે ચાકરીમાં હતા, તેઓએ ત્યા ફોજ જમાવીને પાચ હજાર અશ્વાર લઈને સિરગઢ પરગણાના રોહીડાનાગામને પાદર મેલાણુ કર્યુ ત્યા પોસીનાના ધણી

---

" મુસિબત વિના ઇડરનો કબજો કરી લીધો, તેઓને દિલ્હીનો હુકમ હતો એમ કહેછે
' પણ ખરી વાત એમ જણાયછે કે દેશની સ્થિતિ એવી થઈ ગઇ હતી તેથી તેઓનુ
' આવવુ થયુ હતુ, અને મારવાડના કુવરો જે અમદાવાદની સુબેદારી ઉપર તેવખતે
એ હતા તેઓએ ઘણુ કરીને તેમને આશ્રય આપ્યો હતો કેટલાક વર્ષ પછી ઉ-
" પર લખેલો દેશાઈ કે જેને (મુરાદબખશે ઇડર લીધા પછી તેનો તાબો સોપ્યો હ
" તો તે ) મારવાડિયોએ ઉઠાડી મૂકયો હતો એમ જણાયછે તેની ઉશ્કેરણીથી બ
' ચાજી દેવાજી કરીને દામાજી ગાયકવાડના તાબામા એક કામદાર હતો તેને પેશવાની
" ભણીથી ઈડરનો કબજો લેવાને મોકલ્યો તેને ઈડરના માજી રાવના નોકર રેહેવર
' રજપૂતોએ મદદ કરી તેથી કબજો કરી લીધો આશરે સવત ૧૮૦૯ (ઇ સ
' ૧૭૫૩) મા ઈડર પાછુ લેવાને લડાઈ થઇ તેમા આનદરાવ કામ આવ્યો અને
બચાજી ત્યા એક ટુકડી મૂકીને અમદાવાદ પાછો આવ્યો પણ રાયસિંહે ફોજ એ
' કઠી કરીને ઇડર ફરીને કબજે કરી લીધુ તે સવત ૧૮૨૨ (ઇ સ ૧૭૬૬)મા મરણ
' પામ્યો શિવસિંહ પોતાના બાપ આનદસિંહની પછવાડે ગાદિયે બેઠો અને કેહેછે
' કે તેણે ચાળીસ વર્ષ રાજ્ય કર્યુ શિવસિંહને પાચ દીકરા હતા ભવાનીસિંહ (અથ
' વા લાલજી) જે તેની પછવાડે ગાદિયે બેઠો, સગ્રામસિંહ જેને અહમદનગરનો
' પટો મળ્યો, જાલમસિંહ જેને મોડાસાનો મળ્યો ઈંદ્રસિંહ (જેને કાંઈ મળ્યુ નહિ)
" અને ગોરવાડાનો અમરસિંહ ભવાનીસિંહે તેના બાપના મરણ પછી માત્ર એકજ
' મહિનો રાજ્ય કર્યુ ત્યાર પછી તેનો પુત્ર હવણાંનો રાજા ગભીરસિંહ સવત ૧૮૪૯
' (ઈ સ ૧૭૯૩) મા ગાદિયે બેઠો ગભીરસિંહને ઉમેદસિંહ (અથવા લાલજી)
' કરીને એક કુવર છે તે વીસ વર્ષનો છે'

ઠાકોર, રાવનો પ્રધાન હતો તેણે રસ્તો બંધ કરીને કહ્યું કે, હું તમને ઈડર તરફ જવા દઈશ નહિ, કેમકે રાવજીએ ઈડર ઉપરનો પોતાનો કબજો છોડી દીધો નથી. છેવટે એવો ઠરાવ થયો કે, ઠાકોરની કન્યાવેરે આનંદસિંહજી પરણે અને તે ઠાકોરને પોળના રાવ પાસેથી જે ગામ મળેલાં તે ઉપરાંત બીજાં બાર આપવાં આ પ્રમાણે ધનાલનાં ગામ ઠાકોરને સ્વાધીન કર્યાં, અને તેની કુંવરી આનંદસિંહ સાથે પરણાવી, અને ફોજ પોશીને ગઈ આ જગ્યાએ રાજકુંવરોએ દેસાઈઓને બોલાવ્યા, તે આવી પોહોંચ્યા એટલે તેમની સાથે બંદોબસ્ત કર્યો. પછી સંવત્ ૧૭૮૭ (ઈ૦ સન ૧૭૩૧) ના ફાલ્ગુન શુદિ ૭ ને દિવસે ઈડરમાં પેઠા. એજ વખતમાં મહારાજા અભયસિંહ અમદાવાદ આવ્યા. ત્યાર પછી અભયસિંહ ઈડરના મહારાજ સાથે સલાહથી ચાલતો હતો, અને તેણે દિલ્હીથી પટો મેળવી આપ્યો હતો એટલુંજ નહિ પણ વિજાપુર અને પરાંતીજ પરગણાં તેમને અપાવ્યાં. જ્યાં લગી અભયસિંહ રહ્યો, ત્યાં સુધી ઈડરને અમદાવાદવાળાને જમા આપવી પડી નથી *

---

*કર્નલ ટાડે (રાજસ્થાનભાગ બીજે પૃષ્ઠ ૭૬૯) નીચે દાખલ કરેલો પત્ર પોતાના પુસ્તકમા આપેલો છે, તેની સાથે આ હકિકતનું શી રીતે મળતાપણું આણવું તેની અમને ખબર પડતી નથી.

" અંબરના રાજા જયસિંહનો ઈડર સંબધી કાગળ, મેવાડના રાણા સંગ્રામસિંહ ઉપર લખેલો.

"શ્રી રામજી.

' મહારાજા આનંદસિંહને ઈડરમાં આવ્યાને બે વર્ષ થયાં ત્યાર પછી પાલનપુરનો નવાબ ભાઈયોના ટંટાથી નાશીને તેને શરણે ગયો. મહારાજાએ પોતાના સરદારોનો અભિપ્રાય લઈને પોતાના બે ભાઈયો સાથે ચાંપાવત સવાઈસિંહ અને પ્રતાપસિંહ, જોધા મોકમસિંહ, જેતાવત અદેરામજી, ચાંપાવત જીવણદાસ, અને કુંવર જોરાવરસિંહ એટલા જણને બે હજાર અશ્વારો સહિત પાલનપુર ઉપર મોકલ્યા. ત્યાં એક મ્હોટી લડાઈ થઈ, અને કિલ્લા ઉપરથી તોપોનો મારો ચાલ્યો તેથી દશ દિવસ સુધી કિલ્લો લેવાયો નહિ. છેવટે પાલનપુરના કારભારિયે આવીને કિલ્લાના દરવાજા ઉઘાડ્યા, એ લડાઈમાં કુંવર જોરાવરસિંહને તરવારના બે ત્રણ ઘા વાગ્યા અને પચાશ મારવાડી માણસ મરાયાં, તેમજ સામાવાળાનાં પણ આશરે તેટલાંજ મુવાં. પછી નવાબને ગાદિયે બેસાડ્યો ત્યારે મહારાજા રાયસિંહજીને તેણે કહ્યું કે, "પરગણામાં મારો અમલ સારી પેઠે જમાવીને પછી તમે ઈડર પધારજો." તે ઉપરથી રાયસિંહ આઠ મહિના ત્યાં રહ્યો.

આ વેળાએ રાવજિયે પોસીનાના વાઘેલા સિવાય પોતાના સરદાર રણાસરના ઠાકોર અદેસિંહ રેહેવર તથા મોહનપર, સરડોઈ, રૂપાલ, અને ઘોરવાડના રેહેવર ઠાકોરોને, અને આસપાસના ભોમિયાઓને એકઠા કર્યા.

---

"મરજી એવી છે કે, તમારે જાતે જવું, અથવા એમ જો તમને દુરસ્ત લાગે નહિ તો "હાથાઈ નગુને પાંસરી ફોજ આપીને મોકલજો, અને બધા રસ્તા બંધ કરી નાં"ખી પછી એને મારજો, અમે તે થાય પણ એને બચી જવા દેયો નહિ, આ વા"તની ચોકસી રાખજો.

સરદારોએ કહ્યું કે, અમે જઇને તમારે માટે લડીશું, અને અમારાથી બનતા સુધી ઇડર લઇશું. ત્યાંથી તેઓ દેશોતરમાં ગયા, ત્યાં હાલી રજપુતોનાં પાચસેં ઘર હતાં, અને ત્યાંથી ઈડર ગયા. આ વેળાએ ઈડરમાં મુસલમાન કસબાતિયોનું જોર ઘણું હતું; તેમની બે કોમ હતી, એક નાયકની અને બીજી ભાટીની (તેઓનાં ઘર આશરે પંદરસેં હતાં); ઈડરના દરવાજાની તથા મોરચાની સોંપણી તેઓને હતી. રાવજીના પટાવતોએ કસબાતિયોને સાધી લીધા, અને ઈડર શેહેર લીધું. મહારાજ આનંદસિંહની પાસે કુંપાવત અમરસિંહ અને ચોહાણ દેવીસિંહ બે સરદાર રહ્યા, તેમને લઇને પોતાના કુટુંબ સહિત તે ડુંગર ઉપરના કિલ્લામાં ગયો, ત્યાં પણ દબામણી થઇ એટલે પેલી તરફની બારિયેથી પોતાના સરદારોની સાથે કુટુંબ વિદાય કર્યું અને પોતે ઘાંટીને દરવાજેથી નીકળીને કિલ્લાની ઉત્તરમાં ફરીને કુટુંબની સાથે ભેગો થવાની આશાએ ચાલ્યો. મહારાજાની સાથે થોડા અશ્વારો હતા, તે પણ જૂદા જૂદા પડી ગયા હતા. આ વેળાએ રેહેવર અશ્વારોની એક ટુકડી પાસે આવતી જોઇને પોતાનાં માણસ એકઠાં થઈ જાય એટલા માટે તેણે પોતાના નગારચીને ડંકો કરવાને કહ્યું. તે સાંભળીને નાગરચિયે કહ્યું જે આપણા અશ્વારો તો વેગળા રહી ગયા છે, તેઓ તરત આવી શકશે નહિ, પણ ડંકા સાંભળીને રેહેવરો આવી પોંહોંચશે, આનંદસિંહે બે ત્રણ વાર ગુસ્સે થઇને હુકમ કર્યો એટલે તેણે તરતજ ડંકો કરયો. રેહેવરો તે સાંભળીને ઘોડા કુદાવતા આવી પોહોંચ્યા અને તેના થોડા રહેલા માણસોને પકડી પાડ્યા. ત્યાં આમળ લડાઇ થઇ. મહારાજની બણીનો ચોહાણ દેવીસિંહ પેહેલો કામ આવ્યો. પછી કુંપાવત અમરસિંહ ઘવાયો, અને નગારાવાળો રામદાન કરીને હતો તે મારયો ગયો, પછી મહારાજનો ઘોડો મરાયો અને છેવટે પોતે પણ કામ આવ્યો. તેનાં માણસોમાંથી થોડાં બચ્યાં, અને રેહેવરોએ ઇડરનો કિલ્લો લીધો.

## गीत.

अखत उछळ बाण, केवाण के आरती;
सबळ गज गाह विवाह सामों;

आणंद महाराज गढ परणते ईडरे,
मदेहद जान देविदान मामो. १
दुगांणी चुकावता घाव दूणा दियो,
भाणने सारथी कहे भाळो,
इद्र ज्युंविद अजमालसुत ओपियो,
वींदरी ढाल फतमालवाळो. २
सिंधुवाराग गवरी जता शोहला,
धीर रण धकावता पात्र धरता;
थूरता कूरता रहे पीधा थका,
कम धम छरीक अर झीक करता. ३
गढपति सरग भाणेज मामो गया,
फरण गर्भ वासरा टाळ फेरा,
मुह चढे ल्हेवा आचेया मोडहा,
करा वाखाण चहुवाण केरा. ४

१ બાણુ રૂપી અક્ષત ઉછળ્યા, અને તરવાર રૂપી આરતી થઈ, અને સબળ હાથિયોની સામે જ્યારે મહારાજ આણંદસિંહ ઈડરગઢ વેરે પરણવા લાગ્યા ત્યારે દેવીદાન મામો ખૂબ જાન મ્હાલ્યો

૨ તેણે બમણા ઘા કરીને દાવા ચૂકાવી આપ્યા, તે સૂયને તેનો સારથી કહે કે જૂવો જૂવો અજમાલનો દીકરો આણંદસિંહ ઈંદ્રની પેઠે વર થઇને ગાજેછે અને ફતેમાલનો પુત્ર ( દેવીદાન ) તે વરની ઢાલ થયો

૩ ત્યા સિંધુરાગ થયા અને ગવરિયે શોહવા ગાયા, ધીર પુરૂષો રણક્ષેત્રમાં ધપાવતા પગ મૂકતા હતા અને રાઠોડ તથા ચહુવાણ શત્રુઓને ઝીકતા રિપુ ચૂરતા અને ઝુરતા, પીધેલા થઇને ( હાથિયોની પેઠે ) ચાલતા હતા

૪ ભાણેજ અને મામો મ્હોટા ચડાની લડવા મંડી ગયા પછી બન્ને ગઢપતિ સ્વર્ગમા ગયા એટલે તેઓને ગર્ભવાસમા ફેરા ફરવાના ટળી ગયા એ ચાહુવાણનાં શાં વખાણ કરૂ ?

મહારાજા આનંદસિંહની રાણિયો–સોનંગરીજી અને વાઘેલી શિ-રોઈ તામાને રોહીડે ગામ જઇને તેની પછવાડે સતી થઇ. તેમની સાથે એક દાસી પણ બળી મોઇ. તેમની છત્રિયો આજે પણ રોહીડે છે.

આ વાતની ખબર ઔરંગાબાદમાં મહારાજા રાયસિંહને થઇ એટલે તે ઇડર ઉપર ચડી આવ્યો. પ્રથમ તો તેણે સુનછે પોતાનું રેહાણ કર્યું અને ત્યાં ચાર મહિના રહીને ઇડરવાડામાં લૂંટફાટ કરવા માંડી, પણ ઇ-ડરગઢ ઉપર હલ્લો કરવાનો કાંઇ દાવ ફાવ્યો નહિ. છેવટે બે બારોટ એક બિલાપુરનો કેસરીસિંહ, અને બીજો દાવડનો અનોપસિંહ કરીને હતા તેઓની સાથે સલાહ કરીને રાવની પક્ષના સાભર કાંહાનાકોળી ઠાકોરોને ફોડવાનો ખેલ રચ્યો. અને બારોટોએ જઇને તેઓને સમજાવ્યા કે જ્યારે લડાઈ થાય ત્યારે તમારે બંધુકોના ખાલી બાર કરવા. હવે રાયસિંહ સુન-છેથી બડોલિયે ગયો. ત્યાં ( મારવાડી વગેરેની ) દશ હજાર માણસની ફોજ જમાવી. ઈડરના ભટ્ટી અને નાયક એ બે કોમના કસબાતી હતા તેઓને પટા તથા જાગીર આપવાનો' દિલાસો આપીને ખુટવ્યા તોપણ તેઓએ રાવને કહ્યું કે, અમે શેહેરનું રક્ષણ કરીશું. રાયસિંહે હવે ઇડર ઉપર હલ્લો કરીને શેહેરને ઘેરો ઘાલી દીધો. તે પોતે તથા માનસિંહ ચોહાણ, કુંવર જોરાવરસિંહ, જોદ્ધા મોકમસિંહ, અને પ્રતાપસિંહ, સ-વાઇસિંહ, માનસિંહ અને છત્રણદાસ એટલા ચાંપાવનો ઇડરના ડુંગરની મહારશાહની ટુંક કે જે ઉપરથી ઇડર દેખાયછે તે ઉપર* ચડીને પછી શેહેરમાં ઉતરી કસબામાં આવ્યા એટલે કસબાતિયો સામા મળવાને આવ્યા ત્યારે સરદારોએ મહારાજ રાયસિંહને પૂછ્યું કે કેમ કરવું છે? મહારાજ બોલ્યા કે, મામા માનસિંહ ફોજના આગેવાન છે માટે એમને પૂછો. તેને પૂછતાં તે બોલ્યો કે કસબાતિયોને મારી નાખવા જે નિષ્કંટક રાજ્ય થાય. સૂચના પ્રમાણે મારવાડિયોએ કસબાતિયોના ઉપર ટૂટી પડીને આશરે એક હજાર માણસને કતલ કરી નાખ્યા; પછી તેમણે કિલ્લા ઉપર હલ્લો કરીને કેટલાક રેહેવરોને મારી નાંખીને તે સ્વાધીન કરી લીધો, એટલે રા-વજી પોળોમાં જઈ રહ્યા ને રેહેવરો આશરે આંઠ મહિના સુધી ઇડરનું રાજ્ય ભોગવીને છેવટે પોતાને ઠેકાણે ગયા.

* તેઓની સાથે બીજાં ૧૩૦૦ માણસો પણ ચડ્યાં હતા    ભા. ક.

આગેવાન સ્ત્રી હતી તેણિયે રાયસિંહને કાહાવ્યુ કે, તમે રૂપવાન છો માટે મારે તમને જોવાની ઇચ્છા છે, તેથી જો તમે અશ્વારી કરીને આવશો તો હું ખંડણી માફ કરીશ. મહારાજે કહ્યુ કે હું રૂપાળો નથી તોપણ તીર મારનાર ઘણો સારો છુ. એમ કહીને કિલાની ભીંત આગળ થઇને એક મરાઠો ભીસ્તી પાડા ઉપર પખાલ નાખીને જતો હતો તેને જોઇને પેલા કેહેવા આવેલા માણસને કહ્યુ કે, પાણીસુદ્ધાત પખાલ વીંધીને પાડાની આરપાર તીર નીકળી જાય કે નહિ ? એમ કહીને તેણે તીર ચડાવ્યો અને કાનસુધી કશીને ઠોક્યો, તે પાણી સુદ્ધાત પખાલ અને પાડાની પાર નીકળી ગયો પખાલિયે દોડ્યા દોડ્યાં જઇને લશ્કરમા ફરિયાદ કરી એટલે મરાઠાનું આખુ લશ્કર મહારાજ ઉપર ચડી આવ્યુ, એકસો ને પચાસ મારવાડી કિલ્લેદાર હતા તેઓ મરતા સુધી લડ્યા, પણ રાયસિંહે પોતાની સ્ત્રીને પોતાના ઘોડા ઉપર બેસારીને તેને પછવાડે લુગડાવતે પોતાના શરીર સાથે બાંધી લીધી ને રાયગઢ ભણી ઘોડો મારી મૂક્યો અણધડ ગામ તેણે ખાલસા કરી નાખ્યુ હતું તેની પાસે એક ડુંગરા ઉપર આ કિલ્લો તેણે બંધાવ્યો હતો અહિં અશ્વાર અને પાળા થઇને બસે માણસનુ થાણુ હતું આ ઠેકાણે પોતે બે ત્રણ દિવસ રહ્યો અને પછી સાથી ઇડર ગયો

જ્યારે મરાઠાઓએ મોડાસા લીધુ ત્યારે ચાંપાવત જીવણદાસ કામ આવ્યો, અને તેનો ભાઈ પ્રતાપસિંહ રણભૂમિમા ઘાયલ થઈ પડયો મરાઠાઓએ જાણ્યુ કે; એ મહારાજ રાયસિંહ છે તેથી તેને પાલખીમાં ઘાલીને અમદાવાદ લઇ ગયા અને ત્યા કેદ કર્યો, અને એંશી હજાર રૂપિયા ભરે તો તેને છોડવો એવો ઠરાવ થયો, તે ઉપરથી તેટલી રકમ ઇડરના ખજાનામાંથી કાહાડીને ઊંટ ઉપર લાદી અમદાવાદ પોહોચતી કરી, ને તે બધુ પેથાપુર પોહોચ્યું એટલામા, ઠાકોરે કેદમાથી છૂટી જવાનો બેત કર્યો હતો તેથી ત્યાથી છૂટી આવીને તેઓને મળ્યા અને રૂપિયાના ઊંટ ઇડર પાછા વાળી ગયા. રાયસિંહે કહ્યુ કે એ પૈસો પ્રતાપસિંહને માટે કાહાડયો છે, માટે તેમણેજ રાખવો. પણ પ્રતાપસિંહે કહ્યુ કે, જ્યારે મહારાજે મારે માટે સર્વ સારી પેઠે પૂરૂ પાડયુ છે ત્યારે મારે પૈસાની કાંઇ અગત્ય નથી પછી સરદારોએ મળીને એવો નીકાલ કાહાડયો કે અધા રૂપિયા પ્રતાપસિંહે લેવા અને અર્ધા ખજાનામાં પાછા નાખવા

ભાટ લખેછે કે, સંવત્ ૧૭૯૭ ( ઈ૦ સ૦ ૧૭૪૧ ) માં મહારાજે પોતાના સરદારોને ચાકરીને બદલે પટા આપ્યા; મુંડેટીનો પટો માનસિંહ, ચોહાણને આપ્યો, ચાંદણીનો ચાંપાવત સવાઇસિંહને, મહુનો ચાંપાવત પ્રતાપસિંહને, ગાંઠિયોલનો જેતાવત અદેરામજીને, ટીંટોઇનો કુંપાવત અમરસિંહને, વડિયાવીનો કુંપાવત બહાદરસિંહને, મેરાસણ ( ભેરણા ) નો જોદ્દા ઇંદિરસિંહને, અને ભાણુપરનો પટો ઉદાવત લાલસિંહને આપ્યો. આ વેળાએ ઇડરની ગાદી ઉપર રાયસિંહ અને શિવસિંહ બન્ને હતા. તેથી સરદારોએ વિચાર કર્યો કે, એક મ્યાનમાં બે તરવારો સમાય નહિ માટે કોઇક દિવસ દગો થશે; તેથી બને મહારાજ જૂદા પડે એવો મનસુબો કરવા સારૂ ચોહાણની હવેલિયે બધા સરદારો એકઠા થયા. આ સમયે શિવસિંહનું વય અગિયાર વર્ષનું હતું. સર્વેએ સલાહ કરીને કુંપાવત અમરસિંહને રાયસિંહ મહારાજ પાસે મોકલ્યો. તેણે જઇને કહ્યું કે "મહારાજ, આપ મારા ઉપર રોષે ભરાઓ નહિ તો મારે એક વાત કેહેવાનું છે" રાયસિંહે કહ્યું, "સુખે કોહો," ત્યારે ઠાકોરે કહ્યું કે "સર્વ કેહેછે કે, જેમ એક મ્યાનમાં બે તરવાર સમાય નહિ તેમજ એક રાજધાનીમાં બે રાજવિયોથી રેહેવાય નહિ, વાસ્તે આપે બીજા ગામમાં પધારવું જોઇયે." રાયસિંહ બોલ્યો, "એવુ મારી આગળ કોઇ કેહેતું નથી, માત્ર તમેજ કહ્યું, તોપણ મારે હવે અહિં રેહેવું નહિ, અને તમારે પણ રેહેવું નહિ." એમ કહીને રાયસિંહ રાયગઢ ગયો અને અમરસિંહ મારવાડ ગયો એટલે તેનો ટીંટોઇનો પટો ચાંપાવત માનસિંહને આપ્યો.

રાયસિંહ મહારાજને એકે કુંવર નહતો, પણ બાઇ ઇજનકુંવરી કરીને એક પુત્રી હતી, તેને જયપુરના રાજા માધવસિંહ વેરે પરણાવી હતી.

અમરસિંહને મારવાડમાં પટો મળ્યો નહિ એટલે ૭ વર્ષે ઇડર પાછો આવ્યો ત્યારે તેને મણિયોલનો પટો આપ્યો. તેને શેરસિંહ અને કીરતસિંહ એવા બે પુત્ર હતા, તેઓએ મહારાજ શિવસિંહની એવી સારી ચાકરી ઉઠાવી કે તેણે તેઓને કુકડિયાનો અને ઉંડણીનો પટો આપ્યો. મહારાજ શિવસિંહે બીજાઓને પણ પટા આપેલા છે. ફતેહસિંહ અને ખુમાનસિંહ જે ચાંપાવત પ્રતાપસિંહના પૌત્ર થતા હતા તેઓને મહુ અને વાંકાનેરના પટા આપ્યા. બીજા ઘણા રજપૂતોને પણ તેણે ગામ આપ્યાં

તેઓ બીજા સરદારોના જિલાયત થઇને રહ્યા.*

સંવત્ ૧૮૪૪-૪૫ (ઈ૦ સ૦ ૧૭૮૮-૮૯ ) માં જ્યારે આપા સાહેબ, ગાયકવાડની ફોજ લઇને દેહેવરો અને પોળોના રાવજી વગેરે મેોમિયાઓની ઉસ્કેરણીથી તેઓને લઇને ઇડર ઉપર ચડી આવ્યો અને કાપમનાપ અને લૂટમનૂટ કરવા લાગ્યો ત્યારે સરદારો પોતાના ત્મિત્ર સહિત ડુંગરામાં જતા રહ્યા, અને સર્વે પછી ધુંવા ડુંગરા ઉપર એકઠા થયા એ ડુંગર દાંતા અને પોસીનાની વચ્ચે આવ્યો છે અને તેના ઉપર ચડવાનો એક માત્ર સાંકડો રસ્તો છે, ત્યાથી તેઓએ આપા સાહેબ ઉપર રાત્રની વેળાએ હલા કરવા માંડયા અને કતલ તથા લૂટ ચલાવવા માંડી જ્યારે ધુવા ડુંગર ઉપર ફોજ ચડી આવી ત્યારે સરદારો ઇડરની ઉત્તરમા મેવાડ માહેના પાનરવા ભણી નાશી ગયા, મરાઠા મુંડેટી ઉપર ચાલ્યા અને તે પરગણાનાં સર્વે ગામ લૂટયાં અને બાળી નાખ્યાં; તેમજ પોશીના, મઢુ, ચાંદણી, અને બીજા પરગણાના ગામનું પણ તેમજ કર્યુ. છેવટે મહારાજ શિવસિંહની સામે તેઓ ઈડર ઉપર ચડી આવ્યા અને રમળગર તળાવ આગળ પડાવ કરીને રહ્યા. તેઓએ મહારાજને કહાવી મોકલ્યુ કે, તમે અમારી સાથે વાત કરવાને તરતજ હાજર થશો નહિ તો ઇડર ઉરાડી મૂકીશું, આ ઉપરથી શિવસિંહ પોતાના પાચે કુંવર લઇને તેમની પાસે ગયો આપાસાહેબે કહ્યુ કે તમારો અર્ધો મુલક અમને આપવાનો આ દસ્તાવેજ છે તેના ઉપર તમે સહી કરો નહિકર આખો મુલક ઉજ્જડ કરી નાખીશુ. તેઓએ આ પ્રમાણે દાવો કરવાનું મિષ એ બતાવ્યું કે, તમે તો માત્ર આનંદસિંહના વારસ છો, પણ રાયસિંહ મહારાજ પુત્ર વિના મરણ પામ્યો છે તેના ભાગ ઉપર અમારો દાવો છે અને ઇડરવાડો

---

* બદી જેતસિંહને ટોડડા ગામ આપ્યુ, તે પછી ચાંપાવત જિલ્લામા બન્યો ચાંપાવત ગમાનસિંહને ચીઠોડુ ગામ આપ્યુ, તે મઢુના જિલ્લામા બન્યો ચાંપાવત અભયસિંહને ભેટાળી ગામ આપ્યુ, તે સ્વતન્ત્ર રહ્યો સુનઇ ગામ બદીને આપ્યુ તેઓ કુંપાવતના જિલ્લામા બન્યા પુનાસણ ગામ શિશોદિયા મદાસિંહને આપ્યુ તે ચાંપાવતના જિલ્લામા બન્યા, પણ હાલ કુંપાવતના જિલ્લામા છે મેપ ગામ જેતાવતને આપ્યુ ઈત્યાદિ

તે બને મહારાજાઓએ મહિયારો લીધો છે. આવું સાંભળીને મહારાજે આપાસાહેબને ઘણો વિનવ્યો પણ કાંઈ તેણે માન્યું નહિ. ને ઉલટી ધમકી આપી કે, જો તમે મારૂં માનશો નહિ તો તમને પકડી લઈને કંઈ-રમાં અમારૂં થાણું બેસારીશું. આવું સાંભળીને મહારાજે ડરી જઈને કહ્યું કે, "દેશનો લેખ કરી આપવાનું મારા હાથમાં નથી, તે તો સરદારોના "હાથમાં છે; કેમકે જે રાજ્ય ઉપર હું રાજ્ય કરૂછું તે તેઓના સાહનથી "મેળવેલું છે. પંડિતે કહ્યું કે, ત્યારે તમે સરદારોને બોલાવો શિવસિંહ "કહે કે, તેઓ મારા તેડ્યા નહિ આવે, વળી તમે તેઓના ગામ ઉજ્જડ "કરી નાખ્યાં છે અને તેઓએ પણ તમને થોડુંક નુકશાન કર્યું છે તો તેઓ શી રીતે આવી શકશે." આપાસાહેબે બાંહેધરી આપી, અને મહારાજે પણ ખાનગી કાગળ લખ્યો કે "જો તમે આવશો નહિ તો મને કેદ કરશે." આ ઉપરથી સર્વે સરદારો આવ્યા. પણ ચાદણીનો સરદાર સૂરજમલ આવ્યો નહિ; તે એકસો અશ્વાર અને બસે પાળા લઈને પોતાને ગામ ગયો સરદારો આવ્યા એટલે રાયસિંહનો ભાગ ધમકાવીને લખાવી લીધો તે લેખ ઉપર મહારાજાએ પ્રથમ મતુ મારી આપ્યું તે પછી સાત સરદારોએ સાહિયો કરી.

આ કામ થઈ રહ્યા પછી સરદારોએ કહ્યું કે, "સૂરજમલ સહી કરશે ત્યારે લેખ ખરો ઠરશે, નહિ કર કરશે નહિ" તે ઉપરથી પંડિતે કહ્યું, કે તેને તેડાવો. એક આરબ જમાદાર જાનમહમદની બાંહેધરી લઈને મગરાનો એક સરદાર, અને મહારાજાનો એક અશ્વાર એ બે ગયા. ત્યાર પછી તરતજ એકસો ને વીશ અશ્વાર લઈને સૂરજમલ આવ્યો પંડિતે તેનો આદરમાન કરીને પોતાના તંબુમાં આવકાર કરયો અને પોતાની પાસે બેસારીને, 'બીજા સરદારોની પેઠે મહી કરવાને લેખ તેને આપ્યો સૂરજમલે તે વાંચ્યો કે તુરત ફાડી નાખ્યો અને બોલ્યો કે, મહારાજા પાટના ધણી છે ને અમે તો દાંડના ધણી છિયે માટે એમ નહિ થાય" એવું કહીને જમાદારને કહ્યું કે મને ચાંદણિયે પોહોંચાડો. એમ કરી તરતજ ઉઠીને પોતાને ગામ ચાલતો થયો. આપાસાહેબ ઘણો લીલોપીળો થયો અને મહારાજાને તથા સરદારોને ખૂબ ધમકી આપી, પણ તેઓએ કહ્યું કે, એમા અમારો કશો દોષ નથી, અમે તો લેખમાં સહિયો કરી આપી છે. ત્યારે પંડિતે કહ્યું કે મારી

ત્યારે તમે આંબળી ડુંગર ચડાઈ કરવાને આવો[1] એ વાત ની તેઓએ હા કહી પછી આંબળી ઉપર જઈને તોપો ચડાવી, અને એક આખો દિવસ હલ્લો રોકવા દીધો મહારાજ અને સરદારો દેખીતા મરાઠાની ભણી હતા પણ અંદરખાનેથી સૂરજમલના પક્ષમાં હતા, રાત્રની વેળાએ સૂરજમલ ડુંગરામાં નાશી ગયો, ત્યાર પછી મરાઠાઓએ ગામ લૂંટીને બાળી નાખ્યું તે લોકો ત્યાં ચાર દિવસ રહ્યા, તેટલી વારમાં, સૂરજમલ લાગ ફાવતો ગયો તેમ તેઓના ઉપર પડતો અને દશબાર માણસોને ઠેર કરીને ચોદ ઘોડા લઈ ગયો પછી આ ઠેકાણેથી મેલાણ ઉપાડીને ફોજ સાંબળીએ ગઈ, ત્યાં પણ સૂરજમલે રાતની વેળાએ તેઓના ઉપર પડીને, તેમનો એક આરબ કામદાર તોપખાના ઉપર હતો અને જે "તાના, તાના, તાના," ગાતો રોટલી બનાવતો હતો તેને ઠાર કર્યો પછી મહારાજાએ આપાજીને કહ્યું કે એ રજપૂત વધો કપરો છે, ને એ મને માર્યાવિના મૂકશે એ કહેવાઈ શકાતું નથી માટે ગિના આપવાનો જે ઠરાવ થયો છે તે રૂપિયા ફોજ ગયેથી હું પેશવાના કમીશ પછી ત્રીશહજાર રૂપિયાનો એક લેખ મહારાજે કરી આપ્યો તે લઈને મરાઠી ફોજ ગઈ અને મહારાજ ઇડર પાછા આવ્યા તેણે તરતજ સૂરજમલને પોતાની પાસે તેડાવ્યો, અને કહ્યું કે, તમે તમારૂ ગામ ફરી વસાવો, પછી તેને માટે હવેલી બાંધવાને ચાર હજાર રૂપિયા આપ્યા સૂરજમલે તેમ કર્યું પણ ત્યારપછી તે પોતાના શૂરપણાથી અભિમાની થઈ ગયો અને કહેવા લાગ્યો કે 'મહારાજ કે સરદારો કોઈ નામાંય બળ નથી ઈડરની ગાદી બચાવી તે મેં એકલાએ'

મરાઠી લશ્કર પાછું વળ્યું તે વેળાએ અહમદનગર, મોડાસા, અને બીજી જગાઓએ થાણાં બેસારીને વળ્યું સરદારોએ તેમાંના ઘણાખરાં થાણાં ઉઠાડી મૂક્યાં, પણ કેટલીક જગ્યાએ તો બેસારેલાં રહ્યાં અને તેમાંથી પેશવાને અર્ધો ભાગ મળ્યો

હવે જ્યારે આ પ્રમાણે સૂરજમલ ઈડરમાં કારભાર કરતો હતો ત્યારે તે

---

[1] એ વિષે બારોટ કહે છે કે—

સોરઠો

નિડર નિરભીક અરિયાને આવે નહિ
કહે ભાટ ગોવિંદ તે કીધી [illegible]

મૂળજીગઢના કુવર અભયસિંહે પોતાના પિતાના મરણના સમાચાર સાંભળ્યા એટલે ડરીને બારવટે નીકળ્યો; પણ તેને લાલચથી પાછો બોલાવ્યો અને તેનાં હુરસોલનાં બાર ગામ લઇ લીધાં સુડેટીના માનસિંહની પછવાડે તેનો કુવર જોગવરસિંહ થયો. રઘુનાથ કરીને તેને એક બીજો ન્હાનો કુવર હતો તેને પોતાનો ગ્રાસ આપ્યો તે તેના પછી તેના કુવર સુરતસિંહને મળ્યો

પટાવતોની પાસે ઘણા ગામ જતાં રહ્યાં હતાં અને ખાલસા ગામ થોડાં રહ્યાં હતા માટે મહારાજ કુમાર ભવાનીસિંહે સુરતસિંહ પાસેથી પોતાનો ગ્રાસ લેવાનો પ્રયત્ન કરવા માંડ્યો. તેણે સુરતસિંહને કાહાવ્યું મોકલ્યું કે, તમારા ગામમાંથી એક કે બે ગામ અમને આપો આ વાત મહારાજ શિવસિંહને સારી લાગી નહિ પણ કુંવરનો તેને ડર રેહેતો હતો તેથી તેને વવાર કહેવાયું નહિ સુરતસિંહે ગદેશાના ઉત્તરમાં બારવટું લીધું અને પોતાના કબીલાને પાલની અગ્નિકોણમાં મેવાડના જવાસ અને પહાડણ ગામ છે ત્યાં લઇ ગયો, અને ઇડરવાડા ઉપર હલ્લા કરી, ઢોર વાળી જઇને ખેડુત તથા ગામના વ્યાપારિયોને પકડી લઇને તેમની પાસેથી દંડ લેવા લાગ્યો એક સમયે બ્રહ્મખેડ ઉપર તેણે હલ્લો કર્યો, ત્યાં ઇડરનું થાણું રહેતું હતું તેમાં ઘોડા અને પાયદળ થઇને એકસો માણસ હતું, આ ઠેકાણે ભારે લડાઈ થઇ, ત્યારપછી ઇડરના કેટલાક વાણિયા સાદરીખોણમાં ઋષભદેવની યાત્રા કરવાને જતા હતા તેમણે પોતાની સાથે પચીશ કોળી વળાવા રાખ્યા હતા તેઓ સહિત તેમણે થાણા ગામના આગળ દાગો કર્યા ત્યાં સુરતસિંહ આવ્યો અને તેમને પૂછ્યું કે આટલા બધા વળાવા રાખવાની શી અગત્ય છે? ત્યારે તેઓએ કહ્યું કે તમે બારવટે છો માટે તે સાંભળી સુરતસિંહ બોલ્યો, કે તમારે મારી બીક રાખવી નહિ, કેમકે ઇડર તો મારે માથા ગમાન છે તેથી તેનું લૂગડું નહિ લેઉં, પછી તેમની સાથે યાત્રાને સ્થાને ગયો અને પાછા વળતાં તેઓને ઘેર પોહોંચાડ્યા આ વ્યાપારિયો જ્યારે ઇડર ગયા ત્યારે તેઓએ મહારાજને અને કુવરને કહ્યું કે સુરતસિંહે ઇડર શેહેરના લોકોનું રખવાળું કર્યું માટે એને બોલાવો આ વાત કુવરને ગમે ઍવી નહિ ત્યારે મહારાજે, કુંવર જાણે નહિ એમ સુરતસિંહને કાગળ લખ્યો કે ચોરીવાડ મારું પાગીનું ગામ

છે, માટે તમે જો તે ગામ મારશો, તો હું લાંઘણુ કરીશ, અને તમને પાછા બોલાવવાની કુંવરને અગત્ય પાડીશ. આ કાગળ ઉપરથી ઠાકોરે પોતાનાં માણસ એકઠાં કરીને ચોરીવાડ લૂંટ્યું, અને ઢોર લઇ જઇને તથા માણસોને કેદ પકડીને ગામ બાળી મૂક્યું. આ સમાચાર સાંભળીને મહારાજે લાંઘણુ કરવા માંડી. તે ઉપરથી ઈડરના એક અતીતની બાંહ્યધરી આપીને કુંવરે સુરતસિંહને તરત બોલાવ્યો. તે જ્યારે આવ્યો ત્યારે કુંવર તેના ઉપર બહુ કોપાયમાન થયો અને આટલું બધું નુકસાન પોહોંચાડવાનું કારણ પૂછ્યું; એટલે સુરતસિંહે મહારાજનો કાગળ બતાવ્યો, અને જ્યારે શિવસિંહને આ વિષે કુંવરે પૂછ્યું, ત્યારે તે શરમાઇ ગયો, અને પિતાપુત્રની વચ્ચે શત્રુચટ બધાઇ હતી તેમાં આથી કરીને વધારો થયો. દરબારે સુરતસિંહને કહ્યું કે, "મેં તમારા લાભને અર્થે જે કાગળ લખ્યો "હતો, તે તમે શા માટે દેખાડ્યો? તમારી બુદ્ધિ આવી ફરી ગઈ છે, તેથી "તમારૂં મોત પાસે આવ્યું હોય એમ મને લાગેછે." સુરતસિંહને પોતાનો ગ્રાસ પાછો મળ્યો, પણ ત્યારપછી છ મહિને તે મરણ પામ્યો. સંવત્ ૧૮૪૧ (ઈ૦ સ૦ ૧૭૮૫) તેના પછી તેનો કુંવર ઉદયસિંહ ગાદિયે બેઠો

મુંડેટીના જોરાવરસિંહનો પોત્ર દોલતસિંહ મરણ પામ્યો ત્યારે તેને કાંઇ સંતાન ન હતું, તેથી મુંડેટીનો મ્હોટો પટો પણ ઉદયસિંહને મળ્યો.

સંવત્ ૧૮૪૮ (ઈ૦ સ૦ ૧૭૯૨) મા મહારાજા શિવસિંહ દેવલોક પામ્યો. ત્યારપછી બાર દિવસે તેનો કુંવર ભવાનીસિંહ પણ છત્રીશ વર્ષની વયે મરણ પામ્યો ભવાનીસિંહ મહારાજની પછી તેનો કુંવર ગ-

---

* નીચેના લેખઉપરથી ઇડરના મહારાજા વિષેની સપ્રમાણ મિતિ મળી આવેછે.

૧ ઇડરની પાસે એક જૈનની છત્રી છે, તેમા લખ્યુ છે કે "સંવત્ ૧૮૪૦ (ઈ. સ ૧૭૮૪), શ્રી મહારાજાધિરાજ મહારાજ શ્રી શિવસિંહજી ઈત્યાદિ"

૨ ઇડરગઢમા વાજરમાતાની વાવ છે, તેમાં લેખ છે કે, "શ્રીગણેશાયનમ શ્રી-રામજી."સંવત્ ૧૮૪૭ (ઈ સ ૧૭૯૧) ના ફાલ્ગુન શુદિ ૫ બુધવારે, શ્રી શ્રી શ્રી ૧૦૮ "શ્રીમહારાજાધિરાજ શ્રી શ્રી શ્રી શિવસિંહજી, શ્રી મહારાજ કુંવર શ્રી ભવાની-"સિંહજિયે આ વાવ બંધાવી છે" ઈત્યાદિ.

૩ ઇડર પાસે એક બીજો જૈન લેખ છે કે "સંવત ૧૮૫૯ (ઈ. સ. ૧૮૦૩) મહારાજાધિરાજ, મહારાજ શ્રી ગંભીરસિંહજી" ઇત્યાદિ.

લઇને નીકળી ચાલ્યો. જ્યારે, ત્રણે જણ નીકળ્યા ત્યારે કુંવર જયસિંહદેવે પૂછ્યું કે, "તમે ક્યાં જાઓછો?" તેઓએ ઉત્તર આપ્યું કે, "અમે દરબારને કારે જઇયે છિયે." કુંવરે જાણ્યું એમજ હશે; કારભારી કાંઈ કામને માટે મોકલનો હશે. ત્રણે જણ ધનાલિયે ગયા અને વાઘેલા ઠાકોર મોકમસિંહને પૂછ્યું કે, પુંજોજી ક્યાં છે? તેણે કહ્યું કે, એ તો ચિત્રાસણિયે છે. પછી તેઓ ચિત્રાસણિયે ગયા અને રાત્રે વાસો રહી સવારમાં તે ગામના ધણી સિંધીને બોલાવીને કહ્યું કે, "પુંજોજી તમારી પાસે રેહેછે, માટે તમે તેની ચાકરી કરશો? તેણે કહ્યું કે, ત્રણગે ચારસે માણસ મારી પાસે છે; ગમે તે કામ તમે ફરમાવશો તે કરવાને હું તૈયાર છુ. પછી તે પોતાના માણસ લઇને તૈયાર થયો, એટલે ગઢવી અમરાજિયે પુંજાજીને કહ્યું કે, અમારી સગાથે તમે હાંને ચાલો. તે કેહે કે "મને તો મારી

---

દામોજી થયા એ મુસલમાનો સાથની લડાઈમા મરાયા
|
જસરાજ એણે મુસલમાનોથી હારી થરાનું રાજ છોડીને આરાસુર પાસે ગબરગઢમા ગાદી કરી
|
કેદારસિંહજી ઈ સ. ૧૦૬૯ તરસગમામા રાજધાની કરી
|
જસપાળ પછી કેટલીક પેઢિયે —
જગતપાળ પાસેથી અલાઉદ્દીન ખીલજી (ઈ. સ. ૧૨૯૫-૧૩૧૬) એ તરસંગમો લઈ લીધો, પાછળથી જગતપાળે તરસંગમો પાદશાહ પાસેથી જીતી લીધો તેની છઠ્ઠી પેઢિયે —
કાનડદેવ
|
મેઘજી ઉપર ઈડરના રાન ભાણે ઈ સ ૧૪૪૫ મા ચડાઈ કરી તરસગમો જીતી લીધો, પણ પઠીથી અમદાવાદના સુલતાન મહમૂદ (બીલ) ની મદદથી ફરી તરસગમાનું રાજ મેળવ્યુ.
રાણજીને આશ્રય અકબર પાદશાહનો શાહજાદો આવી રહયો હતો તે દિલ્હી ગયા પછી અકબર પાદશાહે તેને વંશપરંપરા રાણજીનિ પદવિ આપી
|
ચાંગને ઈડરના રાવ કલ્યાણમલ જીતી કેદ કરી લઈ ગયા, જયા પોતાને હાથે આપઘાત કરી મરણ પામ્યા. તે પછી તેનો ભાઈ.—

નાંખે માટે હું નહિ આવું." ગઢવી કહે કે, "તમને કોઈ મારી નાંખે નહિ તે વિષેનો હું જમાન છું, પછી પુંજાજીને લઈને તેઓ મ્હોટા સડામાં આવીને રહ્યા. બીજે દિવસે જયસિંહને ગાદિયે બેસવાનું મુહૂર્ત હતું, તેથી ઘણી

---

જગમલ એને પણ ઇડરના રાવે જીત્યો તેથી તેણે દાંતામાં રાજગાદી કરી ઈ.સ. ૧૫૪૪
|
જેતમાલજી
|
પુંજોજી
|
માનસિંહજી ઇ. સ ૧૬૯૨ મા મરણ પામ્યા.
|
ગજસિંહજી ઇ સ ૧૬૯૨-૧૬૯૭
|
પૃથિરાજજી ઈ સ ૧૬૯૭-૧૭૪૩ તે પછી તેના ભાઈ વીરમદેવજીના કુવર?
|
કર્ણજીને મેઘરાજ નામના તેના સરદારે ગાદિયેથી ઉઠાડી મૂકી મુનાસણાવાળા અમરસિંહજીને બેસાડયા હતા, પણ કર્ણજિયે પાલનપુરના દીવાન-બહાદુરખાનજીની મદદથી રાજ પાછુ મેળવ્યું.
રતનજી પાચ વર્ષ રાજ કર્યુ એને કુવર ન હોવાથી એનો ભાઈ
અભયસિંહજી ઈ સ. ૧૭૯૫ મા મરણ પામ્યો.
|
માનસિંહજી ઈ સ ૧૭૯૫-૧૮૦૦ તે પછી તેનો ભાઇ —
જગતસિંહજી ઇ સ ૧૮૦૦-૧૮૨૩ તે પછી તેનો ભાઇ.—
નાહારસિંહજી ઇ સ ૧૮૨૩-૧૮૪૭.
|
જાલમસિંહજી ઈ સ ૧૮૪૭-૧૮૬૦.
|
હરિસિંહજી ઈ સ ૧૮૬૦ ૧૮૭૬.
|
જસવતસિંહજી ઇ સ ૧૮૭૬ મા ગાદિયે બેઠા છે.

દાંતાના તાબામા ૭૦ ગોરસ મૈલ જમીન, ૭૮ ગામ, સુમારે ૧૨૦૦૦ માણસની વસ્તી છે, અને વાર્ષિક ઉપજ આસરે પચાશ હજાર રૂપિયા થાયછે. તેમાંથી ગાયકવાડને રૂ. ૨૩૭૨-૨-૧૧, ખડણીના, ઇડરને ખીચડી હકના રૂપિયા ૫૧૩-૨૫-૩ અને પાલણપુરને રૂ. ૫૦૦ આપે છે. આ રાજ્ય મહીકાંઠામાં ભીલ વર્ગનું છે.

એક કુંવર હતો તેની પાસેથી સુદાસણું લઈ લીધું, તેને બદલે તેને ઉંઝાઈમા અડેરણુ ગામ આપ્યુ તેનું કારણુ એમ બન્યુ કે, હઠિયાજીનુ ખુન થયું એટલે તેની સ્ત્રિયે, ખોમાન તે દિવસે બાળક હતો તેને લાવીને રાણા ગજસિંહના ખોળામા મૂકયો. અને કહ્યુ કે, "આ દીકરાનું પણ તમારી નજરમા આવે તે કરો" તે સાંભળીને રાણાએ પોતાના મનમાં વિચાર કર્યો કે, 'મે એના બાપને મરાવી નાખ્યો છે, પણ હું એને કાંઇ પણ આપીશ તો ગોત્રહત્યામાથી છૂટીશ,' એમ વિચારીને તેણે તેને અડેરણ ગામ આપ્યું જગતાજીને સતાન ન હતુ. *

હવે માનસિંહની વાત પાછી ચાલુ કરિયે છિયે તેણે ચાર પાચ વ૫ રાજ્ય કર્યુ અને ત્યાર પછી તે મરણુ પામ્યો, તે વેળાએ તેને ગજસિંહ અને જમતોજી કરીને બે કુવર હતા. રાણપુર ગામ પ્રથમ જસવાજીને આપ્યુ હતુ, પણ હઠિયાજી અને જગતાજીના મરણ પછી રાણપુર સાથે સુદાસણા પણ તેને મળ્યુ જસવાજીને પછી દાંતા પટામાંનુ વસાઇ, અને જમપર ચેલાણુ ગામ મળ્યુ હતું ‡

ગજસિંહે રૂડી રીતે રાજ્ય કર્યુ, તેને બે કુવર હતા, પૃથીસિંહ અને વીરમદેવ વીરમદેવને નાગેલ ગામ મળ્યુ પૃથીસિંહના વાગમા દામાજી ગાયકવાડની ફાજ દાંતે આવી તેની સામે તે ટીબીમ્વાર સુધી થયો, પણ છેવટે ડુગરામાં નાશી જવુ પડયુ પછીથી બાદશરી

‡ જસવાજીના વશને માટે આ પ્રકરણની આખેરિયે સુદાસણા વિષે નોધ આપી છ તે જૂવો

* રાણા ગજસિંહની છત્રી બાગ બાહાર ગામની પછવાડે છે, તેમા નીચે પ્રમાણે પ્રશસ્તિ છે—

"संवत १७४३ वर्षे मागशर सुद ९ रवोए राणा श्री गजमंघजी
"वइकुंठ पधारा वासे सती ३ बली ते सतीओंनु नाम वहोजी श्री राठिम
"वारेचणी अणदकुंवर वहोजी श्री वाघेली रुपाली अणंदकुंअर. वहेनी
"श्री भटिआणी जेसलमेरी अनोपकुंवर ए सती त्रण थई. तारे वासे रा-
"णाश्री गजसंघजीनी छत्री करावी, सं. १७४८ ना महा वद ७ वार
शुकर छत्री करावी."

મંળવા ઉપરથી તે મરાઠાની છાવણીમાં ગયો અને ખંડણીને પેટે કાંઇ આપવાનું કબૂલ કર્યું તે મળ્યું, એટલે મરાઠા પાછા ગયા. ત્યાર પછી દિલ્હીની વતી હૈદરકુલી નવાબ ફોજ લઇને આવ્યો, તેની સાથે પણ લડાઇ કરી અને તેનાં વીશ માણસ ઠેર કર્યાં. છેવટે ફોજ પાછી જતી રહી અને રાણાની જીત થઇ. ત્યાર પછી પાલણપુરનું ગામ ઘોડિયાલ હતું તેમાં દાંતાનો કાંઇ હક હતો, તે પાલણપુરવાળાએ બંધ કરયો, ત્યારે તે ગામ મારવાનો રાણાએ વિચાર કરયો, તે વાત પાલણપુરવાળાએ જાણી ત્યારે પોતાના તાબાના મોજે મેમદપરના ભાટ લોકોને કહ્યું કે, તમે મોજે ઘોડિયાલમાં ચોકી કરવા રોહો. ને ઉપરથી તે લોકો ત્યાં ચોકી રહ્યા. તે સમાચાર દાંતે આવ્યા. આ વેળાએ રવિંગો ગાંધી કરીને એક વાણિયો દાંતાનો કારભારી હતો, તેણે ભાટ લોકોને દાંતે તેડ્યા અને કહ્યું કે "તમે પાલણપુરનું ગામ સાચવવા રહ્યા તો અમારૂં પણ સાચવો. જેટલું તેઓ તમને આપશે તેટલું અમે તમને આપીશું; ધનાલી અને શીસરાણા ઉપર પાલણપુરવાળો દાવો કરેછે તે રાખો." ત્યારે ભાટ બોલ્યા કે, "અમે બે ઘોડે ચડાય નહિ" પછી તેઓને રજા આપી અને કહ્યું કે, "તમારે જાબતો રાખવો હોય તેમ રાખજો, અમે ચઢીને આવિયે છિયે." પછી ભાટે ધાર્યું કે મેમદપર જઇને આપણા માણસ લઇશું અને પાલણપુરથી ત્યાંનાં માણસ લઇને ઘોડિયાલ જઇશું. એટલી વારમાં રાણોજી એકદમ ચડ્યો અને ઘોડિયાલ માર્યું, લૂટ્યું તથા ત્યાનાં બાન પકડ્યાં, અને ઢોર લીધાં ને દાંતે પાછો આવ્યો. આ સમાચાર પાલણપુરવાળે સાંભળ્યા ત્યારે ભાટ લોકોને તેડાવીને ઠપકો દીધો કે, તમારી ચોકી છતાં આ કામ થયું તે ઠીક નહિ, હવે તમારૂં જોર હોય તે કરીને અમારાં બાન્નુ વગેરે પાછાં લઈ આવો. પછી ભાટે ધરણું કર્યું તેમાં સો માણસ હતાં. તેઓ પોતાને ગામથી નીસર્યા ત્યાંથીજ ગાઉગાઉને આંતરે એકેક માણસને બાળતા આવ્યા, અને એ છી પુંજપર સુધી આવ્યા ત્યારે સાત આઠ માણસોને બાળી મૂક્યા. પતો દાંતાનાં માણસોએ પુંજપર સામા જઇને ભાટ લોકોને સમજાવીને પાછા વાળ્યા. રાણાજિયે તેમને કાંઇ આપવાનું કહ્યું, પણ તેમણે લીધું નહિ અને બોલ્યા કે, "અમે કાંઇ લઇયે તો રાણાજીનું આ પાપ ધોવાઇ જાય માટે અમારે કશું લેવું નથી." એમ કહીને તેઓ પાછા ગયા. આ

( દુહા સોરઠા )

ભાઈ તણે શિર ભાર, પડિયો ધીરા ઉપરે;
ગત્રાં વજાડે સાર, અપછર વરિયો હુદલો.
કર આરંભ કટકાહ, પ્રરાણ પગાંતલ પાડિયા;
ખભે હોય ખટકાહ, એકણ ઘાવે હુદલા.

---

ખાનગીમાં સલાહ કરી હતી તે પછી કુંવર, ૫૮ સંગ્રામસિંહ ઈ. સ. ૧૭૧૬ થી ૧૭૩૪ સુધી. આના સમયમાં મેગલ બાદશાહની પડતી થવા માંડી. તે પછી તેનો કુંવર, ૫૯ જગતસિંહ ઈ. સ. ૧૭૩૪ થી ૧૭૫૨ સુધી. એના ઉપર ઈ. સ. ૧૭૩૫ માં બાજીરાવ પેશવાએ (ઈ. સ. ૧૭૨૦ થી ૧૭૪૦ સુધી હતો) ચડી આવી એક લાખ, સાઠ હજાર રૂપિયાની ખંડણી ઠરાવી. એ ખંડણી પેશવા, સિંધિયા, હોલકર અને પુવાર સરખે હીસ્સે વેહેચી લેતા. તે પછી તેનો કુંવર, ૬૦ પ્રતાપસિંહ બીજો, ઈ. સ. ૧૭૫૨ થી ૧૭૫૫ સુધી. તે પછી તેનો કુંવર, ૬૧ રાજસિંહ બીજો ઈ. સ. ૧૭૫૫ થી ૧૭૬૨ સુધી. આના સમયમાં મરાઠાનાં લશ્કર લુંટફાટ કરવા આવતાં તે પછી તેનો કાકો, ૬૨ અરસી ઇ. સ. ૧૭૬૨ થી ૧૭૭૨ સુધી. આ રાણાને હોલકરને ૩૦ સાઠ લાખ આપવા પડયા, તથા ઈ. સ. ૧૭૭૦ માં સિંધિયા ચડી આવ્યો તેને પૈસા આપવા માટે કેટલોક દેશ ગીરો મૂકયો. તે પછી કુંવર, ૬૩ હમ્મીર ઈ. સ. ૧૭૭૨ થી ૧૭૭૮ સુધી. તે પછી તેનો ભાઇ ૬૪ ભીમસિંહ ઇ. સ. ૧૭૭૮ થી ૧૮૨૮ સુધી, આના સમયમાં ઈ. સ. ૧૮૦૨ ઈંદોર પાસે સિંધિયા અને હોલકર વચ્ચે લડાઇ થઇ, તેમાં સિંધિયાની જીત થવાથી મેવાડને પોતાનું ખંડિયું રાજ્ય ગણ્યું. ઈ. સ. ૧૮૦૪ મા રાણાની કૃષ્ણકુમારી નામની અતિ રૂપવતી કુંવરીના સગપણનાં માગાં જેપુર અને મારવાડના રાજાએ કર્યા અને સગપણ પોતાને મળવા એ બન્ને રાજાઓ બહુ લડયાં. એ કજિયો બંધ થવા રાણાએ પોતાની કન્યાને ઝેર દઇ મારી નંખાવી ઇ. સ. ૧૮૧૧ માં બાપુજી સિંધિયાએ "સુબેદાર" એવું પદ ધારણ કરી, મેવાડ ઉપર ચડી આવી દેશ ઉજાડ કર્યો અને સરદાર, પટાવતોને પકડી અજમેર લઇ ગયો અને ત્યાંના કિલ્લામાં કેદ કર્યા. મરાઠાના હુમલાથી તથા પઠાણ અને મેવાડના ઠાકોરો જે દેશના ઘણા ભાગ ઉપર સત્તા ચલાવતા હતા તેને લીધે રાણે કંટાળી જઇ અંગ્રેજ સરકાર સાથે કરાર કર્યા. દિલ્લી મુકામે અંગ્રેજ સરકાર તરફથી મિ૦ ચાર્લસ થીઓ ફાઈલસ મેટકાફ અને રાણા તરફથી તેના કુટુમ્બી સરદાર અજીતસિંહ વચ્ચે તા૦ ૧૬ મી જાન્યુઆરી સન ૧૮૧૮ ના રોજ કરાર થયા. અંગ્રેજ સરકારે પોતા તરફથી એજન્ટ કરનલ ટાડને નીમ્યો.

એ ધીરજી ૭ મહિના સુધી કેદ રહીને, પછી બેડિયો તોડીને, કોટ ઉપરથી પડતું મૂકીને નાશી ગયો. મુડેટીનો ઠાકોર ચાર મહિના વધારે કેદ રહ્યો, તેને જામીન આપીને તથા મહારાજનો દાવો ચુકાવીને છૂટ્યો. અને તેજ વખતે એ રીતે ઈડર તથા ટોડાના ઠાકોર પણ એવીજ રીતે છૂટ્યા*

* ધીરજીના કામની કર્નલ બાલનટૈનની યાદી તા ૩૦ મી આકટોબર ૧૮૧૬
'ધીરજિયે બ્રાહ્મણોનાં ખુન કર્યાં, અને બીજા ગુનાહ કર્યા તે વિષે અ-
"ગાઉ વિગતવાર સરકારને જાહેર કર્યા ઉપરથી તેનો દંડ કરવાનો, તેને દાબમા
"રાખવાનો, અને તેની જાગીર તેના પાસેના સગાને આપી દેવાનો હુકમ થયો છે
"તેને શિક્ષા કરવા સારૂ ફોજ મોકલી પણ આ પ્રસંગે તેણે બારોટ દામોદર મો-
"હોબતસિંહની મારફત શરણ થવાની ઇચ્છા જણાવી, તે ઉપરથી, ગાયકવાડની
"ખંડણી વગેરે બાબત જમીનનો બંદોબસ્ત કરવાને કર્નલ બાલનટૈને બીજા સર
"દારોને ડભોડામા એકઠા કર્યા ત્યારે ધીરજીને પણ બોલાવ્યો, અને તેને કહ્યા-
"વ્યુ કે, તમારે ગંભીરસિંહની સામે જે ફરિયાદ જાહેર કરવી હોય તે કરજો
'ધીરજિયે બાહધર માગ્યો તે ગંભીરસિંહ પાસેથી મેળવી આપવામા આવ્યો
"તે આવીને હાજર થયો, અને તેને આશા મળી, તથા તેના ગુજરાન સારૂ તેને
"પૈસા ધીરવામા આવ્યા, અને આખા ચાંપાવત પરગણાનો ઠરાવ ગભીરસિંહ
'પાસેથી મહા મુશ્કેલિયે કરાવી આપ્યો પછી તેની પાસે જમીન માગ્યા, પણ
"દેગામ જવાનુ બાહાનુ બતાવીને ધીરજી સટી ગયો, અને રસ્તામા વસાઈમાંથી
"બાન પકડ્યાં, અહમદનગરના એક વોહોરાને ઠેર કર્યો, ભીલોડાના ઢોર વાળી
"ગયો, અને બીજા અનર્થ કરવા માડ્યા ઠાકોર ગોપાળસિંહ ત્યારે બાળક હતો
"અને દાંતાના મુલ્કમા રેહેતો હતો તેને હવણા તેણે પોતાની અને પાહાડજી (ટો
"ડાના) ની સાથે મળી જવાને સમજાવ્યો અને પછી તરતજ ત્રણે મળીને કાગળ
"લખ્યો કે, અમે મુલ્ક લૂંટીશુ ધીરજી ડુગરામા ભરાઈ પેઠો તે ઉપરથી તેને શો
'ધવાને પક્કી તપાસ થવા લાગ્યો, અને બાદી પાહાડજી, કનકાજી અને બીજા
"દુષ્ટો સપડાઇ ગયા તે ઉપરથી ધીરજી ડરવા લાગ્યો અને ઉદયપુર નાશી ગયો
ત્યા રાણો અને તેના સરદારો ધીરજીના પાતકી કર્મથી અજાણ્યુ હતા તેથી ત્યાના
"રેસિડેન્ટની (સરડેવિડ ઓચટરલ) અને તેની વચ્ચે મધ્યસ્થ થયા, એટલે રાણા
'ને રાજી રાખવાને રેસિડેન્ટે ધીરજીની તરફેણનો કર્નલ બાલનટૈન ઉપર કાગળ
"લખ્યો તેમા લખ્યુ કે, ઉદયપુરના રાણાની ખાતર ધીરજીના ગુનાહ ઉપર આ-
"ખાડા કરવા, અને હવે પછી તે માટે વાજબી અને ખરેખરો ઠરાવ એની તર-
"ફેણમા ગંભિરસિંહ સાથે કરી આપવો આ ઉપરથી કર્નલ બાલનટૈન રેસિડે-
'ન્ટને લખ્યુ કે ધીરજીને સાદરે મોકલજો, ધીરજિયે રેસિડેન્ટની રૂબરુ ગાયા-

ધીરજી જેવામાં વડોદરે કેદમાં હતો તેવામાં તેણે સામળાજીને એવી માનતા માની હતી કે, હું કેદમાથી છૂટીશ તો મૂલ્યવાન ભેટ કરીશ છેવટે જ્યારે તે કિલ્લાની ભીંત ચડી ઉતરીને છૂટી ગયો, ત્યારે તે સામળાજી ગયો અને માનતા પૂરી કરી ત્યાર્થી પછી છાનો માનો કાઠિયાવાડમાં ગયો, ત્યા ઘોડા ખરીદ કરીને, અશ્વાર રાખી, ફરીને ઇડર જિલ્લામા પેઠો, અને

---

"ળસિંહની સાથે જવાનો બંદોબસ્ત કરયો અને, તેની રજા લઈને, તેના કાગળ
"સાથે તથા માણસો સહિત, તેમજ રાણાના એક આબરૂદાર પુરોહિત લાલજીને
"સાથે લઈને નીકળ્યો ધીરજિયે ગોપાળસિંહને ધમકાવી કાઢાડીને તેનો જમી
"નનો ભાગ પોતે લખાવી લીધો હતો તેણે ગોપાળસિંહને ઉદયપુર મુક્યો, અને
"રસ્તામા તેના ચાકર પાસેથી તેનુ જવેર ખુચાવી લીધુ, અને ગોપાળસિંહે
"જ્યા જ્યા પૈસો કે લુગડા સતાડી રાખ્યા હતા તે ધીરજિયે જોર જુલમથી
"લઈ લીધા જ્યારે તે માહદરે આવ્યો ત્યારે તેણે કહ્યુ કે ગોપાળસિંહે તેના
"તરફની મને સત્તા આપી છે તે પુરોહિત લાલજીની સમક્ષ પોલિટિકલ એજ-
"ન્ટને શરણ થયો ગોપાળસિંહને પઠા બોલાવવાનુ વચન આપ્યુ, અને તે બા-
"બતનો એક લેખ લખી આપીને કનકાજી તથા પાહાડજીને વચ્ચે જમીન આપ્યા
"હવે ધીરજીને તેના ગુજરાનને અર્થે પૈસા મળવા અને ઘેર પાછા જવાની તેને
"રજા આપી ત્યા જઈને ત્યા સરકારનુ થાણુ હતુ તે ઉડાડી મૂકવાની અરજી
કરી તે પ્રમાણે અમલ કરવામા આવ્યો પણ તેણે ગોપાળસિંહને તેડાવી મ-
"ગાવ્યો નહિ પણ તેના સાંભળવામા વારોવાર આવ્યુ કે ઠરાવ થવાને વિ-
"ચાર ચાલેછે એટલે તે આવીને માહદરે ગરનુ થયો એટલે ધીરજીને બોલા-
"વાનો સમન થયો તેનુ ઉત્તર તેના ચાકરે અહમદનગરથી લખી મોકલ્યુ પણ
"લખ્યા તારીખ વાંકાનેરની ઘાલી અને જ્યારે ચાકરને પૂછ્યુ કે તારો ધણી ક્યા
"છે? ત્યારે ઉત્તર આપ્યુ કે વીજાપુર છે પછી કર્નલ બાલનટૈન તેના જમી-
"નદાર ઉપર લાગુ થયો અને તેના તથા તેઓના ઉપર મોસલ કરયા ધીરજી
"માહદરે આવીને કર્નલ બાલનટૈન રોજ તેને બોલાવનો ત્યારે આજ પતાવુ કાલ
"પતાવુ એમ કહીને કશુ કરયાવિના દિવસ કહાડવા લાગ્યો તેના જમિનો આ-
"વીને છૂટી પડ્યા અને કેહેવા લાગ્યા કે હવે અમે કશુ જોખમ અમારે માથે
"રાખના નથી એટલે તેના ઉપર મોસલ કરયા ધીરજિયે કહ્યુ કે મોસલ જો
"ખસેડશો નહિ તો હું આત્મઘાત કરીશ અને પછવાડેથી શું નીપજશે તે કેહે-
"વાઇ શકાશે નહિ. કેમકે મારા માણસ હવે મારા હાથમા નથી"

તા ૧૫ મી નવેમ્બર, ૧૮૨૨.

"ધીરજીના ઉપર મોસલ કરયા છે ત્યારથી દશ દિવસ થયા એની ચાલ

આગળની પેઠે લૂટફાટ કરવા લાગ્યો. કર્નલ બાલેન્ટૈને ગામેગામ થાણાં મૂકી દીધાં. પણ ધીરજિયે રાત્રની વેળાએ તેઓના ઉપર પડીને ઘણા સિપાઇયોને મારી નાંખ્યા. એક વેળાએ ધીરજિયે એક ગામનાં ઢોર પકડ્યાં ત્યારે ત્યાં સરકારનું થાણું અને ઈડરના અશ્વાર હતા તે તેની પછવાડે પડ્યા. પણ રસ્તામાં વચ્ચે એક વાંધુ બહુ પોહોળું આવ્યું ને ધીરજીની ઘોડી કૂદી ગઇ પછી તેણે પછવાડે ફરીને જોયું અને કહ્યું જે, "આ વાંધુ કૂદી શકો તે ધણી મારી કેડે આવજો." પછી સર્વે પાછા વળ્યા.

ટીંટોઇના ઠાકોર કનકાજીનો કુંવર લાલજી આ વેળાએ ધીરજી સાથે ભળી ગયો, પછી તે બન્ને બારવટિયા ડુંગરપુરના મેવાસમાં ગયા. ત્યાં તેઓને રક્ષણ મળ્યું, એટલે ત્યાં રહીને ઈડરવાડામાં લૂટફાટ કરવા લાગ્યા

---

"ઉદ્ધતાઇ ભરેલી અને ધમકી દેનારી થઈ પડી છે, તે કહેછે કે, જોઈયે તેવા જા-
"મીન આપવાની મારી તો મરજી છે, પણ મારા હથિયારદાર માણસોની ચાલ
"વિષે હું જવાબદાર નહિ આમ કેહેતાં છતાં તે પોતાનાં માણસો સહિત છા-
"વણીમા લશ્કરી દમામ બતાવવાને આવજાવ કરીને પોતાનું વચન લાગલુજ તોડે
"છે. * * * * જેવી તેની આશા રાખી શકાય તેમ ધીરજી ઉન્મત્તપણાથી
"અને આકરી બેડો હોય તેમ તેનાં હથિયારદાર માણસો ઓછાં કરી નાંખવાની
"મારી તજવીજની સામે થયો અને તેના પરિણામમાં જે કજિયો ઉઠયો તેમાં તેનો
"માણસ એક આરબ ઉપર ઘા કરવા જતો હતો તે અજાણ્યે એના ઉપર થયો
"અને પાછલા ભાગમાં ઘવાયો, વળી એજ કજિયામા એક આરબ ઘવાયો તેનાં
"બે માણસ ઘાયલ થયા અને તેમાંથી એક જે બહુજ ઘવાયો હતો તે,
ત્યારેજ મરણ પામ્યો.

મુબઈ સરકારનો કોર્ટઆફ ડરેકટરો ઉપર ડિસ્પાચ,

તા. ૧ લી સેપ્ટેમ્બર સન્ ૧૮૨૬

"ત્રણ ઠાકોરને (ધીરજી, કનકાજી, અને પાહાડજી) છેવટે વડોદરે મો-
"કલી દીધા. કેમકે તેઓ મહીકાંઠામાં રેહે તે દુરસ્ત લાગ્યું નહિ. તેમાં રાજાને
"(ઈડરના) સમજાવવામાં આવ્યું છે કે તેઓ વડોદરે છે તેથી તેઓના તમા
"રા પ્રતિના પ્રજાધર્મને કોઇ વાતે ખલેલ પોહોચતું નથી તેમજ તેઓના પારો-
ના સગાઓને તેઓની જાગીર આપવાનો, અને તેઓને માટે તથા તેમનું કુટુંબ
જે તેમની સાથે વડોદરે રેહેવાનું નહિ તેમને માટે પણ બંદોબસ્ત કર્યો હતો.
તા ૨૪ મી સપ્ટેમ્બર સન ૧૮૨૪ ને રોજ ધીરજી વડોદરામાથી નાઠો; તેને
"ટીંટોઈના ઠાકોરના દીકરા લાલજિયે તે કામમાં મદદ કરી, (તેનો ઠેઠમાજ
"રખો) તેણે મહીકાંઠામાં પ્રવેશ કર્યો એટલે તેની પછવાડે ટીસેરી ગોઠી ફો-
જ રવાને કરવી પડી

આ વેળાએ ડુંગરપુરના રાવળનું વગ બનેગ પાંનું હતું, પણ તેને લાગ્યું જે હવે આપણને કુંવર પણ નહિ માટે એક દત્તક કરી સકું. પછી પોતાના ગોતના દેવળિયાના રાજાના કુંવર દલપતસિંહને તેડાવીને રાખ્યો, તથા તેને વારસો લખી આપ્યો. આ કુંવર બારવટિયાની તરફેણમાં ન હતો, તેથી તેઓને તેનો વિશ્વાસ નહતો, માટે પોતાના કબીલા સામળાજી-ની પાસે એક જગાએ રાખ્યા હતા, પણ તેઓ ડુંગરપુર જિલ્લામાં રેહે-તા હતા, અને ઈડરવાડામાં લુટફાટ કરતા હતા તે ઉપરથી ડુંગરપુરના કુંવરે છાની રીતે એવો ઠરાવ કર્યો હતો કે, જે મને એ બારવટિયો નજરે બતાવે તેને સો રૂપિયા ઇનામ આપું. એક વેળાએ ધીરજી અને લાલજી ડુંગરપુર જિલ્લાના એક ગામમાં આવ્યા હતા, તેમાં ધીરજીની આંખો દુખવા આવી હતી, તેથી તે હેરાન હતો. તેઓ એક જણને ત્યાં રસોઇ કરાવતા હતા, તે વાતની કુંવરને જાણ થઇ એટલે તેણે સો અશ્વાર મોકલ્યા, તેઓ તે ગામમાં આવી પોહોંચ્યા એટલે નગારૂં કર્યું. તે સાંભળીને ધીરજી અને લાલજી ઘોડે અશ્વાર થઇને નાસી ગયા. ડુંગરપુરના અશ્વાર તેમની પછવાડે પડ્યા, તે નજરોનજર થઈ ગયા એટલે બારવટિયાઓને કેહેવા લાગ્યા જે, તમે "રજપૂત થઇને નાસોછો એ શું? ધીરજિયે ઉત્તર આપ્યું જે, તમે ઘણા છો અને અમે માત્ર બે છિયે માટે આ સમયે તો નાશી જવું એજ ઠીક છે. પણ લાલજિયે તો પોતાનું ઘોડું ધીમે ધીમે ચલાવા માંડ્યું, એટલે ડુંગરપુરવાળા આવી પોહોંચ્યા ત્યારે તેણે ઘોડાને દોડાવા માંડ્યો પણ તે દોડ્યો નહિ, તે લાગ જોઇને એક અશ્વારે ઘોડાની પીઠ ઉપર તરવાર વાહી એટલે લા-લજિયે પણ પોતાની તરવાર તેના ઉપર ચલાવી, એટલામાં બીજા અશ્વારે લાલજીના ઉપર ભાલો માર્યો પણ તે બચાવી લઇને તેણે તેના ઉપર ભાલો નાખ્યો તે સુસરો ઉતરી ગયો તેથી તે મરણ પામ્યો. લાલજીનું ઘોડું હજી લગણુ ચાલ્યું નહિ તેથી તે હેઠો ઉતરી પડ્યો અને બીજા બેને મા-રીને પોતે પછી મરાયો. પણ ધીરજિયે જાણ્યું જે લાલજી પછવાડે આવે છે તેથી તે આગળ દોડી ગયો. [1]

---

૧ મેજર થામસના ઉપરીપણા નીચે બારવટિયાઓની પછવાડે ડુંગરપુર ઉ-પર ફોજ ચડી, અને તા ૧૧ મી માર્ચ સન ૧૮૨૫ ને રોજ કિલ્લો લીધો આવતા જુન મહિનામા ડુંગરપુરના જવાન ઠાકોરે લાલજીને મારી નાખ્યો તે ઉપરથી તેનો બાપ કે જેનો તે દત્તક થઈ રહ્યો હતો તે ઘણો કોપાયમાન થયો અંગ્રેજી દફતર ઉપરથી •

પછી ધીરજી ભાઇને ઘેર ઉતરયો છે, એવુ મળાય કે તરત તે ધરધણીને ઘેર મરમાગના પચાશ અસ્વારો જઈ પોહેચે, અને તેને હરાત કરે એક વેળાએ ધીરજી પોતાને ગામ આવ્યો, તે ગામ એક ચારણના ગામની પાસે હતુ, તેથી તેના ઉપર શક લાવીને તેના ઉપર બે અસ્વાર મોસલ કરયા ધીરજિયે આ વાત સાંભળી ત્યારે તે તાબડતાબ ચારણને ગામ આવી પોહેચ્યો અને એક અસ્વારને ઠેર કરયો, પણ બીજો નાશી ગયો ચારણે બારવટિયા ઠાકોરને ત્રાગ બતાવાને પોતાના હાથને અને જાંઘને ધા કરયા અને પોતાના કુટુંબની એક વૃદ્ધ ડોશીના ગળામાં કટારી ખોશી. અસ્વારોના ઉપર હલ્લો થવાના સમાચાર મહારાજે જાણ્યા ત્યારે તેને લાગ્યુ કે, ચારણે તેમ કરવાની ઉશ્કેરણી કરી હશે, માટે તેના ગામ ઉપર ફોજ મોકલવાની આજ્ઞા કરી, પણ વધારે ચોક્શી કરતા જે ખરી વાત હતી તે જણાઈ આવી

આવી વેળાએ ધીરજી પોતાના મિત્રોના ગામને પાદર પણ નીકળતો નહિ તેમજ તેને ખરો મિત્ર કોઇ હતો પણ નહિ તેણે મેવાડના ડુંગરામા પોતાનો પડાવ રાખ્યો, પણ ઠેઠ [2]પાટણ સુધી લૂંટફાટ કરવા

---

२ सोरठा.

पाटण घोडा पाय, मगरी रही मेवाडरी;
आभो उडल माह, धारे तो ले धीरतो. १
माळव वरती माडॅ, पूना लग धाहा पडे
कलकत्ते कमाड, धाके जडिया धीरता २
तु धीरा तरवार, नव सहसा झाल्त नहि
नक्षत्री.निर्धार, खँड नवे होते खरी. ३

१ મેવાડની ડુગરી ઉપર રહીને પાટણને પાદર ઘોડા પાય જો ધીરો ધારે તો આકાશને પોતાની બાથમા લઈ લે

૨ ધીરાની ધાકથી માળવેથી તે છેક પૂના સુધી ત્રાસ વર્તાઇ જવા માડયો ને કલકત્તા શેહેરના દરવાજા ભીડી દેવા પડ્યા

૩ અરે ધીરા ! જો નવ પ્રકારની સહસા કરીને તરવાર ઝાલી હોત નહિ તો નવે ખંડ પૃથ્વી નક્ષત્રી છે એમ કેહેવાત

લાગ્યો અને સરકારના અશ્વારો ઉપર હુમલા કરીને ગામડાંમાંથી ઢોર અને માન લઈ જવા લાગ્યો ત્યાર પછી તેણે રાયમદની આસપાસના મુલક ઉપર હલા કરવા માંડ્યા. એ રીતે તેણે ચૌદ વર્ષ સુધી વખો કરયો છેવટે ૪૦ સ૦ ૧૮૨૭ માં ઇડરના ડુંગરામાં તે સંતાઇ રહ્યો હતો. તેવામાં તેના મિત્રોના તરફથી તેને ફોડવાનો દારૂ મળ્યો હતો, તે સુકવવાને તેણે જાજમ ઉપર પોહોળો કરયો હતો તેમાંથી શિરબંધિયોને વેહેચી આપતા કોઇની જામગરી લાગ્યાથી બધો દારૂ સળગી ઉડ્યો તેથી ધીરજીને પીડા થઇ ને મરણ પામ્યો. તે વેળાએ તેનું વય આશરે પીસતાળીશ વર્ષનું હતું ધીરજીનું કદ નીચું હતું અને તે શરીરે પાતળો હતો. ઇડરના કોઇ પણ સરદારના વખા કરતા ધીરજીનો વખો ઘણો કેહેવાયો આખા મહીકાંઠામાં તેના પરાક્રમના ઘણાં વખાણ થાયછે. અને તેના રાસડા, ગીત, તથા કવિત ઘણા છે.

ધીરજી મરણ પામ્યો ત્યારે તેનો કબીલો મારવાડમાં હતો તેની બે ઠકરાણીમાંથી ચાવડીજીને તેના એક ચાકરે જઇને ધીરજી પેહેરતો તે પાઘડી બતાવીને સમાચાર કહ્યા એટલે તેજ પાઘડી સાથે સતી થઈ તેને કોઈ સંતાન ન હતું બીજી ઠકરાણીને એક કુંવર અને એક કુંવરી હતી તે લઇને તે વાંકાનેર ગઈ *

* બારવટિયા ઠાકોરને પકડવાને બ્રિટિશ સરકારે જે જે પ્રયત્ન કરયા તે તે નિષ્ફળ ગયા, કેમકે મહીકાંઠાના સર્વે ઠાકોરો તેના ઉપદ્રવ વિષે ઘણું કરીને સરખી રીતે અખાડા કરી જતા હતા તેને લીધે મુખ્યત્વે કરીને એમ બન્યું હતું એવું મુંબઇ સરકાર કેહેછે ધીરજીની સાથે સલાહના કેહેણ કરવા અને તેની ફરિયાદનો તપાસ કરીને જે વાજબી લાગે તેનો ઇનસાફ આપવાનું વચન આપવાને વડોદરાના રેસિડેણ્ટને સૂચવવામાં આવ્યું મિ વિલ્લોબી તે દાહાડે રેસિડેન્સીનો ઉપરી હતો તેણે બારવટિયા સાથે કેહેણ ચલાવા માંડ્યું, પણ તે ચાલતું હતું તેવામાંજ તેના મરણના સમાચાર તેના સાંભળવામાં આવ્યા એવ્યે તે વિષે તે ગૃહસ્થે તા ૬ ઠી આગસ્ટ ૧૮૨૭ ને રોજ રિપોર્ટ કરી વાળો વાંકાનેરના ઠાકોર ધીરજીને કજા થઈ ત્યાર પછી તે છ દિવસ જીવ્યો, અને તેનું મરણ પાસે આવ્યું જાણીને તેણે પોતાના એક રજપૂત માણસને હકિકત કેહેવાને વિલ્લોબી પાસે મોકલ્યો અને પોતાના કુટુંબની સંભાળ રાખવા વિષેની અરજ કરાવી

# પ્રકરણ ૧૩.

## ધારના મહારાજ ગંભીરસિંહજી.

કુવર ઉમેદસિંહ શીતળાના રોગથી ઇ૦ સ૦ ૧૮૨૮ મા મરણ પામ્યો તે વેળાએ તેનુ વય સતાવીશ વર્ષનું હતુ તેની રાણિયોમાથી બે જણિયો તેની પછવાડે સતી થઇ, તેમાની એક ધરોળના ઠાકોર રતનસિંહ ચોહાણની દીકરી હતી, અને બીજી માણસાના ચાવડાની દીકરી હતી એક ખવાસણ રાખ પણ સતી થઈ બીજી બે રાણિયોને સત ચડયુ નહિ, તે વાંસવાડા તથા દેવળિયાના રાજાની પુત્રિયો થતી હતી, તે વિધવાઓ પોતાને પિયર જઇને રહી

(कुनर उमेदसिंहनु-गीत.)

देण मोज आ घाट गज बाज अत दूथिया,
ज्ञान गभीरसुत समत गूटो,
चाव चित रखण चहुवाण अर चावडी
चभो सुरपननणो देण वूटो. १
सालसम चादिया दखण दल साझणो,
झाल अर झटणो खगा बळ झोक,
तरण जेम भाल उद्योतकारी तना,
लाळ सतिया सहित गयो सुरलोक. २
करी खोटी हरी अळां उपर कहा,

---

૧ કવિઓને ચાસ હાથી ઘોડા ધન આપનારો ગૂઢજ્ઞાન વાળો સુમતિ વાળો ગભીરસિંહનો પુત્ર તેનુ મન ચાહીને રાખનારી ચહુવાણી તથા ચાવડીજી સુખાવ તે ઈંદ્રનો વૈભવ લેવા ગયો

૨ શત્રુનુ સાલ, દક્ષિણી (મરાઠા) ની ફોજ તોડનારો તરવારના જોરથી ગજને આધીન કરનારો સૂર્યનુ કપાળ ગુણના જેવુ તેજસ્વી જેનુ છે ત લાલ સતિયો સુધ્ધા દેવ લોક ગયો

सरी न हस पातां गरजसा मेद;
राणियां तळक साथे करी राठवड, ।
अमरची परी अंद्र हुवो उमेद. ३
चमर ढळता थकां साम चहुवाणरो,
आथ कवियाणरो करन एहनाण,
धणी होय मालियो कुंवर जोधाणरो,
भुवन शक्रतणे हिंदुवाणरो भाण. ४
सूर अर शशिलग हरो गज साहरो,
परम पद पामसी असो पूरो,
भेटशे वभो सुरतणो उमेदसी,
भेटशे पछी गौलोक भूरो. ५

કુવરનું મરણ સાંભળીને ઇડરનો એક બ્રાહ્મણ હતો તેને ચિંતા થઇ કે હવે રાજ્યની કેવી વલે થશે ! તેથી તેણે કોઠી સાથે માથું પછાડયું એટલે તેના ઉપર લોહોડાનો દશ શેરનો હતો તે ગબડીને તેના માથા ઉપર પડ્યો તેથી માથુ ફૂટી ગયુ ને મરી ગયો. મહારાજે માયાસણ ગામ કુંપાવતો પાસેથી લીધું હતું તે આ વેળાએ તેણે એ બ્રાહ્મણના દીકરાને ખરચી આપ્યુ તે આજે પણ તેના વંશવાળા ખાય છે.*

૩ પૃથ્વી ઉપર ! હરિ તેં ખોટું શું કરવાને કર્યું ? માગણોની ગરજ સરી નહિ. રાણિયોમાં મુખ્ય રાઠોડ સાથે જઈને દેવની અપ્સરા થઈ, અને ઉમેદસિંહ ઇંદ્ર થયો.

૪ માથે ચમર ઢળતા છતાં ચહુવાણીનો પતિ, કવિયોની દોલત, એ ધણી રાણવા સારૂ ધન્ની થઈને જોધા કુળનો કુંવર, હિંદુઓનો સૂર્ય, ઇંદ્રને ઘેર ચાલ્યો.

૫ સૂર્ય ચંદ્ર તપતા સુધી ગજસિંહના વંશનો પરમપદ પામશે, એ ઉમેદસિંહ દેવનો વૈભવ પામશે, પછી તે ભૂરો ગૌલોક જશે.

* તા. ૧૩ મી મે, ૧૮૭૪ ના રોજનો ટનેંલ બાલન્ટેન ઇડરના રાજાના એકના એક કુંવરના મરણ વિશેનો રિપોર્ટ કરેછે, અને તેને લગતું તા. ૨૪ મીને રોજ લખે છે કે, 'સાહેબ સાહેબની ત્રણ રાણિયો તેની પછવાડે સતી થઈ, ગંભીરસિંહ અતિશય શોકમાં છે.'

ત્યાર પછી મહુના ઠાકોર ગોપાળસિંહનાં ગામ મહારાજે આપર્યાં હતાં, માટે તે ઇ૦ સ૦ ૧૮૨૯ માં બારવટે નીકળ્યો. તેની પાસે આશરે વીસ અસ્વાર હતા, તે લઇને પોતાને ચિત્રોડ ગામ ગયો. ત્યાંનો એક વાણિયો મરી ગયો હતો, તેની મોકાણે ઈડરનું મહાજન, બઇરાં, છોકરાં થઇને આશરે સો માણસ આવ્યું હતું, તે ત્યાં ચાર રાત્ર રહીને ઠાકોરને મળીને, ઈડરભણી પાછું ચાલ્યું. તેઓને વળાવીને ચિત્રોડનું મહાજન પાછું વળ્યું પછી ઠાકોર ગોપાળસિંહજિયે તેઓને પકડયાં અને ડુંગરમાં લઇ ગયો આ સમાચાર ઈડર પોહોચ્યા એટલે સાંનું બધું મહાજન પોકાર કરતું દરબારમા ગયું એટલે મહારાજે ઉપરની બારિયેથી ડોકું બાહાર કાહાડીને પૂછ્યું કે, " શુ છે?" ત્યારે તેઓ બોલ્યા જે, 'અમારાં માણસ મોકાણે ગયાં હતાં સાંમી ગોપાળસિંહ પકડી ગયા, તમે અમારા ઉપર શું ધણિયાપું કર્યુ? અમારે માથે કોઈ ધણી હોય તો આમ થાય?" તે સાંભળીને મહારાજે કહ્યુ કે, "તમારો ધણી તો રમેશ્વરની+ પાજે સુતો. તમારે માથે ધણી ક્યાં છે? હુ તો હવે ઘરડો થયો છું." પછી મહારાજ અસ્વારી કરીને નીકળ્યો તે ચિત્રોડે તથા મહુએ જઇને એમનો એમ પાછો આવ્યો. વળી વાણિયા પાછા આવીને શોર બકોર અને દુઃખના પોકાર કરવા લાગ્યા, કેમકે તેઓને એવો શક પડયો કે ગોપાળસિંહે કેદ પકડાયલી સ્ત્રિયોની આબરૂ લીધી છે. ત્યારે મહારાજે પોતાને માથેથી પાઘડી કાહાડી નાંખી, અને ફાળિયું બાંધીને કહ્યું જે, "હું તમારા માણસ લાવી આપીશ ત્યારપછી પાઘડી બાંધીશ; પણ મનમાં એવી પ્રતિજ્ઞા કરી જે, "ગોપાળસિંહને મારી નાખ્યા પછી પાઘડી બાંધીશ." ત્યાર પછી ગોપાળસિંહે તે વાણિયાએનો દંડ લઇને તેમને છોડી મૂકયા, અને પોતે કબીલા સુધાત મહુના ડુંગરામાં રહીને ઇડર જિલ્લામાં લૂંટફાટ કરવા લાગ્યો, છેવટે મહારાજે પોતાની ફોજ સુધાંત જઇને મહુપાસે ભવનાથ મહાદેવ નજીક મેળાણ કર્યું, અને વીજાપુરના બારોટ દામોદર મોહોબતસિંહને બાંહધર આપીને ગોપાળસિંહને તેડાવ્યો. તે આવ્યો એટલે મહારાજે તેને કસુંબો પાઇને કહ્યું જે, "તું મારું છોરું છું, તારા જેવું મારે "કોણ છે! તને દેખુછું ત્યારે મને

---

+ એ વાત કુંવર ઉમેદસિંહને લાગુ કરવામાં આવી છે, કેમકે તેની છત્રી એ નદીને કિનારે કરવામાં આવી છે.

"કુવર ઉમેદસિંહ જોયા જેટલો સંતોષ થાયછે" એવાં વચન કહીને તેને મહુમાં રાખ્યો. પછી મહારાજ ઇડર ગયો પણ કહેવા લાગ્યો જે, "ગો-"પાળસિંહ વિના મને અન્ન ભાવતું નથી" એમ કહી તેને ઈડરમાં તેડાવ્યો.

ઇ૦ સ૦ ૧૮૩૦ માં મહારાજ પરગણામાં અશ્વારી ફરવા નીકળ્યો, તે સમયે પોશીનામાં ખેરોદના ઠાકોર બદસિંહને પકડીને બેડિયો જડી. તેનુ કારણ એવું જે:—

હુકાદ પોશીનાનો ઠાકોર ઇ૦ સ૦ ૧૮૨૮ માં ગુજરી ગયો, ત્યારે તેનો કુંવર પર્વતસિંહ અઢાર વર્ષનો હતો, પણ તે શૂરવીર નહતો. જામતસિંહ અને બદસિંહ તેના પિત્રાઇ ભાઇ થતા હતા, તેમાંથી જામતસિંહ નો વિચાર પર્વતસિંહ જે ખરો વારસ હતો તેને ગાદિયે બેસારવાનો હતો પણ બદસિંહને પોતાને બેઠી જવું હતું તથાપિ તેનો ઉપાય ચાલ્યો નહિ એટલે ઇડરમાં મહારાજની પાસે આવીને કેહેવા લાગો જે, "જો તમે મને પોશીનાની ગાદિયે બેસારો તો હુ તમને એ પટાનો ચો-'થો ભાગ લખી આપુ." આ વાત મહારાજે માન્ય કરી. પરતુ તે કુવરે તથા જામતસિંહે જાણ્યું એટલે તેઓ પણ ઇડરમાં આવીને મહારાજને કેહેવા લાગ્યા જે, "કુવર છતાં પિત્રાઇને ગાદિયે બેસારવાનો શિરસ્તો નથી માટે તેમ કરવુ આપને યોગ્ય નથી." ત્યારે મહારાજે કહ્યુ જે, "એ મને ચોથો ભાગ લખી આપેછે માટે હું એને બેસારીશ" આવુ સાભળીને તે-ઓને કશો ઉપાય નહિ સુઝ્યાથી તેમણે પણ કહ્યું જે, "અમે તમને ચો-થો ભાગ લખી આપિયે છિયે" ત્યારે મહારાજ કેહે જે. "ચોથો ભાગ તો એય લખી આપેછે, તમે એનાથી શું વધારે આપો છો જે તમને ગાદિયે બેસારૂં ?" પછી કેટલીક હા ના થયા પછી કુંવરે ત્રીજો ભાગ લખી આપ્યો, એટલે તેને ગાદી ઉપર બેસારવા માટે જામતસિંહ પોશીને ગયો. ત્યારે બદસિંહે મહારાજને ૭ આની ભાગ લખી આપવાનુ કહ્યું, એટલે મહારાજે હુકમ લખ્યો જે કુવરને ગાદિયે બેસારયાવિના પાછા અહિ આવજો. તે ઉપરથી તે પાછો આવ્યો એટલે મહારાજે કહ્યુ જે, 'બદસિં

૭ આનીઃ ભાગ લખી આપેછે માટે એ ગાદિયે બેસશે. આ વિષેની ચાં-જગડ બે મહિના સુધી ચાલી, છેવટે કુવરે અરધો ભાગ લખી આપ્યો ત્યારે મહારાજે સુવેરના કુંવરને પચાસ બંધુકદાર પચાસ અસ્વાર, હાથી, નગારૂં તથા ચોપદાર આપીને કુંવરને ગાદિયે બેસારવામાટ તથા દરબારનો અર્ધો ભાગ તપાસી લેવા માટ મોકલ્યો. કુવરે તે પ્રમાણે જઇને પર્વતસિંહને ગાદિયે બેસારયો એટલે બદસિંહે ભેરોલમાં પોતાને ઘેર જઇને પોશીના પટાના ગામને હરકત કરવા માંડી તે ઉપરથી નવા ઠાકોરે ઇડર ફરિયાદ કરી. મહારાજે બદ્દીને ઇડર તેડાવ્યો, પણ તેણે જાણ્યું કે મને મારી નાંખશે તેથી તે આવ્યો નહિ. પછી બાહ્યધર આપીને તેને તેડાવ્યો એટલે તે આવ્યો તો ખરો પણ મહારાજનો ભરોસો રાખતો નહિ તેવામાં શિરોહીનો કારભારી ત્યાં કાંઇ કામ વાસ્તે આવ્યો હતો તેના ભેગો બદજી આવીને ઉતર્યો, એટલે મહારાજે તેને દરબારમાં બોલાવીને ઠપકો દીધો પણ તેણે કાંઇ ગાન્યુ નહિ ત્યારે મહારાજે તેને પકડવાનો વિચાર કર્યો પણ શિરોહીનો કારભારી સામો થશે એવો તેને ડર લાગ્યો, તેથી એ વિચાર જવા દીધો, અને તેને શીખામણ દઇને રજા આપી એટલે બદજિયે ઘેર જઇને પછી એજ રીતે પોસીના પટાને હરકત કરવા માંડી, ત્યારે વળી મહારાજે બાહ્યધર આપીને તેડાવ્યો પણ તેણે ઇડર આવવાની ના કહી, એટલે મહારાજે તેના બે કારભારી એક બ્રાહ્મણ અને એક ભાટ હતા તેમને કહ્યા અને કહ્યુ કે, "તમે બદજીને દરબાર સુધી લાવશો તો તમને અકેકુ ગામ આપીશ" પછી તેઓ બદજીને ભોળવીને ઇડરમાં લાવ્યા ત્યારે મહારાજે તેની ઘણી આગતા સ્વાગતા કરી પછી તેને કચેરીમા બોલાવ્યો પણ તે આવ્યો નહિ

* હિંદુઓમા જેમ આના અથવા રૂપિયાના ૧/૧૬ મા ભાગ વેહેંચાયછે તેજ પ્રમાણે વેલ્સમા હજી લગણ એના જેવી જ રીત ચાલે છે વાહાણના ભાગ વિષેનો એક મુકરદમો કોર્ટમા ચાલતો હતો તેમા બધા સાક્ષિયો વેલ્સલોક હતા તેઓ પોતાના ભાગની વાત કેહેતા વાહાણને વજનની વાત લાગુ પાડતા હતા, તે સાંભળીને સર્વેને આશ્ચર્ય લાગતુ હતુ, તેનો ખુલાસો ઇન્ટરપ્રિટરે નીચે પ્રમાણે કરયો —વાહાણ બંધાવાનુ હોય તેના ચોસઠ ભાગ કરવામા આવેછે અને બધા ભાગીદારો મળીને જે ભાગ રાખેછે તે સર્વે એકદર એક પૌન્ડ ગણવામા આવેછે આ પ્રમાણે ૧/૬૪ જેનો ભાગ હોય તેને એક ચૌસઠનો ભાગિયો કેહેછે ૨/૬૪ તો અર્ધ ચૌસઠનો ભાગિયો કેહેછે, ૧/૬૪ નો પા ચૌસઠનો ભાગિયો કેહે છે, એ રીતે પ્રમાણ બંધાયછે

ત્યારે ઘણો વિશ્વાસ આપીને તેડાવ્યો અને મહારાજે સિધી મેર જમાદારને કહ્યું જે, "અદજી આવે એટલે તેને તરત પકડી લેવો." પછી તે કચેરીમાં આવતો હતો તેવોજ તેને પકડીને તે પોતાને ઉતારે લઇ ગયો અને કેદ કરીને તેના પગમાં બેડિગો નાંખી

ઈ૦ સ૦ ૧૮૩૦ માં મહારાજ અશ્વારી ફરવાને નીકળ્યો ત્યારે બદજીને કેદમાં સાથે લીધો, પણ બે મહિના પછી તેનો ખેરાદ પટો બેનલખ કરીને ફેલજામીન લઇને તેને રાજી કરી છોડી મૂક્યો, એટલે તેણે ઘેર જઇને બે'લા બે કારભારિયોને બોલાવીને વિશ્વાસ આપી રાખ્યા પછી બ્રાહ્મણનું માથું કાપી નાંખીને તે કૂતરાપાસે ચુંથાવ્યું, અને ભાટને પણ મારી નાંખવાની યુક્તિ કરી પણ તે ત્યાંથી સટકી ગયો.

મહારાજ પોતાની અશ્વારી લઇને નીકળ્યા ત્યારે અહંમદનગરના રાજા કર્ણસિંહ, મહુના ઠાકોર ગોપાળસિંહ, અને સર્વે સરદારો સાથે હતા, તેવામાં ઉપર લખેલા બે સરદાર, તથા મુડેટીના ઠાકોર જાલમસિંહ એ ત્રણે મળીને ઘરમેળે ઠરાવ કરીને મોજે પાલ ઉપર અશ્વારી લઇ જવાનો વિચાર કર્યો, અને મહારાજ તથા તેના કારભારી દરજણસિંહનો વિચાર રેહેવર ઉપર જવાનો હતો. પણ પે'લા સરદારોએ ભોળવીને પાલ ભણીને રસ્તે અશ્વારી ચલાવી અને સરજામ આગળ મોકલીને પાલ મારવાની પોતાના માણસોને આજ્ઞા આપીને તેઓ મહારાજની સાથે રહ્યા. તેઓએ ત્યાં જઇને પાલ મારો અને ત્યાંનાં બધાં ઘર બાળી નાંખ્યાં. ત્યાંનો ઠાકોર મોહોબતસિંહ ડુંગરામાં નાશી ગયો. તે નાશી જાય એવે તો નહતો પણ પોતાના ધણીની ફોજ જાણીને નાશી ગયો. પછી મહારાજ આવ્યા અને ગામ બળી ગયેલું જોયું ત્યારે ત્રણે સરદારોને ઘણો ઠપકો દીધો, અને પાલને પાદર મેલાણ કર્યું. ત્યાંના ઠાકોર મોહોબતસિંહે બીસ લોગા કરીને ફોજને પાછા જવાના રસ્તાબંધ કરયા. તેથી ત્યાં દસ દિવસ સુધી પડાવ રાખ્યો અને પાલમાંથી મજેથી લુટ ઉપર ગુજરો કરવા માંડ્યો. દરજણસિંહના માણસોએ કશુ લૂટ્યું નહિ પણ પેલા એકસંપી થયેલા સરદારો આસપાસના ગામ લુટતા હતા તેથી મહારાજને ઘણી ચીડ ચડતી હતી, એ ફોજમા એક વ્યાપારી+ હતો તેનાં ઉંટ સામાન લઇને ઇડ-

---

+, એ વ્યાપારી ઇડરનો ગોસાઇં દોલતગરજી મુળિગરજી કરીને હતો

રથી આવતા હતા તેઓને તથા તેના માણસોને ભીલોએ ઘાયલ કરીને બધો સામાન લૂંટી લીધો તે સમાચાર ફોજમાં આવ્યા, અને પાલના ઠાકોર મોહોબતસિંહે પણ કહાવ્યું કે, "મહારાજે મારૂં ગામ રૂપિયા ભરતાં છતાં વગર વાંક કરવે માર્યું છે તેથી હવે ફોજ લઈને પાછાં જતાં કઠિણ પડશે" ત્યારે મહારાજે કહાવ્યું જે, "મારે પાલ મારવી ન હતી પણ આ ત્રણ સરદારોએ મારી છે" ત્યારે તેણે કહાવ્યું કે "તેઓને તો હું પોહોચત પણ આપ શા વાસ્તે તેમની સાથે પધાર્યા ?" પછી મહારાજે તેને તેડાવ્યો પણ તે આવ્યો નહિ ત્યારે તેણે બહોનસ્ત કરી આપ્યો કે, પાલ વસાવ્યા પછી બે વર્ષ સુધી કશી મારે જમાબંધી લેવી નહિ એવો ઠરાવ કરીને ત્યાંથી મેલાણ ઉઠાવ્યું, અને મનમાં ખોટું લાગ્યું તેથી બીજે કદિ નહિ જતા પાછા ઇડર ગયા, અને ફોજ વેરી નાંખી.

મહારાજે ગોપાળસિંહને પોતાની પાસે રાખ્યો હતો, તેવામાં તેને અને દરજણસિંહ પ્રધાનને માહોમાંહે દ્વેષભાવ બન્યો હતો. મહારાજે ગોપાળસિંહને કહ્યું જે, 'ઇડરનો કારભાર તમને આપવો છે, અને એક વાત વળી તમે પેટમાં રાખો તો તમને કહું" તેણે કહ્યું કે "હું પેટમાં રાખીશ" ત્યારે મહારાજ કેહે જે, "દરજણસિંહને મારી નાખીશું ?" ગોપાળસિંહ કેહે કે, "આ વાત તમે સાચી કોહો છો કે મારી મશ્કરી કરો છો ?" ત્યારે મહારાજ કેહે કે, "સાચી કહુંછું." ત્યારે કહ્યું કે વચન આપો એટલે મહારાજે વચન આપ્યું પછી ગોપાળસિંહે મહુ જવાની રજા માગી તે શિરપાવ આપીને તેને આપી તે ઘેર જઈને પાછો આવ્યો, ત્યારે મહારાજે કુંવર ઉમેદસિંહને ઢાલ તરવાર તેને બક્ષિસ આપી, પણ ઘણા લોકો ગોપાળસિંહને કેહેતા કે, 'કેઇ સમયે મહારાજ તમો મારી "નાંખશે જૂવો કે, મોજે ચાંદણીના ઠાકોર સુરમલને ભવાનસિંહે દગા"થી મારયો હતો. મેદાસણના ઠાકોર ખુમાણસિંહના કુંવર જયસિંહને "પણ તેણે દગાથી મારયો હતો, એમના ઘરની એવી રીત છે," પણ આવી વાત ગોપાળસિંહે માની નહિ. ટોડાનો ઠાકોર પાહાડસિંહ તેનો સસરો થતો હતો તેણે સમજાવ્યો તથાપિ ગોપાળસિંહને ગળે એ વાત ઉતરી નહિ અને ઉલટું એવું ઉત્તર આપ્યું કે 'ટીંટોઇના ઠાકોર કન "ભાઇને ઇડરના દર નેગળો રાખ્યો, વાંકાનેરના ઠાકોર ધીંગજીને

"પણ વેગળા રાખ્યા, અને મને પણ એવો વેહેમ બતાનીને વેગળો ગ-
ણવા ઇચ્છોછો"

પછી ગોપાળસિંહની મા ગુજરયા ત્યારે ઘણા આગ્રહથી ગંજૉ લઇને પોતે મહુ ગયો અને તેની ક્રિયા કરી ત્યા પણ ઘણા માણસોએ કહ્યુ કે તમે ઇડર જશો નહિ, પણ ગોપાળસિંહે કોઇની વાત માની નહિ ત્યારે તેની ઓરમાન માએ, અને દરગાણિયે યુક્તિ કરી રાખ્યા પ્રમાણે, જ્યારે ગોપાળસિંહ ઇડર વાધ્યો ત્યારે, એક સ્ત્રી કાળા અને કાના ફૂટેલા હાલ્લા-મા પાણી ભરીને સામી આવી એ વગેરે અપશકુન કરી બતાવ્યા તોપણ ગોપાળસિંહ તો ઇડર ગયો

ત્યાર પછી ઘણે દિવસે ઇ૦ સ૦ ૧૮૩૧ મા મહારાજે પોતાના કસબાતીને વાત જાણ્યુ પડવા ન દેવા વિષે પક્કા સોગન દઇને કહ્યુ જે, "આજ ગોપાળસિંહને તમે મારી નાખો" આ વાત કોઇયે કબૂલ કરી નહિ ત્યારે મેરૂ જમાદાર સિંધી હતો તેને બોલાવીને એજ રીતે સોગન દીધા પછી કહ્યુ તેણે તે પ્રમાણે કરવાની હા કહી આગલે દિવસે મહારાજે ગોપાળસિંહને કહ્યુ જે, "કાલે શિવરાત્રી છે માટે તમે સવારના પ-"હરમા વેહેલા આવજો એટલે આપણે દરજણસિંહને મારવાનુ ધાર્યુ છે "તે કરીશુ" ગોપાળસિંહે તે પ્રમાણે, નાહી જમીને તૈયાર થઇ ડેઢિયે જઇ હુઝુરને ખબર કરાવી ત્યારે નિત્યના ધારા પ્રમાણે દરવાને તેઓના હથિયાર ડેઢિયે મુકાવ્યા ત્યા મેરૂ જમાદારના માણસ બન્દુકો ભરીને તૈયાર હતા અને ગોપાળસિંહને મારવાને તેની આવવાનીજ માત્ર રાહા જોતા હતા દરબારમાં જે પ્રતિદિન માણસો હતા, અને જે ગોપાળસિંહના પક્ષના હતા તે સર્વેને મહારાજે કાઇ ચાકરી બતાવીને પરગણામા મોકલ્યા હતા જ્યારે ગોપાળસિંહ દરબારમા આવ્યો ત્યારે મહારાજ વડી રાણીના* મેહેલમાં ગાદી તકિયા નખાવીને બિરાજ્યા હતા ત્યા ગોપાળસિંહને એ લાવ્યો તે વેળાયે દરબારને આરોગવાનો થાળ આવ્યો ત્યારે મહારાજે ગોપાળસિંહને કહ્યુ જે "તમે મારા ભેગા જમવાને બેસો," ત્યારે તેણે

* તેમનુ નામ દોલતકુવરબા હતુ અને તે ઓશવાના ભાટી ઠાકોરની કુવરી હતા એ ભાટી ઠાકોર મારવાડના જેસલમેરવાળાનો, ભાયાત થતો હતો જ્યારે મહારાજ દેવ થયા ત્યારે એ રાણી પણ તેમની સાથ સતી થઇ હતી

ના કહી, પણ ઘણો આગ્રહ કરીને તેને જમવા બેસાર્યો. જમી રહ્યા પછી મુખવાસ આપ્યો. ગોપાળસિંહના સસરા પાદાકસિંહે તેને કોરે લઇ જઇને કહ્યું જે, "મારા મનમાં એમ જણાયછે જે, આજ એ આપણને મારશે માટે મારી પુત્રી ચૌદ વર્ષની તમને પરણાવી છે તેની ખાતર હું તમને કહુંછું કે તમે તમારો બચાવ કરો." ત્યારે ગોપાળસિંહે કહ્યું કે, "તમને ખોટો વેહેમ આવેછે." પછી ગોપાળસિંહનો સસરો હુક્કો પીવાને મિષે ઘણી મુશ્કેલીથી પોતાનો જીવ બચાવીને ઉતારે પોહોચ્યો અને ત્યાંથી અસ્વાર થઇને સટકી ગયો. ત્યાર પછી જમાદારે પક્કો બંદોબસ્ત કર્યો કે કોઇ પણ જઇ શકે નહિ.

પછી મહારાજે ચાકરને આજ્ઞા કરી કે, "અત્તરની શીશી લાવો.' પછી ચાકર જે જે શીશી મેડી ઉપરથી લાવ્યો તે તે પસંદ કરી નહિ. છેવટે પોતે શીશી લેવા જવાને બાહાને જઇને દાદર બંધ કર્યો. તેણે જમાદારને કહ્યું જે, "હવે એ જીવતો જશે તો તારૂં માથું કપાવીશ" એટલે ચારે તરફનાં બારણાં બંધ થયાં અને ચારે તરફથી બંધુકો છૂટી. ત્યારે ગોપાળસિંહ સાથે બાર માણસો હતાં તે તેની આસપાસ વીંટાઇ રહ્યાં, પણ ગોળિયો વાગ્યાથી તેઓ મરાયાં, અને ગોપાળસિંહ જખમી થયો ત્યારે મહારાજે ડોકિયું કરીને કહ્યું જે, 'ગોપાળસિંહ, તારે ઇડરની વાણિયણોને પકડવી ઘટતી હતી કે? હવે તારે જે જોર કરવું હોય તે કર. આ લે બે તરવારો બાંધ." એમ કહીને બે તરવારો નાંખી. પછી ગોપાળસિંહે ભટિયાણીજી રાણીને પોકાર મારીને કહ્યું જે, "હું તમારા મેહેલમાં તમારે શરણે છુ." એટલે રાણિયે મહારાજને કહ્યું કે "હવે ગોપાળસિંહને મારશો તો હું પણ તેની સાથે મરીશ. ત્યારે મહારાજ કેહે કે, "હવે એ ઉગરશે તો મને મારશે, અથવા ઘણી હરામખોરી કરશે." રાણી કેહે કે, આપણે પક્કો બંદોબસ્ત કરીશું પણ હવે તો એને મરાય નહિ. પછી એ રીતે બે દિવસ અને એક રાત ગઇ ત્યારે બીજી રાત્રે ગોપાળસિંહે વિચાર્યું જે, "રાજગઢ ઠેકીને નાશી જાઉં," આવા વિચારથી તે બાહાર નીકળ્યો એટલે સિપાઇઓએ તેને તરવારથી ઠેર કર્યો. પછી મહારાજે બંગિયાને બોલાવીને હુકમ કર્યો જે એ સર્વેના મડદાંના કડકા કરીને સમળિયોને ખવરાવો. આવી વાત સાંભળીને મહાજનના મુખ્ય શેઠિયાઓએ આવીને અરજ કરી જે, "મહારાજ, જે ગુન્હેગાર હતા તેઓને તમે શિક્ષા કરી હવે તેમ-

ની ગાદી સાથે તમારે કાંઈ વેર નથી, માટે તેઓને બળાવો પછી ગાડામાં મડદાં ભરીને સ્મશાનમાં લઈ જઇ એક ચિતામાં બાળ્યા એ ત્રણ દિવસ સુધી દરબારમાં મહારાજ સુધાત કોઇરે અન્ન ખાધુ ન હતુ ગોપાળસિંહના કુંવર બે હતા, એક ભારથસિંહ સાત વર્ષનો હતો અને બીજો પર્વતસિંહ ત્રણ વર્ષનો હતો તેઓ તથા તેઓનો કબીલો તથા તેમની તરફના જે લોકો હતા તે ઉપરના સમાચાર સાંભળીને ડુંગરામાં નાશી ગયા, ત્યારે મહારાજે મહુ જઇને પાસે ગેથાણુ કર્યુ અને ગોપાળસિંહના કુંવરોને પાછા બોલાવીને તેમને તેમની જગ્યા પાછી સોંપી



ટીપ—મહુના ગોપાળસિંહની ઉપર પ્રમાણે અવસ્થા થઇ તે મ-ખંની અંગ્રેજી દફતરમા કાંઇ લખાણુ થયેલુ જોવામા આવતુ નથી. લે-ફ્ટનન્ટ કર્નલ બાલનટૈનના પછી મહીકાંઠામા પોલિટિકલ એજંટની નેમણુક થઈ નથી તેથી કરીને એવા પ્રકારનું કામ અંગ્રેજ સરકારને કાને જઈ પોહોચે નહિ એમ છૂપું રાખવામા આવે અથવા તે ઉલટી રીતે સમજાવી પણુ દેવાય, તથાપિ મહારાજ ગભીરસિંહ વિષે જે કાંઈ બીજુ લખાણુ થયું છે તે ઉપરથી ખરેખરી ધારણુા થઈ શકે કે ઉપરના જેવા કૃત્યનો સભવ બની શકે ખરો દગાફટકા કરવાનો તેનો ચાલ હજી લગણુ પણુ આખા ઇડરવાડામા પ્રસિદ્ધ છે, અને ભાટલોકોએ તેના બીજા ઘણુા કૃત્યો-ની નોંધ રાખેલી છે તે ઉપરથી પણુ દીઠી આવેછે

ઇ૦ સ૦ ૧૮૨૧ મા રાજા ગભીરસિંહ વિષે મેજર મૈલ્સ નીચે પ્રમાણે લખેછે—'ઇડરના હવણુંના રાજાની ચાલવિષે લોકો કેહેછે કે, તે "દગા ફટકા, અસ્થિરતા અને ઠગાઇ ભરેલી છે, જો એની મતલબ સરતી "હોય તો એ કોઇ માણુસના જુલ્મની કે તેની કાયનાતની દરકાર કરે એવો "નથી તે વિશ્વાસ કરવા જેવો માણુસ નથી એ વાત બધે જાણીતી છે,

"અને મારા સાંભળવામાં એવું આવ્યું છે કે આખા ઈંગ્લાંડમાં એવો "કોઇ એક માલુમ ભાગ્યેજ મળી આવશે કે જે એના વચન આપેલા પ્ર- "માણે અથવા ઠરાવ કર્યા પ્રમાણે પગારને સોગન ખાય તેના ઉપર જરા "પણ આધાર રાખે તે પોતાની ઉપજની વ્યવસ્થા કરનારમાં નજર પોહો- "ચાડીને કામ કરનારો ગણાતો નથી, પણ તેની ગયુના ઉડાઉમાં થાયછે "તે તેના માગનારાઓની અને સિપાઇયોની સાથે ઠગાઈ કરવાના તેનાથી "અને તેગલા ઉધાર કરેછે તે બ્રાહ્મણો અને ગોસાઇયોના કબજામાં સપૂર્ણ "છે તેઓ તેને ભારે વ્યાજથી નાખ્યાં ધીરે છે અને તેની ઉપજ અગાઉ "થી ઓછ્યાં કરી જાયછે આવી ખોટી રીતભાત કહેવાયછે તે કેટલીક "બાબતમાં વાજબી છે, પણ બીજી કેટલીક બાબતમાં વધારીને કહેલી જ "ણાયછે રાજાનામાં પોહોંચ હોય એમ જણાયછે તેની સાથે દગાફટકા "અને યુક્તિનો કરસાવું ખાસ વલણ પણ જણાઇ આવેછે જન પરીક્ષાના "જ્ઞાનને લીધે તે તેના કારભારિયો અને સબંધિયોના કરતાં શ્રેષ્ઠ થયો છે, અને રાજનીતિની વ્યવસ્થામાં તેઓ તેની બરાબરી કરી શકે નહિ ત્યારે પોતાની દીર્ઘદૃષ્ટિ અને કુશળતાની ખામી જણાવવાને બદલે તેના છળભેદનો "વાંક કાહાડવાને વધારે રાજી હોય વળી, તેની સ્થિતિ, અને તેની આસ "પાસના લોકો તથા જેની તકરારમાં તે આવેછે તેને અનુસરીને તેની ચાલ "ચલગતનો વિચાર બધવો જોઇયે દરેક જાતની વાત લક્ષમાં લેતા છતા "પણ કબૂલ કરવું જોઇયે કે રાજા ગંભીરસિંહ એકલો અને પૂરો ગોમુખ "બ્રાહ્મ હતો તેનામાં દગો ફટકો અને કૃરતા સપૂર્ણ રીતે ભરેલા હતાં "આવા ગુણને લીધે રજપૂતોમાં, રાઠોડ જાત જાણીતી છે તે શેકસપિયર "કવિના *ગ્લોસ્ટરની પેઠે આ પ્રમાણે આત્મગત ભાષણ કરી શકે કે—

'હું હસી શકું, અને હસું એટલી વારમાં ખુન કરૂં, અને મારા હૃ "દયમાં ડખેછે તેને સતોષ પમાડું, અને ખોટાં આંસુ પાડીને મારા ગાલ "ભીના કરૂં, અને સર્વ પ્રસંગને અનુસારનો મારો ચેહેરો કરૂં'

---

* શેકસપિયરે છઠા હેનરી રાજા વિષે ત્રણ ભાગમાં નાટક રચ્યુંછે તે માહેલા ત્રીજા ભાગના અંક ૩ જાના બીજા પ્રવેશમાં જૂનો ગ્લાથા એડ્વર્ડ રાજાનો આ ગ્લોસ્ટરનો ડ્યુક ભાઈ હતો અને તે ત્રીજા રીચર્ડને નામે તેની પછવાડે રાજા થયો હતો. તેણે પોતાના ભાઇ એડવર્ડના બે કુમારને ઘાતકીપણે મારી નાખ્યા હતા

## પ્રકરણ ૧૪.

### ઈડરના મહારાજા ગંભીરસિંહ.

પોતાના પિતા ઉદયસિંહની પછી સુમારે ઈ૦ સ૦ ૧૮૦૪ માં મુંડેટીના પટાની ગાદિએ જાલમસિંહ બેઠો. ગોતાનો ઠાકોર, ઉદયસિંહનો ભાઈ થતો હતો તે મરણ પામ્યો ત્યારે તેની પછવાડે કુંવર ન હતો તેથી જાલમસિંહે તેનો પટો પોતાના પુત્ર ઉમેદસિંહને આપવાનો વિચાર કર્યો. એ ઉમેદસિંહની મા વરસોડાના ચાવડા ઠાકોરની પુત્રી થતી હતી. ગોતાનો પટો ઈલાયદો હતો માટે ઇડરના દરબાર તાજમ આપે ત્યારે ઉમેદસિંહનાથી ગાદિએ બેસાય માટે તે વિષે પૂછવા સારૂ જાલમસિંહે પોતાના કારભારીને ઇડર મોકલ્યો ત્યારે દરબારે કહ્યું જે, "તમે જે દિવસનું મુહૂર્ત ઠરાવશો તે દિવસે ઉમેદસિંહને પાઘડી બંધાવવાને અમે ત્યાં આવીશું." દિવસ નક્કી ઠર્યો ત્યારે દરબારની વતી કુંવર ઉમેદસિંહ મુડેટી ગયો. એ કુંવરનું સગપણ જાલમસિંહની રાઠોડ કુળની ઠકરાણીથી થયેલી દીકરી બાઇ ગુલાબકુંવરબા સાથે કરેલું હતું અને તે સૂરજમલ અને શેરસિંહની સગી બેહેન થતી હતી. તેથી ચાવડા ઠકરાણીના પુત્રને પાઘડી બંધાવવાને બદલે રાઠોડ ઠકરાણિયે પોતાના કુંવર શેરસિંહને ગોતાની પાઘડી બંધાવવાને પોતાના જમાઇને ઉશ્કેર્યે; આથી કરીને આગળ ઉપર નીપજવાની આફતનું બીજ રોપાયું, અને જાલમસિંહને પોતાની ઠકરાણી રાઠોડીજી તથા તેના કુંવરના ઉપર ઘણું માઠું લાગ્યું અને તેના તથા મહારાજના ઉચા જીવ થયા.

પછી શેરસિંહ તે દિવસથી ગોતે જઇ રહ્યો* તેના પટાનું બીજું ગામ રતનપર વખાસણના ઠાકોરના ખમણી ગામની પાસે સેઢાસેઢ છે. આ બન્ને ગામમા પોતપોતાનું થાણુ રેહેતું હતું આ બે ગામના બેહુનો વચ્ચે સીમા વિષે ચોમાસામાં તકરાર ઉઠી, તે જેગાએ બન્ને પક્ષકારોને વેરી નાંખવામાં આવ્યા, પછી તેઓએ પેત પોતાના ધણી પાસે ફરિયાદ કરી ત્યારે બન્ને ધણિયોએ પોતપોતાના માણસોને એવું ઉત્તર આપ્યું કે, "તમે મરદ હતા કે કોણ હતા, એમાં અહિં શું ફરિયાદ કરવા આવ્યા, લડી મ-

---

* ઠાકોર અભયસિંહની ઠકરાણી રાઠોડીજી ગોતે હતા તેને ખોલે જઇને રહ્યો એટલે ગોતાનો સર્વ વારસો તેને મળ્યો. ભા. ક.

રિયે નહિ ?" પછી બીજે દિવસે બન્ને બહીના ભેડુનો હથિયારબંધ થઇને હળ લઇને આવ્યા, અને ખૂબ લડાઇ થઇ શેરસિંહના ભણીનું એક માણુસ ખપગયુ, અને બીજા ઘાયલ થયા; અને સામી બાજુનાં ઘણા માણુસ ઘાયલ થયા આ વાત સાંભળીને શેરસિંહે મુંડેટી જઇને પોતાના પિતાને કહ્યુ કે, "વનાસણુવાળાએ મારૂં એક માણુસ માર્યુ માટે તમે મને આશ્રય આપો, નહિ તો, ત્યાં ઘણું લશ્કર છે તથાપિ વલાસણુને પાદર જઇ લડીને મરીશ આવુ સાંભળીને જાલમસિંહ ફોજ કરીને વલાસણે ગયો અને લડાઇ થઇ મુંડેટીવાળાએ ઈડરના મહારાજને એ વાતની ખબર કરી ત્યારે તેણે કહ્યુ કે, "વલાસણુવાળા જ્યારે તમારા માણુસોને મારશે ત્યારે આપણી મારવાડિયોની શી લાજ રેહેશે ? વળી કોઇ સમે તેઓ તમારી મુંડેટી પણ ડબાવી પડશે, માટે તમારે જોઇયે તો દરબારના શિરબંધી તથા નાણાં મગાવજો પછી વલાસણુવાળાએ મહારાજની મદદ માગી, કેમકે તેના પટામાં અર્ધે અર્ધ ભાગ મહારાજનો હતો તોપણ મહારાજે જાલમસિંહને જેવો જવાબ દીધો હતો તેવોજ તેને દીધો કેમકે તેની એવી મરજી હતી કે "બેમાંથી એક જે માર્યો જશે તેનું સાલ મારે ઓછું થશે. આ વેળાએ વલાસણુમાં એક બાની રેહેતી હતી તે પુરૂષનો પોશાક પેહેરતી અને તેણે માનદાસ એવુ પુરૂષનું નામ રાખ્યું હતુ તે ચોવટ કરવામાં પ્રસિદ્ધ હતી, અને તેજ પ્રમાણે ઈડરમાં આવીને તડાકા મારીને મહારાજની હુઝૂરમાં કેહેવા લાગી જે, "વલાસણુના માણુસોએ મારવાડિયોને અપમાન પોહોંચે એવી રીતે નસાડી મૂક્યા" દરજણુસિંહ પ્રધાન આ વેળાએ દરબારમાં હતો તેને એ વાત સાંભળીને ઘણું લાગ્યું કેમકે તેનો દીકરો તથા તેનો ભાઇ મુંડેટીના ઠાકોરની પક્ષે ગયા હતા તેણે જાલમસિંહને લખ્યું કે, "વલાસણું માર્યાવિના આવો તો ઈડરમાં મ્હોડુ દેખાડશો નહિ રૂપિયા જોઇયે તો મગાવી લેજો" આ કાગળ વલાસણુ પોહોચ્યતા પેહેલાં આગલે દિવસ થોડી ઘણી લડાઈ થઇ હતી પણ પાસેના એક ઠાકોરે વચમાં પડીને સમાધાન કરયુ હતું જાલમસિંહને કારભારીનો કાગળ પોહોંચ્યો એટલે હલ્લો કર્યો તેમાં ખામણોનો ઠાકોર મરાયો, ગામ લૂટ્યું, બાળ્યુ, અને ત્યાંના ઢોર તથા બાન લીધાં તે વેળાએ તો તેટલેથીજ તકરાર બંધ પડી, અને મારવાડી પાછા ઘેર ગયા અંગ્રેજ સરકારના

બંદોબસ્તને કરીને વવાસણવાળાથી વેર વળાયું નહિ, પણ તેઓ એમ ધારેછે કે અંગ્રેજ સરકારનું રાજ્ય હશે નહિ ત્યારે મુંડેટી ઉપર વેર વાળીશું

ઈ૦ સ૦ ૧૮૨૦ મા ચોહાણ વશનો ઉદ્દેશ સગોત્રી ગુજર્યો એટલે મહારાજા ગંભીરસિહે તેના ગામ ઉપર દાવો કર્યો, તે એવા મુદ્દા ઉપરથી કે એ ગામ મુંડેટીના પટાથી ઈલાયદુ છે માટે હવે અમે ખાલસે કરીશું. જાલમસિહ સામો થયો અને કહ્યુ કે, "તમે મારો હક છીનાવી લેશો તો હું બારવટે નીકળીશ" આ વેળાએ કર્નલ બાલન્ટૈન ઈડરનાડાનો ઠરાવ કરવામાં ગુથાયો હતો. તેણે જાલમસિહને કેદ કર્યો, પણ ચાર મહિના પછી તકરારી ગામ પાછુ આપવાને કબુલ કર્યું, અને મહારાજાને બીજા તેના હક જે આપવાના હતા તે આપ્યા તથા બીજા દશ વર્ષ સુધીના સારી ચાલના જામીન આપ્યા ત્યારે તેને છોડયો *

---

* કર્નલ બાલન્ટૈનના સાદરા મુકામના તા ૧૫ મી આકટોબર ૧૮૨૨ ના સામાન્ય રિપોર્ટમા નીચે પ્રમાણે છે—

'એ ઠાકોરની (મુંડેટીના જાલમસિહની) ચાલ, ગયા એપ્રિલ મહિનાની ૭ મી "તારીખના મારા રિપોર્ટમા મે સરકારની જાણમા આણી છે, અને તેના દગાની 'વાત સાબીત કરીછે ત્યાર પછી એ ઠાકોરે દંડ ભરીને ઈડર સાથનો વાંધો પતાવી દીધો "છે, અને તેને તેનો પટો પાછો આપવામા આવ્યો છે * * * દરેક પટાવતને જિ- "લાયત હોયછે, અને તેનો જેવો રાજા સાથે મરતબો હોયછે તેવો તેઓની સાથે જિ- "લાયતનો છે ચાકરીને પેટે તેઓ જમીન ભોગવેછે, અને તે આ બદોબસ્તમા સા- 'મેલ ગણવામા આવી છે આ પટામા ચાર જિલાયતો છે, પણ જિલાયતોની જમી- "ન પણ ઈડરે બખસીસ કરેલી છે, અને એટલા માટે તેનો સરખો હક અને મરતબો "છે એની હકિકત આ પ્રમાણે છે—હાલના રાજ્યવશની જ્યારે ઇડરમા સ્થાપના "થઇ ત્યારે હાલના જિલાયતોના પૂર્વજો રાજાના પટાવતોના અનુયાયી, સગા, અથ- 'વા પક્ષકાર હતા, અને ઇડર પાસેથી તેમના પ્રમાણે સરખા ભોગવટાની જમીન "પામ્યા પટાવત પોતાના જિવાયત પાસેથી જમીન લઈ શકતો નથી પણ તેની પા- "સેથી ચાકરી લેછે, અને ફેર માત્ર એટલો છે કે તેઓ પોતાના તરતના ઉપરિયોને 'ઇનાયદા જમીન આપેછે, તેથી તેઓની વતી ઉઘાડી રીતે તે પટાવતો જવાબદાર છે " * * * આ ઠાકોર ગભીરસિહનો વેહેવાઈ થાય છે એની દીકરી દિલાયત કુવર "ઉમેદસિહ વેરે પરણાવી છે પણ આ સબધથી એક સપ થવાને બદલે ઉલટો "કુસપ થયેલો જણાયછે જાલમસિહ પોતે પોતાના રાવની કુવરી વેરે પરણ્યો છે, 'તેને તેના પેટનો તેનો વારસ સુરજમલ કરીને કુવર છે ,આ અને દીકરાને તેની

ઇ૦ સ૦ ૧૮૨૬ મા ગોરલનો ઠાકોર મરણ પામ્યો, તેને ચાંદમા કરીને એકની એક પુત્રી હતી તે મહારાજ ગંભીરસિંહ વેરે પરણી હતી, તેથી મહારાજે કહ્યુ કે મારા સમગ્રએ પોતાનું ગામ મને કન્યાદાનમા આપેલું છે માટે તે ખાલસા કરીને હું મારૂં થાણું રાખીશ અને મારી સાસુને અન્નવસ્ત્ર વગેરે જે જોઇશે તે આપીશ ઠાકોરની વિધવાએ આ પ્રમાણે ગામની ઉપજમાથી આપવાનું કબુલ કર્યું એટલે તે પણ મહારાજના ઠરાવને મળતી આવી ગઇ પણ મુડેટીના જાલમસિંહે કહ્યું કે સ્વર્ગવાસી ઠાકોરનો હુ દત્તક છુ માટે તેની ક્રિયા હું કરીશ એમ કહીને જોરાવરીથી મૂછ મૂડાવી સપિંડીશ્રાદ્ધ વગેરે ક્રિયા તેણે કરી એ ક્રિયા મહારાજને પોતાને કરવાની મરજી હતી ગંભીરસિંહને ડર લાગ્યો કે એ બારવટે નીકળશે તેથી વચ્ચે પડ઼ઇ સમજે જોઇ લઇશું ધારણા તો એને રાજી રાખવો, એમ વિચારીને તે ગામ મુડેટીને તાબે કર્યું એક વર્ષ પછી જાલમસિંહે પોતાના પાટવી કુંવર સૂરજમલને કહ્યું કે, "પ્રથમ ગોરલ ગામ ઉમેદસિંહને આપવાનો મારો વિચાર હતો તે તમારી માએ તમારા સગા ભાઇ શેરસિંહને અપાવ્યુ માટે આ ગોરલનો પટો ઉમેદસિંહને આપો" આ વાત સૂરજમલે કબુલ કરી નહિ, ત્યારે જાલમસિંહ ગુસ્સે થઇ, રીસાઈને જોધપુરમા મહારાજ માનસિંહ પાસે ગયો ત્યાં ૭ મહિના સુધી રહ્યો+ પણ ત્યાં કોઇ પટો મળ્યો નહિ, અને ગાડની

'સાથે ઘણા દિવસથી અણબનાવ છે કેટલાક દહાડા લગી તો તેઓ ઇડરના આશ્રય
'નીચે જઈને રહ્યા અને ગંભીરસિંહે સૂરજમલ અને તેની માને સારૂ ગુજરાઈ મેળવી
'આપવાના કામમા ભાગ લીધો હોય એમ જણાય છે પણ તેમા તેનું કાઈ વળ્યુ નથી
'જાલમસિંહે આ વિષે ખોટુ લગાડ્યુ ને મે એને બોલાવવાને સમન કર્યો તે
'વેળાએ ખરેખરો ફિસાદ કરવા જતો હતો ત્યારથી કુંવર સિરોઈવાળાને ત્યા
"બાહરિયે ગયો છે, અને તેની મા પોળ પાછી ગઈ છે"

+ તા ૨૪ મી ડિસેમ્બર સન ૧૮૨૬ ને રોજ કર્નલ બાલન્ટૈન વડોદરાના રેસિડેન્ટને નીચે પ્રમાણે લખેછે—

'આ પ્રસગે મને, ગંભીરસિંહે અને મુડેટીના કુંવર સૂરજમલે અરજ કરી કે,
'ઠાકોર જાલમસિંહે કેટલાક દિવસથી મુડેટી છોડી છે, અને જોધપુરના રાજા મા
'નસિંહ પાસે જઈ રહ્યાની વાત જાણવામા આવી છે તે વાત સરકારને કાને ના
'ખે ગયે વર્ષે ઠાકોર ઘણો ભાગ કોટે હતો, અને તેના બીજા કુંવરને મદિ ત્યા

ખર્ચી ખાવી પડી, વળી ઉમેદસિંહ તેની સાથે ખર્ચ વધારે થવા લાગ્યુ એટલે જોધપુરથી કોટે ગયો ત્યા તેને કામ મળ્યુ એટલે એક વર્ષ સુધી ત્યાં રહ્યો પોતે ધાર્યું હતુ કે હું રીસાઇને જોધપુર જઈશ એટલે સૂરજમલ મને મનાવાને આવશે અને મારૂ વચન માન્ય કરશે પણ તે તો કઇ થયું નહિ સૂરજમલ મુડેટીમાં રહીને ઘણો પગ ભોગવતો હતો, માત્ર ત્રણ ગામ જાલમસિંહના કારભારીના હાથમા હતાં એક વર્ષ થઇ ગયું એટલે જાલમસિંહ ઇડર પાછો આવ્યો અને સૂરજમલને કહાવી મોકલ્યુ કે, તુ ગોરલ ગામ ઉમેદસિંહને આપ, નહિંકર હું મુડેટીનો પટો ઇડરના મહારાજને લખી આપીશ આવી ઘણી ધમકી દીધી પણ તેણે કાંઇ માન્યું નહિ ત્યારે તેના બાપે ફોજ કરવા મંડી જ્યારે સૂરજમલે આ વાત જાણી ત્યારે તેણે પોતના બાપને લખી મોકલ્યુ કે, "તમે શિરબધી શા માટે રાખોછો, આ મુડેટીનો પટો તમારે જો સોપવો હોય તેને સુખે સોંપો હું તો ભાવનગર કે ગમે ત્યાં જઇને રહી ખાઇશ" ઠાકોરે તેના ઉત્તરમાં તેને લખ્યું કે, હું જીવુ ત્યા સુધી તમારે હવણા બે ગામનો ભોગવટો કરવો ને મારા મુવા પછી આખો પટો તમારો છે, પણ હવણા મુડેટીમાથી નીકળો સૂરજમલે એ વાત માન્ય કરી નહિ ને રીસાઈ[*] ને અહમદનગર જતો રહ્યો ત્યા તેણે ત્રણસે બધુકોવાળા એકઠા કર્યા અને તેના બાપના જીલાયતો જે પોતાના ભણી હતા તેઓને તેડાવ્યા તે ૧૮૨૮ ના મચ મહિનામા મધ્યરાત્રે નાદરીની પડોશમા આવી પોહોચ્યો કેમકે એનો બાપ ત્યા હતો, અને એકાએક હલ્લો કરવાને ઇરાદે બધુકોવાળાને સૂચના કરી કે તમારે બધુકો છોડવી નહિ તોપણ તેઓ પાસે આવી પોહોચ્યા એટલે બધુકોના ભડાકા કર્યા તેથી સૂરજમલ આ-

* ચાકરીમા રહ્યા છે કુટુબમા કલહ છે એજ આનુ કારણ છે અને ઠાકોરની એવી ઈચ્છા છે કે તેનો વડોપુત્ર અને વારસ સૂરજમલ છે તેનો હક કાહાડી નાખ-વો કર્નલ બાલન્ટૈને ભલામણ કરી કે ખાલી પડેલી જાગીર ઉપર સૂરજમલને બાહાલ કરવો પણ રેસિડેન્ટને એમ લાગ્યુ કે સૂરજમલને એના બાપની વતી જાગીરનુ કામ કાજ ચલાવવાને ઠરાવવો એટલુ બસ છે આ છેલ્લી ભલામણ મુબઈ સરકારે મજુર કરી અને ૧૮૨૭ ના એપ્રિલ મહિનામા તે ઠરાવ અમલમા આવ્યો પણ આવતા જુન મહિનામા તે રદ કરવામા આવ્યો

બાની જાણ થઈ ગઇ તેના સામા તેના બાપના માણસો થયા, પણ જાલમસિંહે જાણ્યું જે, "સામી ફોજનાં ઘણાં માણસ છે માટે આપણે નાઠી જવું તે ઠીક છે," એમ વિચારી પોતાની ચાવડી ઠકરાણીને લઇને નાઠો, પછી દાંતાના એક ગામમાં તેને મૂકીને પોતે ડુંગરામાં જતો રહ્યો સુરજમલે આવીને નાદરી ગામ લીધું અને ત્યાં પોતાનું થાણું બેસાડ્યું, પછી ત્યાંથી મુડેટી આવીને પોતાનું રેહાણ ત્યાં કર્યું

કુંવર ઉમેદસિંહને મરી ગયાને પાંચ વર્ષ થઈ ગયાં એટલે તેની ઉપયેન કન્યા ગુલાબબાઈ જે સુરજમલની બેહેન થાય તેને પોતાને વેરે પરણાવાને મહારાજ ગંભીરસિંહે માગું કર્યું પણ મુડેટીનો ઠાકોર તથા તેની રાઠોડ ઠકરાણીને તે વાત ગમી નહિ કેમકે મહારાજની આ વેળાએ વૃદ્ધાવસ્થા થઈ હતી; તથાપિ પોતાના બાપની સામે મહારાજ જો સુરજમલને આશ્રય આપે તો તેણે તે પ્રમાણે કરવાને હા કહી જ્યારે જાલમસિંહ ડુંગરામાં ગયો ત્યારે તેણે જાણ્યું કે સુરજમલ પોતાની બેહેનને મહારાજા સાથે પરણાવી દેશે, તે માટે તેણે તે બાઇની માને છાનું લખ્યું જે એ પુત્રીને અહિં મોકલી દેજો કે તેનો કોઇ યોગ્ય વર સાથે સંબંધ કરવામાં આવે. પછી તે બાઇને ઠકરાણિયે ત્યાં મોકલી દીધી એટલે જાલમસિંહે તેને સુનાવાનો રાજા જે રતલામનો ભાયાત થાય તેની સાથે પરણાવી.

દિવસ પછી તેણે તૈયારી કરી. તે વાત સુરજમલના હેરક અથવા શેરિયાઓએ જઇને કહી એટલે તેણે ઇડરમાં પોતાના કારભારીને લખ્યું કે, "મહારાજે આશ્રય આપવાને કોલ કરેલો છે તે પ્રમાણે આ વેળાએ "તેમને તેડતા આવજો." ગંભીરસિંહે તે પ્રમાણે જવાને હા કહી અને ફોજ કરવા માંડી. પણ તે દિવસ તો જતો રહ્યો, અને બીજે દિવસે ફોજ લઇને મહારાજ ઉત્તર દીશા ભણી ચાલ્યો ત્યારે કારભારિયે કહ્યું કે, મુંડેટી તો બીજી દિશાએ રહી ને આપ આ દિશામાં ક્યાં પધારો છો? ત્યારે તે કેહે કે, "અમે જઇને ઠાકોરને આવવાનો રસ્તો રોકીશું, અને તેઓને મુંડેટી ઉપર જતા અટકાવીશું." પણ ઠાકોરે તો આગલી રાત્રે જઇને હલ્લો કર્યો હતો. સુરજમલના માણસોનું ઇમારતોએ કરીને રક્ષણ થયું અને સામાવાળાનાં પાંત્રીશ માણસ મુંવાં પણ પુરજામાં સુરજમલના પાંચ સાત બધુકદાર હતા અને ત્યાં દારૂનાં કુલાં હતાં તે સળગવાથી તેનાં માણસો મુંવાં અને સુરજમલને પણ જમણા હાથને પોહોંચે ગોળી વાગી પણ ગામ તો આબાદ રહ્યું. બીજે દિવસે પાસેના ગામનો એક ઠાકોર આવ્યો અને મુંડેટીના સારા સારા લોકોએ વચ્ચે પડીને જાલમસિંહને કહ્યું કે, "તમે કોની સાથે લડોછો? તમારા દીકરાનું તમારે હાથે મોત થશે તેમાં તમારી શોભા નહિં" એમ કહી ગામ બાહાર તેને મુકામ કરાવીને પંચાત કરી, તેમાં બે ગામ સુરજમલ હાલ ભોગવે અને પછીથી જાલમસિંહ ગુજરે ત્યારે તેને આખો પટો મળે એવો ઠરાવ કર્યો. આ પ્રમાણે સુરજમલ પોતાની માને લઇને મુંડેટી છોડી પોતાને સ્વાધીન કરેલે ગામ ગયો અને જાલમસિંહ ફરીને પાછો મુંડેટીમાં પેંઠો.

આવો નીકાલ થયો છતાં પણ સુરજમલને પોતાના પિતાની બીક રહી તેથી સારૂં રક્ષણ થઇ શકે એવી જગ્યા શોધવા લાગ્યો પણ કોઇ સરદારોએ તેને રાખ્યો નહિ. પછી કુવાવે કિલ્લો હતો તેથી ત્યાં ગયો તે ચારણના શાશનનું ગામ હતું તે તેને ત્યાં રેહેવા દેવાને રાજી ન હતો; પણ સુરજમલે કહ્યું કે હું ઘાયલ છું માટે પારો છૂટતા સુધી મારે રેહેવું છે. તથાપિ એ વેળાએ મહારાજ તે ગામની પડોશમાં આવી ચડ્યો હતો તેની પાસેથી સુરજમલને રાખવા વિષેનો પરવાનો લખાવી લીધો સુરજમલ ત્યાં કેટલીક વાર સુધી રહ્યો ને પછી પોતાના કબીલાને ત્યાં

મૂકીને અહંમદનગરમાં રાજા કર્ણસિંહની ચાકરી કરવા ગયો. ત્યાં તેને એક ગામ અને ઘોડેનોબત આપી.

ઈ૦ સ૦ ૧૮૩૩ ના વર્ષમાં રાજા ગંભીરસિંહ દેવ થયો તેની પછવાડે ચોદ રાણિયો સતી થઈ પણ હળવદના મહારાજ જવાનસિંહની મા પોતાના બાળકને ઉછેરવાને રહ્યાં.

छपय.

पडे नक्षत्र भुवपंथ, धडाके कंप हुइ धर;
सुरभी निसासा होय शब्द कठिण विलतात कर;
इन्द्र व्रपा तुछ अंब, व्रपा अनमंत उपलवह;
तेज खंड भये तंड, मंझ धुमंड मारतह;
अस उद्घट ओसुगन आगमन, हा भावी वल होयहो;
तण माट हुवो ओत्तमतपु, भूप्र भाण कुळ भाण भो.*[1]

---

૧ પૃથ્વી ઉપર ઘણા તારા ખર્યા, પૃથ્વી ડોલી, ગાયો દુઃખથી બરાડીને નિસાસા નાખવા લાગી ઈંદ્રે થોડું પાણી વરસાવ્યું, તે સાથે ઘણાકરા પડયા, સૂર્ય તેજભંગ થયો, પવન ધુમાડિયો ખાવા લાગ્યો, એવા અઘટિત અપશકુન થવા લાગ્યા તે ઉપરથી ભાવી બનાવનું જોર થયું અને સૂર્યવંશી સૂર્ય જેવો રાજા ઉત્તમ દેહ પામ્યો. ભાવાર્થ કે દેવ સ્વરૂપ પામ્યો

* પૃથ્વીકંપ અને તારા ખરવા વિષેનું આ ઠેકાણે લખવામા આવ્યુ છે તે પ્રમાણે ખરેખર બનેલું છે ઈ સ ૧૮૩૩ નું વર્ષ જોકે દુકાળનું નહતું તોપણ અસાધારણ તગાસનું વર્ષ થઈ પડ્યું હતું તે વર્ષમાં તા ૧૦ મી ડિસેમ્બરને રોજ મુંબઈ સરકાર કોર્ટ આફ ડરેક્ટરોને નીચે પ્રમાણે લખેછે —

'પાલણપુરનો પોલિટિકલ સુપરિન્ટેનડેન્ટ રિપોર્ટ કરેછે તેમાં લખે છે કે, ચો-"માસાના પાકનો છેકાછેક નાશ થઇ ગયો છે, તેથી કરીને ૧૮૧૨-૧૩ (આગનોતરો) ના વર્ષ પછી વધારે ચડી ગયેલો ભાવ કદિ જોવામાં આવ્યો ન હતો તેટલો "અનાજ વગેરેનો ભાવ ચડી ગયો છે દાણાની આયાત થવાને સુગમ પડે, અને ગરી-"બ લોકોને થતુ દુઃખ જેમ બને તેમ ઓછું પડે એટલા માટે લેફ્ટનેન્ટ પ્રેસકટની સૂચના ઉપરથી પાલણપુરના દિવાને આવતા અનાજના માલ ઉપરની જકાત બિલકુલ "કાઢીનાંખી છે, અને સારા ભાગ્યે કરીને આ પરગણાનો ઘણો ખરો ભાગ ર-"હીના કામને લાયકનો છે, તેથી કૂવા ખોદવા વગેરે બાબતોમાં ખેડુતોને બધા પ્રકાર

भूपत पडे गंभीर, अभंग हिंदुवाण उजागर;
सुनी सत्रे रनींवास, हरखी सतियां कहे हरहर;
तके वंश तारवा, सघा ब्रहुपखां चटावां;

"નો આશ્રય આપવાનો બંદોબસ્ત કરયો છે, તેથી કરીને હાલમાં ચાલતી મોંઘવારી "કેટલેક દરજ્જે ઓછી થશે, તો પણ એક ધાસ્તી રહેછે કે કોળી અને બીજા હિંસા-"દખોર લોકો આખા ગુજરાતમા વસે છે તે દાણાનો પાક કથળી જવાથી કામમાં "ગુંથાયા વિનાના રેહેવાથી નવરા પડશે, અને હવણુંના અનાજના આકરા ભાવને "લીધે નિરાશ થઈ જવાથી ટોળિયો બંધાઇને રૈયતની શાન્તિનો ભંગ કરવાની ધાસ્તી "બનાવશે તેને માટે બનતી સાવધાની રાખવાના ઉપાય કામે લગાડવામાં "આવ્યા છે."

"તા. ૧૬ મી આગસ્ટના રોજના મિ લુઈસીબીના લખવા પ્રમાણે ઘણું કરીને "આખા કાઠિયાવાડમા તે દિવસ સુધી વર્ષાદ વરસ્યો ન હતો અને પાક બચી શકે "એટલો પડવાની આશા પણ ન હતી એનો પરિણામ એવો થયો કે, અનાજ તથા "ઘાસની ઘણીજ તાણ પડી, અને મિહિર તથા ગાયકવાડની ખંડણીમાં છૂટ મુકવાની "જરૂર પડશે એમ થયું. અનાજનું મૂલ ત્રણ ગણું થઇ ગયું અને તે દિવસ લગણ "પણ વધ્યા કર્યું, ઘાસની તંગી મુખ્યત્વે કરીને પડવા લાગી, અને ઘણાં ઢોર નિત્ય "નિત્ય મરવા લાગ્યાં મિ લુઈસીબી વિશેષ લખે છે તેના અભિપ્રાય પ્રમાણે, ખંડ-"ણી ભરનારાઓએ રીતસર અર્ધી રકમ ભરી છે તે પાછી આપવી પડશે."

"ભુજની વાયવ્ય અને નૈર્ઋત્ય કોણના પરગણામા ઘણા માઠા સમાચાર જાણીને "રેસિડેન્ટે ત્યાં જાતે જઇને તપાસ કરી ખાતરી કરી લીધી તેથી તે સમાચાર વધારીને જા"હેર કરેલા જણાયા નહિ ઘણે ઠેકાણે આ વર્ષમા વર્ષાદ થયો નથી, અને ગયા વર્ષની "તંગાશને લીધે ઘાસમાં છેક ખૂટ પડી ગઈ તેથી ઘણા ઢોર ભૂખે મરી ગયા આ પ્રા-"ન્તમા કેટલેક પ્રસંગે તાણ પડેલી ત્યારે લોકો ગૂજરાત, કાઠિયાવાડ અને સિન્ધમાં "કુટુંબ તથા ઢોર લઇ ગયેલા, પણ આ વર્ષ એ સાધન અટકી પડ્યુ છે, દરબારે શે-"હેરની પાસે તલાવ ઊંડુ ખોદાવાને મજુરોને રોજ એક શેર અનાજ આપીને તેમનું "દુ ખ ઓછું કરવાનો નિશ્ચય કરયો છે, તેમા તેના કારભારિયે પાશેર પોતાને હિસાબે "તે ઉપરાંત આપવાનો ઠરાવ કરયો છે"

"આ રિપોર્ટ કરયા પછી થોડો વર્ષાદ થયો હતો, પણ આ પ્રમાણે આશા થએલી "જતી રહી હતી, અને ઘણા તીડ પડીને આખા દેશ ઉપર પથરાઇ જઈને દરેક જાત-"ના અનાજનો નાશ કરયો તેથી મોસમનો દેખાવ ઉલટો વધારે ભયાનક થઈ પડ્યો "આવા મારથી લોકો નિરાશ થઇ ગયા છે તેથી પાછેતર વાવણી કરવાને તેઓને સમ"જાવી શકાય એમ નથી, અને એમ લાગે છે કે, દરબાર પોતાની સદની ઉપજના "ચોથા ભાગ કરતા વધારે ઉઘરાવી શકશે નહિ"

मेंच्छ करा सामरों, फिरत नर म्वट कहावां;
इम धार वात मनमें अडग, परम ज्योत पीछानियां;
पतितणी अवे छेटी पडे, मुज राज धर्मकेहो राणिया २

नेह नान नारिया, केक मन हरख करेवे;
नेह नान नारियां, धंख चित उमग धरेवे;
नेह नान नारिया, वडी ठकरात वजावे;
नेह नान नारिया, गीत मरदंग गवावे;
तन भवानतणी इम कहे त्रिया, सुकुल वाट नित्य सारिया;
नानरे साथ वलने नहि, नेह नावकी नारिया. ३

अण समये एटला, मरम छद वचन उचारे;
सतिया कर सवल्ल, अग्नि स्नानहि ऊर धारे;
प्रथम दौल्त कुनरी, भने चडी भटियाणी;
भसु कुनरी चहुआणीं, जगत मातासी जाणी;
सत अधिक सती सिसोदणी, कुंनरीं आनिक चडती कला,
साति सग करत महॉराजरो, वध्यो सुजस चहुने वला. ४

कुंनरी लाल आहडी, सति सुता जनक सरीखी;
वखन कुनरीं चावडी, प्रकट सुरसरी परेखी;
चंद कुनरीं चहुआणीं, अखा ज्यम भवा अनोपम,
पारवती ज्यम प्रकट, कुनरीं वदना सतरे क्रम,

---

२ જેનું હિંદુઓમા તેજ આભ ન થયેલું નહિ એવો ગંભીર રાજા પડયો એ વાત 'ની અંતપુરમા જાણ થઈ એટલે સતિયો હરખીને શિવ શિવ કહેવા લાગી મારા પ 'ણીનો, મારી માનો, અને મારા બાપનો વંશ તારવાને હું મારા પતિનો સંગાથ કરીશ 'કે નવ ખંડમા કીર્તિ થાય' એવો મનમા અડગ નિશ્ચય કરીને તેઓએ પરમ જ્યોતિને. 'જોતાનું કહ્યું કે મારે મારા પતિનું છેટું પડે તો પછી મારો રાણીનો રાજધર્મ શો?

पासवान उभय नाथी, वनां, खुशी उमंग चित खळभली;
गढपति लार गंभीररे, मेहेलां वळण कज हलमली. ५

उमेदां उमंगी, हुंई सत करण हजूरण,
जसुबाई धाबहिनी, जके तन उठी जाळण;
सु मुरतां सबजान, आप सत काळ ऊमंगे,
जेठी, दोली जोड, लार पति बेऊए लगे;
अणवार तीय कथ ओचरे, कळजुग छता न कामरी,
सतिपुरे जाय वसशां सही, सेना करणां सामरी. ६

मरदानाके मांह, तवेक्रुत अडग तणी तक
पिछे सदन निज पहुचीं, करे स्नान गंगोदक,
अधिक पोशाकां अंग, जरी गरकश जाणे जण,
तन भूषण मोतियां, पहीरीं मन मानी आपोपण,
वरणाव करे तणही वखत, धर्म सुभारथ उरधरी,
भवानरानंद साथे भळी, सती वळण कज संचरी. ७

नेऊवानुं नत वर्ष, संवत वधते एक सत्तर;
ब्रखा ऋतु वण ब्रखा, भया सम गत भासंकर;
श्रावण दिन पख श्याम, सोम अगियारस जांणो;
पतंग चढते घडी पंदर, प्रान गंभीर प्रयाणो;
सो रात दिवस रनिवासरह, सतियां करत चळामणों;
निसि होत असो नृप राजरो, हवो प्रभात हलामणे. ८

૮ સંવત ૧૭૯૦મા વરસાદના દાહાડામાં, પણ વર્ષાદ વિનાને શ્રાવણ વદિ ૧૧ ને સોમવારને દિવસે પંદર ઘડી દિવસ ચડતાં ગભીરસિંહનો પ્રાણ ગયો. તે દિવસ ને આખી રાત્રી તેનું શબ અંત પુરમાં રહ્યું કેમકે તેની પછવાડે સતિયો તૈયારી કરી શકે, પછી રાત્રી વિત્યાપછી પ્રભાતમાં રાજનું સિધાવવું થયું.

गाज नाद घणकार, तात झणकारतें नामा;
नहक नहक नगारु, टहक करताळ दमामा;
अमगळ मगल असो, तसो तण घडी नतायो,
जण वनितारो जूथ, सपुट जानरा सिधायो,
सो गंभीररूप सतिया सहित, हा हसत मुखहेंडली;
ले चल्यो अस्त पामण कजे, मयक उडगण मटली. ९
हा हस्ती हिंडती, आणद करती उकसती;
पग पग जश पावती, कर्म अश्वमेध करती;
दाण पुण्य देयती, नेह तोडती पुरनर;
ध्यान स्वामि धारती, पिंड मानती तृणापरि;
कुण बिरद एहि सतिया कहु, पण मे एहेडी पारखी;
स्त्रिया नाम अबळा अवर, आ सबळा शूरासारखी. १०
अत थान उपरा, आय सतिया अणवारे;
पतग करी प्रणाम, आदि वच एह उचारे;
हे दिनकर, हे देव, सदतुम सती सहाइ;

---

૯ ઘણુંકાર શબ્દની ગર્જના થઈ, તાતવાળા વાદિત્રોના ઝણકાર થયા, નગારાં નહક નહક વાગવા લાગ્યું, કરતાલ ટહક ટહક વાગવા લાગી અમાંગલિક સમયે જેમ માંગલિક થાય તેવું તે સમયે વર્તાયું જાણે સ્ત્રિયોનું ટોળું લઈને રાજા જાત્રાએ સિધાવ્યો તે ગંભીર શાંત સતિયો સહિત હાથીના મુખ આગળ હાસશિયો ચાલ તેમ અથવા અસ્ત પામવાને ચંદ્ર તારાની મંડળી લઈને ચાલે તેમ ચાલ્યો

૧૦ તે હસતી હસતી, આનંદ કરતી અને ઉત્કંઠા ધરતી પગલે પગલે જશ પામતી અને અનેક અશ્વમેધ યજ્ઞનું કામ કરતી પુણ્યદાન કરતી નગર વાસિયો સાથનો સ્નેહ તોડતી ધણીનું ધ્યાન ધરતી પોતાના શરીરને તણખલા સમાન માનતી ચાલિયો તે સતિયોનું બિરુદ તે હું શું કહું ? પણ મેં તો એવી પરીક્ષા કરી કે બીજી સ્ત્રિયોનું નામ તે અબળા પણ આ તો સૂરાઓના સરખી છે

शुद्ध इडर सामरो, सामतण मोन सदाइ;
करजोड अरज वंदन करे, उरधर ध्यान अनूपरां;
मरडाग शक्ति हाली मसत, अरडरथी रही उपरां. ११

भुपत धन्य भाटियां, पृथवि जश वास प्रमाणां;
सिसोदा धन्य साख, साख धन्य हे चहवाणां;
धन्य साख चावडा, डमर सौभाग्य वटाले;
धणी साथ ध्रुव धडे, पावक तन सती प्रजाले;
के साख साख धॅन्य धॅन्य कवीन्द्र, पतिधॅन्यनृपतो परणियां;
सामरो नाव भव सिंधुसें, तारण झोका तरणियां; १२

मंड वेश मरजाद, मंड आनंद अतिय मन;
मंड रसन हरि मंत्र, मड वैराग साधुजन;
मंड कंप कायरां, मंड क्षत्रिय पुरुपातन;
कमध मंड थरु कीर्त्ति, कीर्त्ति कर मंड सुजस कर्म;
वड मंडी धर्म संसार विच, साम साथ तन छंडियां;

---

૧૧ સ્મશાનમાં સતિયો આવી પોહોચી એટલે સૂર્યને નમસ્કાર કરીને પ્રથમ તો એમ કહ્યું કે, 'હે દિનકર ! હે દેવ !તમે સતિયોના સહાયી ખરા છો, અમારો ધણી આવતા અવતારમા ઈડરનો આ ધણી હજો, અને તેની ધરતીમાં અમે સદા હજો', આ રીતે હાથ જોડી, પગે પડીને અરજ કરી, અને મનમા સારૂ ધ્યાન ધરીને તે શક્તિયો મરડાઈને ઉત્તમ થઈ ચાલિયો અને ડર્યા વિના ચિતા ઉપર જઈને પડી.

૧૨ ભાટી રાજાને ધન્ય છે, જેનો જશ પૃથ્વી ઉપર વરી રહ્યો, સિસોદિયા શાખાને ધન્ય છે, ચોહાણની શાખાને ધન્ય છે, ચાવડાની શાખાને ધન્યછેકે જેઓનો આડંબર અને સૌભાગ્ય મ્હોટાં છે, સ્વામીની સાથે અચળ ધડે સતિયો પોતાનાં શરીર પ્રજાળે છે તેમની દરેક શાખાઓને કવીંદ્ર ધન્ય કહેછે, જે રાજાને તે પરણી તે રાજાને પણ ધન્ય છે પોતાના ધણીને ભવ સાગરમા તારનારી તે નૌકા રૂપ છે.

पतनी गभीर चितापरे, ए पग मड्डे मंडियां. १३*

૧૩ રપંરાની મરજાદ માડી, મનમા અતિશય આનદ માડયો, છએ હરિમત્ર માંડયો, સાધુ જનના મનમા વૈરાગ્ય માડયો કાયરને કપ થવા માડયો, ક્ષત્રિયોને મનમાં શૂર ચડવા માડ્યુ, રાઠોડોની અચળ કીર્ત્તિ માંડી, કીર્ત્તિ કરે એવા સુજશના કર્મ માડ્યા, જગતમા મ્હોટા ધર્મ માડીને સ્વામીની સાથે શરીર છોડયા, ગંભીરસિંહની ચિત્તા ઉપર તેની સ્ત્રિયોએ પગ માડયો તેની સાથે એટલાં વાના મડાયા

* કોર્ટઆફ ડરેક્ટરોને મુબઈ સરમારે તા ૮ મી આક્ટોબર સન ૧૮૩૩ ને રોજ ડિસ્પાચ મોકલ્યો તેમાથી રાજા ગંભીરસિંહની મરણ સમયની નીચે લખેલી હકિકત અને દાખલ કરિયે છિયે—

'ઈડરના રાજા ગભીરસિંહનું મરણ તા ૧૨ આગસ્ટને રોજ થયુ તે પ્રસગે
'ગૂજરાતના પોલિટિકલ કમિશનરે પોતાના પેહેલા આસિસ્ટન્ટ મિ એર્સ્કિનને ઈડર
'મોકલ્યો હતો તે એવા વિચારથી કે તે સમયે ફિસાદ થાય તો અટકાવામા આવે તથા
"મારુ રાજાના કુવરને ગાદી ઉપર બેસારીને તેનુ રાજ્ય જારી રાખવાનો અગ્રેજ સર-
"કારનો વિચાર છે તે કેટલાક ઠાકોરોને દેખાડી આપવામા આવે રાજાના અગ્નિ-
"દાહની વેળાએ જે ખેદકારક અને કરૂણાજનક બનાવ બન્યો તે વિષેના રિપોર્ટ અમે
""દિલગીરી સાથે આનરેબલ કોર્ટને કરિયે છિયે"

'રાજા બેભાનપણામા કેટલાક દિવસ પડી રહ્યો પછી મરણ પામ્યો
'તે વાત અગ્નિદાહ દીધા પછી કેટલીકવાર સુધી યુવાન રાજાની માના જાણવામાં
"આવવા દીધી ન હતી, પણ બીજી સાત રાણિયો રાજાની સાથે બળી મરવાને તૈયાર
"થઈ, અને તે પ્રમાણે તા ૧૩ આગસ્ટની સવારમા તે ઘેલી થયેલી સ્ત્રિયો, બીજી
"બે રાજાનાથી બીજી નાતની રાખો હતી તે, એક હજુરિયો ચાકર અને ચાર ઘરની
'દાસિયો એટલા જણ આખા ઇડરની વસ્તીની આખ આગળ અને દિવાનઇત્યાદિ કામ
"દારોની સમક્ષ ચિતામા બળી મૂવા આવા કમકમાટ ઉપજાવે એવા કામમા સર્વે કામ-
"દારોનો આશ્રય હતો રાજાના કુટુબના કોઈ પણ માણસે એવુ નહિ બનવા
"દેવાને કશો પ્રયત્ન કરયો નહિ અથવા ઇડરમા જેની કઈ પણ સત્તા ચાલતી હોય
'એવાએ એ લોકોને એવા નાશકારક કામમાથી પાછા વાર્યા નહિ. મિ એર્સ્કિન
'લખેછે કે, એક રાણીને ગર્ભ હતો અને તેને કેટલાક મહિના થયા હતા, બીજી
"હતી તેને રાજાનો સગ પણ થયો નહતો તેણે બળી મરવાની પોતાની ના મરજી
"જણાવી હતી. એક જે વર્ષે મ્હોટી હતી અને પદવીમા બીજી હતી તે સાઠ વર્ષની
'હતી, અને સર્વના કરતા જે જવાન હતી અને જેને પરણ્યાને માત્ર ઓગણીસ મ
'હિના થયા હતા તે છવ્વીસ વર્ષની હતી લોકોના મનમા ધર્મનો વેહેમ હતા

"પણ આવા ઘાતકી કામમાં જે આગેવાન હતા તેઓ પ્રતિ ક્રમક્રમાટ અને ધિ-
"ક્કારનો સામાન્ય ભાવ બતાવવામાં આવ્યો હતો, અને સર્વેના સમજવામા એમ
"આવ્યું હતું કે, જો યોગ્ય ઉપાય કામે લગાડવામાં આવ્યા હોત તો ત્રણ છવ કરતાં
"વધારેનો ભોગ થયો હોત નહિ એક નજરે જોનારે કહ્યું કે, જ્યારે ચિતા સળગી
"ત્યારે મ્હોટી રાણિયે કારભારિયોને કહ્યું કે, મેં તો સતી થવાનો નિશ્ચયજ કરયો હતો
"અને ગમે એટલું મને સમજાવવામાં આવત તોપણ મારો વિચાર હું ફેરવનાર
"હતીજ નહિ, તથાપિ કોઇના ભણીથી વારવામાં કે દયા બતાવવામાં આવી નથી એ
"આશ્ચર્યકારક વાત છે. છેવટે તેણિયે કહ્યું કે, તમારા રાજાના આખા કુટુંબનો નાશ
"કરાવીને જે લૂંટ મેળવવાની આશા રાખોછો તે તમે જઇને ભોગવો કારભારિયો
"પોતાના સ્વાર્થનેલીધેજ જેને કુંવર છે તે રાણીને ઉગારવાને લલચાયા છે, કેમકે
"રાજાના એકના એક કુંવરની તે મા છે, તેનો જો નાશ કરાવવામાં આવે તો તેમના
"વિચાર ઉપર વહેમ રાખવામા આવે"

---




શેખજી
(તેનો વડો પુત્ર)
યશોધામ
દુદર
રાયપાળ
કાનલ


જાવન
આદો
ધીરો
ભીમદો
વીરમદેવ
આદો (બીજો) ( એણે પરિહારો પાસેથી મંડોર લઇ ત્યા રાજગાદી કરી )
રણમલ
જોધો (એણે સ ૧૫૧૫ (ઇ સ ૧૪૫૯) જેઠ માસમા જોધપુર વસાવી ત્યા રાજગાદી કરી (મંડોરથી ઉઠાવીને )
સૂરજમલ (સ ૧૫૪૬-૧૫૭૨) (ઈ સ ૧૪૮૫-૧૫૧૬)
સાંતલ (વિ સ ૧૫૧૩ મા મરાયો)
છઠ્ઠો દીકરો વીકો (વીકાનેર વસાવ્યુ )
ભગવાનદાસ (કુવરપદવીમાજ મરણ પામ્યો)
ગગાદાસ (ઈ ૧૫૧૬-૧૫૩૨)
માલદેવ (જોધપુરનો કોટ તથા મેહેલ બધાવ્યો ઇ ૧૫૩૨-૧૫૬૩ )
ઉદયસિહ (આને અકબરે મહારાજાની પદવી આપી ઈ સ ૧૫૭૩-૧૫૯૫ )
સૂરસિહ ( સુરસાગર તળાવ જોધપુરમા બધાવ્યુ (ઇ સ ૧૫૯૫-૧૬૨૦ સવાઇ રાજાની પદવી જહાગીરે આપી)
ગજસિહ (ઈ સ ૧૬૨૦-૧૬૩૮)
જસવતસિહ (ઈ સ. ૧૬૩૮-૧૬૭૯ કાબુલનો સૂબો થયો એનાથી ઔરગજેબ ડરતો હતો)
અજીતસિહ (કાબુલમા જન્મ્યો હતો ઔરગજેબના વેરથી ૨૧ વર્ષ વનવાસ વેઠ્યુ ઈ સ ૧૭૦૧ મા ગાદિયે બેઠો અને ઇ સ ૧૭૧૧ મા દીલ્હી જઈ ૭ દિવસ ત્યાની ગાદિયે બેઠો હતો તે ઇ સ. ૧૭૨૪ મા દેવ થયો)
અભયસિહ
૧ આનદસિહ (ઈ સ ૧૭૩૧-૧૭૪૨ ઈડરમાં ગાદી

જોધપુર ૧૭૨૪-૧૭૫૦ | સ્થાપી અંકસુના ચાંદા પછી થયો.

૨ શિવસિંહ ( ઈ. સ. ૧૭૪૨-૧૭૯૧ )

૩ ભવાનીસિંહ
(બાર દિવસ રાજ્ય કર્યું)
૪ ગંભીરસિંહ
(ઈ. સ. ૧૭૯૧-૧૮૩૩)
૫ જવાનસિંહ
(ઇ. સ ૧૮૩૩-૧૮૬૮)
૬ કેસરીસિંહજી
(ઈ સ ૧૮૬૮ માં ગાદિયે બેઠા છે.)

સંગ્રામસિંહ
(અહમદનગરનો પટો મળ્યો)
કરણસિંહ (૧૮૩૫ સુધી)
તખતસિંહ
(ઇ. સ. ૧૮૪૩ માં જોધપુરની ગાદી મળી)
જસવંતસિંહ
સરદારસિંહ હાલના જોધપુરના મહારાજા.

બીજા ત્રણ ભાઈ હતા તેમાં જાલમસિંહને મોડાસા, હમીરસિંહને બાયર, અને ઈંદ્રસિંહને સુવર મળ્યું.

ઈડર સંસ્થાનમા ૨૫,૦૦૦ ચોરસ મૈલ જમીન છે. સુમારે ૯૦૦ ગામ છે, અને ૨,૫૮,૦૦૦ માણસની વસ્તીનો સુમાર છે. વાર્ષિક ઉપજ આશરે ૭ લાખ રૂપિયાની થાયછે તેમાં અઢી લાખ રૂપિયા ખાલસાના અને સાડા ત્રણ લાખ પેટા જાગીરદારોના છે મહારાજા ૩૦,૩૪૦ રૂપિયા ગાયકવાડને ખંડણીના આપેછે, અને મહીકાંઠાના બીજા જમીનદારો પાસેથી તેઓ ૧૯,૧૪૦ રૂપિયા ખીચડી હકના લે છે ઈડરપેટાના જાગીરદારો પ્રત્યેક પોતાની ઉપજના દર હજાર રૂપિયાની ઉપજે ત્રણ અશ્વાર મહારાજની નોકરીમા આપેછે મહારાજશ્રીને અંગ્રેજ સરકાર તરફથી ૧૫ તોપનું માન આપવામા આવેછે

પાળના ઠાકોરે અખેચંદને પણ દુઃખ દેવા માંડ્યું. તેને લાંઘણો કરાવી, માર મારયો, અને તેના કાનમાં દારૂ ભરીને સળગાવ્યો. ત્યારે વણિયાએ કહ્યું કે, "જે રૂપિયાની તમારે તકરાર છે તેથી બમણા રૂપિયા હું મારી ગાંઠના આપું," પણ ફતેહસિંહ કહે કે, એમ તો થાય નહિ, તમારા રૂપિયા મને પચવા દો નહિ. છેવટે ખેમચંદે મુડેટીના સૂરજમલને બોલાવ્યો અને તેને ઘણા રૂપિયા આપવા કરીને ખત લખી આપ્યું કે, "મારા ભાઇનો છુટકારો થયેથી તે આપવા." સૂરજમલ કુવાવે રેહેતો હતો ત્યાંથી રૂપાલના ઠાકોરનો શોધ કરવાને નીકળ્યો. ગામ વાવડીના બીલોને રૂપાલ સાથે વેર હતું, કેમકે ફતેહસિંહની જાતના રેહેવરોએ ઘણા બીલોનાં ખુન કર્યાં હતાં. ફતેહસિંહની ભાલ કાહાડવા સારૂ સૂરજમલે આ બીલોને લાલચ દઇને કામે લગાડ્યા. બીલોએ ભટકનારા જૂદા જૂદા માણસોના વેષ લઇને ફતેહસિંહનું રેહાણ શોધી કાહાડ્યું. સૂરજમલને આ બાતમી મળી એટલે તેણે છુપા શિરબંધી રાખવા માંડ્યા. અહમદનગર અને મોડાસામાં તેણે બસેં બસેં રાખ્યા, અને બીજા બસેં ટીંટોઇમાં રાખ્યા. સૂરજમલ પોતે કુવાવે રેહેતો હતો તેને તેના જિલાયત વગેરે આવી મળ્યા એટલે બહુકદાર શિરબંધી લઇને પેલા બીલોને આગેવાન કરીને ચાલ્યો. તે પેલી ઝાડી નજદીક ગયો એટલે અખેચંદનો બ્રાહ્મણ રસોઇયો એક ટેકરા ઉપર ચડીને આસપાસ જોતો હતો તેના ઉપર બંધુક છોડી; તેને પગે ગોળી વાગી તથા ઠાકોર ફતેહસિંહનો એક બીલ હતો તેને ગોળી વાગવાથી તે મરણ પામ્યો, તેની ખબર થવાથી જાળામાં એક ખાડો હતો તેમાં અખેચંદને બેસારીને ઠાકોર જમૈયો તાકીને વાણિયા ઉપર ચડી બેઠો, અને કહ્યું કે, "કાંઇ બોલીશ તો હું તો તરત મારી નાંખીશ." તેમજ બીજા ખાડામાં પેલા બ્રાહ્મણને લઇને કુંવર ગોકળજી રહ્યા તેથી તેઓ ઘોંઘાટ કરી શક્યા નહિ, અને સૂરજમલના ઘોડા આસપાસ ફરીને, કોઇ જોવામાં આવ્યું નહિ એટલે પાછા ફર્યા અને રૂપાલ આવી [illegible] પડાવ કર્યો. ત્યાં તેઓ ત્રણ દિવસ રહ્યા. પછી ગામ ચાંદણિયે જઇને [illegible] દિવસ રહ્યા. આ ઠેકાણેથી ખેમચંદને કાહાવ્યું કે આગારે શિરબં[illegible] પગાર આપવા છે માટે અમને રૂપિયા આપો. પણ વાણિયાએ [illegible] રૂપિયા આપવાને ના કહી અને કાહાવ્યું કે તમે અમારૂં કામ સુ-

ધારવાને બદલે ઉલટું બગાડયું છે." શિરબંધિયોએ ચડેલો પગાર માગવા માંડયો. અને સૂરજમલને કંઇ રૂપિયા મળ્યા નહિ એટલે રૂપાલ પાછા જઇને તેણે તે લૂટીને ઢોર વાળ્યાં તથા બાન ઝાલ્યાં. ઢોર શિરબંધીના પગારને પેટે ખંડી આપ્યાં અને બાનનો દંડ આવ્યો તે પણ તેઓને આપતાં પૂરો પગાર આપી શકાયો નહિ, માટે સૂરજમલ તેઓને લઇને રૂપાલના બોખાર ગામ ઉપર ગયો ને તે લૂંટયું. આ બનાવ બનના પેહેલાં રૂપાલના ઠાકોરે વેપારીની અફીણની પોઠ લૂટીને બોખારના એક બ્રાહ્મણના ઘરમાં ભર્યું હતું તે વાત સૂરજમલના જાણવામાં આવી એ. ટલે તેણે બ્રાહ્મણ પાસે તે માગ્યું, બ્રાહ્મણ અને તેની સ્ત્રિયે તરતજ ત્રાગું કરવા માંડયું, તેઓએ પોતાને હાથે ઘાયલ થઇને, જેઓ તેમના ઘરમાં પેસવા આવ્યા તેમને લોહી છાંટવા માડયું, એટલે રજપૂતો પાછા હઠયા અને તે ગામનાં ઢોર અને બીજી માલમતા લઇને આગળની પેઠેજ શિરબંધિયોને વેહેંચી આપી ઈડરના કારભારિયે મુંડેટીના ઠાકોરના માગવા પ્રમાણે અપાયુ નહિ એટલે તે જિલ્લાનાં બે ત્રણ ગામ લૂંટયાં. ત્યાર પછી તે કુકડીઆ ઝાડીનું જંગલ મુંડેટીની પાસે છે ત્યાં જઇને રહ્યો, અને ત્યાં રહીને ઇડરના ગામો ઉપર ચિઠ્ઠી લખીને સીધું, ઘાસ, અફીણ, તમાકું, અને સોલડી વગેરે મગાવવા લાગ્યો. ગામવાળા પોહોચાડે નહિ તો તે ગામ મારે; આવું છતા પણ શિરબંધિયોનો પગાર આપી શકાયો નહિ, તેથી ચડાચડીના પગાર વાસ્તે તેઓએ સૂરજમલને બે ત્રણ દિવસ સુધી બાન ખાવા દીધુ નહિ, અને ઘણી ધમકી દીધી, ત્યારે તેઓને ધીરજ આપીને ત્યાંથી વડાળીની સીમમાં એક તળાવ પાસે પડાવ કરયો અને આ ટાપાગના ગામોમાંથી જોરાવરિયે ખોરાક ઉઘરાવી લેવા માડયો.

ઇ૦ સ૦ ૧૮૩૫ માં અહમદનગરનો રાજા કર્ણસિંહ દેવ થયો, ત્યારે મિ૦ એરસ્કિન, અંગ્રેજ સરકારનો એજંટ, ત્યાંથી થોડા મૈલની વેગળાઇયે ચમપાપુરમાં હતો ત્યાં તેણે સમાચાર સાંભળ્યા એટલે તે અનિયો થતી અટકાવાને અહમદનગર ગયો ત્રણ દિવસ સુધી માંદું પડયું રહ્યું અને તેના પેટમાં ચીરીને ગમાલો ભરયો તેથી મડદુ બગડયું નહિ. પછી ત્રીજે દિવસે નાઓ ગાળીને કેટલાક રજપૂતોને મિ૦ એરસ્કિન પાસે મોકલ્યા, તેઓએ જઇને અરજ કરી જે, "સાહેબ અમે મતિયોને બજારથી બાઇના

નથી, તેઓ પોતાની મેળે જાય છે, અને એવો અમારો વંશપરંપરાનો ચાલ છે. મિ૰ એરસ્કિને તે માણસોને કબજામાં રાખ્યા અને કશું ઉત્તર કહેવરાવ્યું નહિ એટલે ગામના રજપૂતો હતા તેઓએ આસપાસના બીજાને એકઠા કર્યા અને સૂરજમલને તેડાવ્યો અને નિશ્ચય કર્યો કે સતિયોને છાનીમાની બળવા દઈશું, તેમ છતાં જાણ થયે અંગ્રેજ સરકારનો એજંટ અટકાવ કરશે તો ગામમાં લડીશું સૂરજમલ વેળાસર આવી પહોંચ્યો નહિ બીજા લોકોએ શહેરની બાજુએ અંગ્રેજ સરકારના એજંટના મુકામથી વેગળે છાનીમાની ચિતા ખડકી ને તેમાં કપાસ, ઘી, નાળિયેરની કાચલી ઇત્યાદિ દાહ્ય પદાર્થ ભર્યા મિ૰ એરસ્કિને શહેરને સર્વ દરવાજે ચોકીદાર રાખ્યા હતા તેથી રાત્રની વેળાએ કિલ્લો કાઢીને તેમાંથી અર્ધી રાત્રે દશ ચાર મડદાં સતિયોને લઈ આવ્યા તે વેળાએ ત્રણ રાણિયોને સત ચડ્યું હતું, તેમાં શિરોહીના દેવડા ઠાકોરની પુત્રી, વરસોડાની ચાવડી[*] અને રણાસરના રેહેવરની પુત્રી હતી રજપૂતોએ બીજાને મિ૰ એરસ્કિનના મુકામ આગળ રાખ્યા હતા પણ જ્યારે સતિયો બળવા લાગી ત્યારે ચિતાનો ભડકો ઘણો મ્હોટો થયો એટલે તેણે તપાસ કરવા માણસ મોકલ્યા તેઓને બીજાઓએ અટકાવ્યા અને તેમના ઉપર તીર ફેંકવા માંડ્યા પછી એજંટ પોતે પોતાની ટુકડી લઈ ચડ્યો, પણ તેટલામાં તો કામ થઈ ચુક્યું હતું અને રજપૂતો જતા રહ્યા હતા, તોપણ બીજાનાથી એક બ્રિટિશ કામદાર મરાયો હતો.

---

[*] મિ૰ એરસ્કિનનો વડોદરાના રેસિડેન્ટ ઉપર કાગળ તા ૮ મી ફેબ્રુઆરી સન ૧૮૩૫

'આશરે આઠ વાગ્યાના સુમાર ભડાકો થયો હતો, અને ત્યાર પછી બહુ ગાન હતું પણ પાછલી રાતના અઢી વાગતાં ચિતા સળગ્યા વિષેની બુમ પડી અને પ્રથમ જે જગ્યાએ મુકામ કર્યો હતો તેની અને નદીની વચ્ચે ગાયકવાડના 'અસવારોએ છાવણી કરી હતી આ નદીને કિનારે ચિતા ખડકી હતી અને 'આજે સવાર મને જાહેર કરવામાં આવ્યું કે સ્ત્રિયોની ખુમરાણ અને નગારાં વાગવાનો ઘુઘવાટ એવો જોરો થયો હતો કે જે ડાહી ગયા હતા તે સર્વ જાણી ગયા હતા આ નઠારું કામ કરી શકવાને બસ થાય એટલા માણસ લીધા 'હતા, જ્યારે લીધા નહોતા, અને સ્ત્રિયોને કિલ્લાના બાગેલા ભાગ ઉપરથી ય

સતિયો બળી મુવા પછી સૂરજમલ બીજે દિવસે અહમદનગરની પડોસમાં આવ્યો અને પોતાના અશ્વારોને તપાસ કાહાડવાને મોકલ્યા; તેઓએ ત્યાં જઈને જે નીપજ્યું હતું તે આવીને ઠાકોરને કહ્યું એટલે તેણે ત્યાંથી ઉપડીને વડાળીના તળાવે જઈ પડાવ કર્યો.

મિ૦ એરસ્કિને સૂરજમલને લખી મોકલ્યું કે, "તમે સસલાની પેઠે નાસોછો તો અમે શિકારી કુતરાનીપેઠે તમારી પછવાડે આવિયે છિયે. આવો પ્રસંગ જોઇને ઠાકોરે પોતાના કબીલાને પાનવરે પોહોંચતો કર્યો અને પોતે, ધુંઆની પ્રસિદ્ધ ડુંગરી ધાડી ઝાડીથી વીંટલાઇ ગયેલી છે ત્યાં જઇ રહ્યો. એજંટની પાસે નવી ટુકડી આવી પોહોંચી એટલે તે અગિયાર ગોરા કામદાર લઇને ગોળા ઉપર ચડ્યો ત્યાં સૂરજમલના ઘર આગળ એક ઘેરો બાંધ્યો હતો ને લેવાને એક તુર્ક અશ્વાર આવ્યો તેને ગોળી વાગવાથી તે મરણ પામ્યો. ત્યાર પછી બીજા ઘણાં માણસ મરાયાં તેમાં એક ગોરો કામદાર કામ આવ્યો તથાપિ ગામ લેવાયું નહિ રાતની વેળાએ સૂરજમલની કાકી, પોતના રાતની વિધવા હતી તે, કેટલાક બીસ લઇને પાનવરે જતી રહી સવારમાં લડાઇ ચાલી તે બપોર સુધી રહી પણ ગામ લેવાયું નહિ. આ વેળાએ ધરોઇનો કોળી ઠાકોર અગ્રેજો સાથે હતો તેને ને સૂરજમલને વેર હતું તેથી તેણે કહ્યુ કે, હું ગામ લેવાડું પછી તેઓએ ખાતર પાડીને ઘોડા કાહાડ્યા ને ફરીને ગામમા પેશીને ગામ બાળ્યું તેમાં ઘણા રજપૂતો મરાયા અથવા ઘાયલ થયા, રતનો રાઠોડ ઘણા જણને મારીને પડ્યો. તેની તરવાર ઝાડને વાગ્યાનાં નિશાન આજે પણ ત્યાના લોક દેખાડી આપેછે.

"સડી લઈને કર્ણસિંહના બે દીકરા સાથ ખુની લોકો હતા તેઓ તેમને નદી "કિનારે લઈ ગયા, અને ઘણીજ ઉતાવળ કરીને ચિતામા નાખીને ચિતાને તેલ "ઘીથી ખૂબ સળગાવી દઈને ત્રાસદાયક કામ પરિપૂર્ણ કરયુ સતીનો અટકાવ કરવાને કાંઈ પણ પ્રયત્ન થઈ શકે એટલી વેળા રહી નહતી, કેમકે જ્યારે મને "ખબર મળી ત્યારે તો મ્હોટા આગના ભડકા મારા જોવામા આવ્યા હતા અને "જાણ્યું હતું કે સર્વ હવે પતી ગયુ છે"

,અંગ્રેજી દફતરમાથી વધારે હકિકત મળેછે તે આ પ્રકરણની સમાપ્તિની ટીપમાં જોવામાં આવશે.

સોરઠો.

આગે કેહેતા એમ, શિર પડિયા ધડ ઊઠસે;
'નર રતના તે નેમ, મો રાખ્યો ભડ શેરરા. ૧*

ત્યાંથી થોડા ગાઉ ઉપર ધુઆના ડુંગરામાં સૂરજમલ હતો ત્યાં તેણે બંધુકોના ભડાકા સાંભળ્યા તથા ગામ બળતું દીઠું ત્યારે તેણે પોતાનાં માણસ બાતમી કાઢાડવા મોકલ્યાં. ગામમાંથી નાશી જતા લોકો તેમને મારગમાં મળ્યા તેઓને પૂછીને બધી ખબર આવીને સૂરજમલને કહી. તે ઉપરથી તે પોતાના રજપૂત અશ્વાર અને ચારસેં બંધુકોવાળા લઈને ગોના ઉપર ગયો તે વેળાએ અંગ્રેજી ફોજની ટુકડી તે ગામના તલાવમાં પડી હતી, જે મરણ પામ્યા હતા તેઓને ડોળિયોમાં ઘાલેલા હતા, અને કેટલાક તળાવ આગળ ખાતા પીતા હતા તેનામાં સૂરજમલે પોતાના બંધુકદારોને ડુંગરી ફેરવીને ગોતા તથા વડાળી વચ્ચે વાધું છે ત્યાં આગળ મોકલ્યા, અને જ્યારે અંગ્રેજ સરકારની ફોજ ચાલી ત્યારે પછવાડેથી પોતે અશ્વારો સહિત ચાલ્યો અને ફોજ એક ઝાડીમાં જઈ પોહોંચી એટલે ત્યાંથી તેણે તેઓના ઉપર ઉપાડો કરયો તથા ફોજને વચમાં ઘાલીને ઘણાં માણસોને કતલ કરયાં અહિયાં પણ એક અંગ્રેજ કામદાર મરાયો એમ લોક કેહેછે

* કેહેછે કે રતનો તરવાર લઈને લડતા પડયો તેમાં તેનું માથું કપાઈ પડયું ત્યાર પછી તેનું ધડ દશ વીશ ડગલાં ચાલીને લડયું તે ગળીનો તાગડો આડો નાંખ્યો ત્યારે તે ધડ પડયું, તે ઉપરથી કવિએ સોરઠો કરયો છે, ગામના લોક એમ કહેતા કે માથું પડયા પછી ધડ લડેછે તે નિયમ એ શેરસિંહના દીકરાએ તે રાખ્યો

ફોજની ટુકડી વડાળી પોહોંચી, અને ત્યાંથી છુટર થઈને સાદરે† ગઈ; સૂરજમલ ત્યાંથી છુઆને ડુંગર પાછો ગયો, પછી ગયોલ ગામના

---

† કયાપટન ડેલામેને ઈડરથી તા ૨૨ મી ફેબ્રુઆરી, ૧૮૩૫ ને રોજ મિ એરસ્કિનને પત્ર લખ્યું હતું તે માહેથી ગોતા સબધીની વાત નીચે ઉતારી લઈયે છિયે

"સૂરજમલ જે જગ્યા રોકી બેઠેલો કેહેવામા આવ્યુ હતુ ત્યા હુ ગ-
"કાયે પરોઢિયુ થતા જઈ પોહોચ્યો, એટરે તે જગ્યા છોડીને તે ગયેલો મા
"લમ પડયો તપાસ કરવા ઉપરથી મને માલમ પડયુ કે ગોતા ગામ જે બે
"ગાઉને છેટે છે તેણીમગ બે દિવસ થયા તે ગયો છે એ ગામ તેના ભાઈના
"તાબામા છે, અને સભવ એવો લાગ્યો કે, તે પાસેની કોઈ જગ્યાએ તેની
"સાથે હશે મે તે ગામ ઉપર કુચ કરી અને આગળના માણસ ગામના પો-
રી રસ્તા ઉપર જઈ પોહોચ્યા એટલે ઉચી ગઢી ઉપરથી એકદમ તેમના ઉપર
"ભડાકા કરયો, અને થોડી વારમા તો ઘણે ઠેકાણેથી બને બાજુ બારીથી બાહાર
"થવા લાગ્યા પરિણામ એ થયો કે ચાર પાચ માણસ જે માર્યા ગયા તે બા-
"કરતાં, ગામમા જે પચીસ માણસ હતા તે બધાય કેદ પકડાયા

"મને લખવાને ખેદ થાયછે કે, આપણને અતિ ભારે નુકસાન થયુ છે, તે
"આપણે જે મતલબ હાસલ કરી લેવાની તેના પ્રમાણમા અગાઉથી ધારણા કરી
"રાખવા કરતા બહુ વધારે થયુ છે એક મજબુત ઉચી ગઢી ઉપર આશરે સા-
"ત માણસો ચડી જઈને પોતાની જગ્યા સાચવી રહ્યા હતા તેઓનાથી એ બધુ
"નુકસાન થયલું છે એ ગઢી એક ચોકમા આવેલી હતી, એના ઉપર ચડવાને
"માત્ર એક ન્હાની બારી વિના કાઈ સાધન હતુ નહિ એ બારી ચોકની પર-
"ભાની ઈમારતોના બાકામાથી નજરે પડે એમ હતી, અને ત્યા જવાના ગુચપુ-
"ચિયા માર્ગમા શત્રુના પેહેરેગીર મૂકેલા હતા તેઓનો મારો તાકયા પ્રમાણે થ
"તો હતો, અને તેઓએ પોતાનો બચાવ કરયો તે શૌર્યના ઉદાહરણ તરીકે
"અતિશય માન આપવાને યોગ્ય હતો આપણને જે નુકસાન પોહોચ્યુ તે વિ-
"ષે મે પ્રથમ મારો ખેદ જણાવ્યો છે મને લખવાને ખેદ ઉપજે છે કે, મરણ
"પામેલી સખ્યામા લેફ્ટનેન્ટ પાકિન્ઝર આવી ગયો છે આગળ ધસારો કરના-
"ની શૂરથી આગેવાની કરતા તે પડયો અને તેને આ ઠેકાણે આણ્યો ખરો, પણ
"ગઈ રાતે શરતના દશ વાગતા તેણે દેહ છાડયો છે વાર થાય નહિ એટલા
"માટે એનુ મડદુ મે તમારી છાવણી ભણી આ ક્ષણે મોકલી દીધુ છે અને આ-
"શા રાખુંછુ કે આ કાગળ તેના આવી પોહોચના પેહેલા તમને પોહોચશે

એક વાણિયાને પોતાના ગુજરાનના પૈસા મેળવવા સારૂ ખાન પકડ્યો અને તેને પાનવરે લઇ ગયો. પછી બે તોપો લઈને બ્રિટિશ એજંટ

"જોઈતા ગામ ઘણું ખરૂં બળી ગયું છે. મારે આ ઠેકાણે તમારી જાણમાં
'લાવવાને જાહેર કરવું જોઈયે કે, દેશ કેવો છે એ વિષે તમને જે ખબર મળી
હતી અને તે તમે મને લખી જણાવી હતી તે ઘણી ખરી ખોટી હતી ખરા-
"બાના ટેકરાનો ઘાડાં જંગલથી છવાઈ ગયેલો દેશ છે, અને ઘોડેસ્વાર જે ઉપ-
'યોગમા આવેછે તે વિષેનો વિચાર કરતાં, ત્યાં બિલકુલ ચાલી શકે એમ છે
"નહિ, અને એથી પાયદળને અતિ ઘણો ગેરફાયદો થાયછે ગઇ કાલે અમે એ
'ગામ છોડી દીધું તે વેળાએ એ વિષેનો દાખલો મળ્યો સૂરજમલ (જે પાસે
"હતો તે) પોતાના અનુગામી સહિત આવ્યો અને જંગલમાં રહીને ઘોડેસ્વાર-
'ના આગલ્યા ભાગ ઉપર તેણે મારો ચલાવ્યો તેમાં એક અસવાર માર્યો ગ-
'યો; એના ઉપર હુમલો કરવાનું કામ અશક્ય હતું, અને જો એમ કર્યું હોત
તો, એનાથી આપણને જે નુકસાન થયું છે તેમાં માત્ર વધારો થાત મારી પા-
"સે પાયદલ હતુ તેના સ્વાધીનમાં કેદિયો આપીને આગળ ચાલતું કરવું હતું,
"તેથી તે ખપમા આવે એમ હતું નહિ

"મારો ઈરાદો રાતોરાત વડાલીમાં મુકામ કરવાનો હતો, પણ સવારમાં
'મે ખુલ્લી જગ્યા અને એક તલાવ જોયું હતું પણ તેથી આપણું કામ સરે
"એમ હતુ નહિ એવું મને પછવાડેથી લાગ્યું, તેના શોધમાં ગામની આ બાજુએ
"ભૂલથી એક કોસ આગળ વધી ગયા, એટલે કુચ જારી રાખવાથી આ ઠેકા-
"ણે આઠ વાગતાં આવી પોહોંચ્યા ત્યારે માણસ અને ઘોડાં અતિશય થા-
"કી ગયા હતા

"જે માણસો ઘાયલ થયાં તથા મરણ પામ્યાં તેનું પત્રક આ સાથે મોક-
'લ્યુ છે, જે માણસો ખૂટે છે તેઓ સો વશા શત્રુના હાથમાં પકડાયા હશે
'અથવા મરણ પામ્યા હશે મારી ધારણામાં એમ આવેછે કે તેઓના મનમા
"લૂટ મેળવવાની આશા હશે તેથી આપણી ટોળીનાં માણસોને એકઠા કરવાને
"બ્યુગલ કરવામા આવી તે સમયે, સૂરજમલ તથા તેના અનુગામિયો છેક પા-
"સે હતા તેની તેમને ખબર નહિ હોય. તેથી તેઓ ગામમા રહી ગયાં હશે.

"સૂરજમલ એક બળવાન દેશમાંથી બીજા વધારે બળવાન દેશમા નાસતો
'ફરશે તેથી એને પકડવાનું અથવા એનો નાશ કરવાનું કામ મને કઠિણ લાગે
"છે. આવા પ્રકારના દેશનાં એના લશ્કર ઉપર માત્ર બસે માણસથી હલ્લો ક-
"રવાને મને ઠીક લાગતું નથી. હુ એને નસાડી શકું એમાં મને કાઇ શક રે-
"હેતો નથી, પણ આપણને ઘણું નુકસાન થાય અને તે વળી, મને લાગેછે
"કે જે લાભ મેળવી લેવાનો તેના પ્રમાણમાં કશા હિસાબમાં નહિ".

અહંમદનગર ગયો અને પછી ઈડર આવ્યો. ઈડર આવીને તેણે મુંડેટી-ના ઠાકોર જાલમસિંહને બોલાવીને કહ્યું કે, "તમારા દીકરાને પકડવાને તમે આગળ ચાલો." સૂરજમલ આ વેળાએ ફારકીમાં હતો તે સમાચાર જાલમસિંહે એજંટને કહ્યા, પણ તેજ વેળાએ તેણે સૂરજમલને કહાવ્યું કે, "તારા ઉપર સાહેબની અશ્વારી આવેછે માટે તું નાશી જજે. જ્યારે અશ્વારી ફારકિયે પોહોંચી ત્યારે સૂરજમલ નાશી ગયો તે એવી ઝડપથી કે તેની જાજમ, ઉંટનો કાઠડો વગેરે સામાન રહી ગયો, તેથી તેણે જે વાણિયાને બાન પકડ્યો હતો તે પણ છુટી ગયો. ફારકી તથા પોળો વચ્ચે ડુંગરમાં ઘોડાધરો નામે એક ધરો છે ત્યાં સૂરજમલ ગયો. બ્રિટિશ એજંટે જાલમસિંહને ધમકી દેવા માંડી ત્યારે વિચાર્યું કે હવે ફોજ તેની પછવાડે જશે નહિ તેથી તેણે કહી દીધું કે એ તો ઘોડાધરે છે પણ અંગ્રેજ સરકારની ફોજ તો તેણીમગ ચાલી ને મુંડેટીના ઠાકોરને પોતાના દીકરાને ચેતાવવા જેટલો અવકાશ મળ્યો નહિ. સૂરજમલ ફોજ ઉપર મારો ચલાવીને સાંગી નડો નામની વેળાએ તેનો ભાઇ શેરસિંહ તેની સાથે હતો તે ગભરાઇ જવાથી પાછલ રહી ગયો તે માર્યો ગયો પણ તેના માણસોએ તેને ઉચકીને ડુંગરા ઉપર ચડાવી દીધો. સૂરજમલ ત્યાંથી ફરીને પાનવરે ગયો

જાલમસિંહને પોતાના પુત્ર સૂરજમલ સાથે વેર હતું તેવામાં તેને કુવાવે રાખ્યો હતો. તે ખાતે તેણે બ્રિટિશ એજંટને સમજાવ્યું કે રૂપાલનો ઠાકોર (ફતેહસિંહ), અહમદનગરનો રાજા પૃથ્વીસિંહ અને તખતસિંહ સતી વિષેની તકરારને લીધે વળે છે તેઓ તથા સૂરજમલ એ સર્વે કુવાવે ભેગા થયા છે. એવું સાંભળીને એજંટ પોતાના અશ્વાર લઇને ત્યાં ગયો અને જે ચારણોનું તે ગામ હતુ તેઓને તેણે તેડાવ્યા (તેમાં આ વાત કેહેનાર પણ હતો) અને પૂછ્યુ કે સૂરજમલ ક્યાં છે? તેઓ કહે કે અમે જાણુતા નથી, એટલે ગામ સામી તોપો માંડીને ગોળા ચલાવા માંડ્યા ને કિલ્લો તોડી પાડ્યો, ગામ લૂટ્યુ ને બાળ્યું. ગામના લોકોએ નાસવા માંડ્યું તેઓને પકડ્યા, અને તેમનાં ઢોર સુધાંત તેઓને વડાલીમાં અંગ્રેજની છાવણી હતી ત્યાં પોહોંચતા કર્યા. ત્યાર પછી સૂરજમલને પકડવા સારૂ ફોજ ત્યાંથી પાનવરે ગઈ. ત્યાં લડાઇ થઇ, તે વેળાએ હવો

કરનારી ટુકડીનો અંગ્રેજ કામદાર અને પચાશ માણસ મરાયાં. પાનવર લીધું અને બાળ્યુ, તથા ગામના લોકો તેમાંથી નાશી ગયા ત્યાર પછી મેવાડમાંનું માનપુર લશ્કરે બાળ્યું, સૂરજમલ પોતાની ઠકરાણી જોધીજીને લઈને ડુંગરામાં નાઠો, ને આવી જંગલની જગ્યાએ એવી દુ:ખદાયક સ્થિતિમાં તેની સાથે ગઇ કે તેને પગમા ઘણા કાંટા વાગ્યા ને તેની પુત્રીને (જે પછીથી ઈડરના મહારાજ જવાનસિંહ વેરે પરણાવી છે) કેડે બેસારી હતી તેથી તે છેક થાકી ગઈ

જ્યારે અંગ્રેજ સરકારની ફોજ પાછી સાદરે ગઇ ત્યારે પાનવર પાછુ ફરીને વસ્યુ અને સૂરજમલ પોતાના કબીલાને ત્યાં રાખીને પોતે કુશંવ ગયો અને ડુંગરામાથી ઈડર જિલ્લામા લૂટફાટ કરવા લાગ્યો આ વેળાએ સિદ્ધપુરના મઠનો મહંત મરણ પામ્યો હતો તેની ગાદી માટે તેના બે ચેલા વચ્ચે તકરાર હતી તે માહેનો એક રાજમારથી કરીને હતો તેણે પોતાનો પોશાક બદલીને રજપૂતનો ધારણ કરયો અને બારવટે નીકળી સૂરજમલ સાથે મળી ગયો તેણે તેને કહ્યું કે તમે મારી સહાયતા કરો તો હું તમને બધું માણસોનું ખર્ચ આપું સૂરજમને તે વાત માન્ય કરી ને તેઓ સિદ્ધપુર પરગણામાં લૂટફાટ કરવા લાગ્યા. સૂરજમલ અને રાજમારથી એક વાર અઢાર અશ્વારો લઇને સિદ્ધપુરની પાસે સરસ્વતિને કિનારે ઉતરયા, ત્યાં રસોઇ કરાવી; તેઓને આવતા જતા લોકો પૂછે કે તમે કોણ છો? ત્યારે કેહે કે અમે ઇડરના છિયે અને પાલણપુર મોકાણે જઇયે છિયે, (તેવામાં પાલણપુરના વડગામનો દિવાનજી ગુજરયો હતો ) સાંજની વેળાએ બધા રજપૂતો બજારમા ગયા અને ત્યાંના નગરશેઠને પકડવાનો વિચાર કરયો પણ તેનો તેઓને પત્તો લાગ્યો નહિ ત્યારે બીજો એક લખપતિ કરીને હતો તેને ઘેર ગયા, અને ગુમાસ્તાને કહ્યુ કે, "આમારે એક હુંડી વટાવવાની છે, તમારો શેઠ ક્યાં છે?" તેણે કહ્યુ કે મારા શેઠ મેડા ઉપર જમવા બેઠા છે લાવો હુંડી હું વટાવી આપુ." રજપૂતો મેડા ઉપરથી ઘોડા ઉતરયા અને મેડા ઉપર ચઢીને શેઠને નીચે ઘસડી લાવ્યા અને ઘાસના ભારાની પેઠે તેને ઘોડા ઉપર નાંખીને લઇ ચાલ્યા. તે વેળાએ બજારમાં બૂમાબૂમ થઇ ને તેઓ તો દરવાજા આગળ આવી પોહો-

આ. ત્યાં દરવાન દરવાજો બંધ કરતો હતો તેને એક રજપૂતે ગાજ દીધી અને તરવાર ખેંચી એટલે તેણે દરવાજો ઉઘાડ્યો; એટલે સૂરજમલ તથા તેના માણસોએ ઓડાનો રસ્તો ઝાલ્યો. સિદ્ધપુર ગાયકવાડી થાણું હતું તે વાહરે ચડ્યું પણ તે હળવે હળવે પછવાડે ગયું, કેમકે તેઓને કાંઇ ઇનામ મળવાની આશા ન હતી તેથી ધાડ પાડનારા સાથે લડવાની તેમની મરજી નહતી, તેથી તેઓ ઘોડે છેટે જઇને પાછા આવ્યા. સૂરજમલ ઓડેથી ધુંઆના ડુંગરમાં રહીને પાનવરે ગયો ત્યાં લખુશેઠે કહ્યું જે, "તમે મને દુઃખ દેશો નહિ, જો તમે મને છોડી દો તો જેટલો માગો તેટલો હું દંડ આપું," ત્યારે તેણે કહ્યું કે, "અમારે દંડ જોઇતો નથી, પણ અતીતનો ટંટો પતાવવો છે." વાણિયાએ હુંડી લખી આપી તે લઇને તેના માણસો રૂપિયા લઇ પોતાને માટે તથા પોતાના કેદીને સારૂ જોયતો સરસામાન લાવ્યા સિદ્ધપુરના મહાજને વડોદરા સરકારને અરજી કરી કે લખુશેઠનો છુટકારો થશે નહિ તો અમે સૌ સિદ્ધપુરમાંથી ઉચાળા ભરીશું. ગાયકવાડ સરકારે તે ઉપરથી સાહુકારને છોડાવા સારૂં ક્યાપટન ઓટરામને લખ્યું. તે આ વેળાએ મહીકાંઠાનો પોલિટિકલ એજંટ હતો. તેણે ઈડર જઇને સઘળા બારવટિયાઓને જામીન તથા ખાંહધર આપીને તેડાવ્યા. પેહેલવેહેલો સૂરજમલ આવ્યો, તેનો અપરાધ માફ કરવા ઉપરથી તેણે પોતાના હાથમાંથી તરવાર નાખી દીધી અને એજંટને કહ્યું કે, મારા શિરબંધી પગાર સારૂ મને નડશે ને મારી પાસે તો ખાવા જેટલું પણ નથી તેને પછી મુડેટી પટાના બે ગામ આપ્યાં એટલે વીશ અશ્વાર રાખીને બીજાઓને તેણે રજા આપી; તેને ઇડરના મહારાજે ભીલોડાની થાણદારી આપી. તેના માણસોને પગારદાર કરીને રાખ્યા તેના પગારનો પણ નીકાલ થયો. તેના જિલાયતો તેની સાથે વખામાં હતા તેઓનાં ગામ પણ પાછાં સોંપાવ્યાં. બેનો સોબતી રાજબારથી ગાયકવાડને શરણ થયો, તેને તેણે કેટલાક મહિના સુધી કેદખાનામાં નાંખ્યો પછી તેની પાસેથી દંડ લઇને તેને સિદ્ધપુરના મઠની ગાદિયે સ્થાપ્યો, તે આજે ઘણો પૈસાવાળો કહેવાયછે. એજ પ્રમાણે અહમદનગર, રૂપાલ અને બીજા ગામોના બારવટિયાઓને તેમની જગ્યા પાછી સોંપી અને આખા ઈડરવાડામાં સલાહ શાન્તિ કરી દીધી.

ઇ૦ સ૦ ૧૮૩૮ માં મુંડેટીનો ઠાકોર જાલમસિંહ મરણ પામ્યો તેની ગાદિયે સૂરજમલ થયો અને તેના ભાઇ શેરસિંહને રતનપુર અને ગોતા ગામ રહ્યાં.

---

## મહીકાંઠા સંબંધી છેવટ લખાણ સાથે જોડેલી ટીપ, અંગ્રેજી દફતરમાં લખ્યા પ્રમાણે.

તા ૧૭ મી સપ્ટેમ્બર સન ૧૮૩૫ ના રોજનો મુબઈ સરકારનો ડિસ્પાચ 'ગયા ફેબ્રુઆરી મહિનાની ૧૬ મી તારીખે મિ એરસ્કિન અહમદનગર આવી પોહોચ્યો અને ત્યા તે આ ઓચિંતા બનાવ કરતા કેવળ જુદાજ પ્રકારનું બંડ બેસારી દેવાને ત્રણસો માણસથી ગયો હતો, તે સમયે તેને જાણ કરવામા આવ્યું કે 'આ પરગણાનો રાજા કર્ણસિંહ આજનો દિવસ કાઢાડે એવી આશા નથી' આ ઉપરથી મિ એરસ્કિને તપાસ કરેવો કે જેમ ૧૮૩૩ ના આગસ્ટ મહિનામા ઈડરનો રાજા દેવ થયો તે વેળાએ જેમ બન્યુ હતુ તેમ આ રાજાને સાત સ્ત્રિયો છે તેઓને જોરાવરીથી સતી કરવામા આવનાર છે કે નહિ તેને આ વિષે મનપતીજ ખાતરી મળી શકી નહિ તા ૬ ઠ્ઠી ફેબ્રુઆરીની રાત્રે રાજા અસુરો મરણ પામ્યો તે વાત બીજે દિવસે સાંજ પડતા સુધી સતાડી રાખી, પણ પછાથી ઉઘાડી રીતે વાત ચાલી કે સાત રાણિયોમાથી પાચ રાણિયો સતી થવાની છે સાતમી તારીખના બગબગામાં મિ એરસ્કિને રાજાનો પૃથીરાજ કરીને સુમારે સત્તર વર્ષનો કુવર હતો તેને તથા રાજાનો ભત્રિજો, સૂરનો હમીરસિંહ કરીને હતો તે બને પોતાની હુજૂરમા બોલાવ્યા અને મનુષ્ય પ્રાણીનો ઘાત થાય એવા ઘાતકી કામ વિષે બ્રિટિશ સરકારને ઘણો ધિક્કાર છે એ વાતની તેમને જાણ કરી તથા એવા કામની સામે તેનાથી થાય તે ઉપાય કરીને આડે આવવાનો તેનો વિચાર હતો તે પણ જણાવી દીધો અને કહ્યુ કે, સતી કરવાની ત્રાસદાયક ક્રિયા વિષે આગળ અણકારવામા આવતું નહિ, પણ હવે સો જો તેમ થાય તો ગુનોહ થયો એમ બ્રિટિશ સરકાર ગણેછે. પૃથીરાજ અને હમીરસિંહ

સતી થવાની અગત્ય વિષે સમજાવવા લાગ્યા અને મિ. એરસ્કિન તેઓને પોતાના વિચાર સાથે મેળવી લેવાને પ્રયત્ન કરવા લાગ્યો એમાં બીજો આખો દાહાડો નીકળી ગયો. આ પ્રમાણે તેઓ વિવાદ ચલાવતા હતા તે પોતાની બધી મતલબ સાધી લેવાને અવકાશ મેળવવા સારૂ હતું, અને બળવાન ફોજ એકઠી કરીને તેના આશ્રયથી સતી કરવાનો તેમનો વિચાર પૂર્ણ કરવા સારૂ તેઓએ અહમદનગર જિલ્લામાંથી હથિયારદાર બીલ અને બંધુકદાર માણસો એકઠાં કરવાને ગામેગામ માણસ મોકલ્યાં હતાં, તે વિષે મિ. એરસ્કિનના જાણવામાં કાંઈ પણ હતું નહિ સાંજ પડવા આવી તે વેળાએ ચારેમગ હથિયારવાળા માણસોનાં ટોળેટોળાં શેહેર ભણી જતાં, આપણા મેલાણ આગળથી જણાવા લાગ્યાં તે ઉપરથી મિ. એરસ્કિને ટુકડીના કમાન્ડિંગ આફિસરને, તે લોકોનાં હથિયાર છોડાવવાની આજ્ઞા કરી, કેમકે રાજાને બાળવાને માટે એવા પ્રકારના માણસોનું લશ્કર એકઠું કરવાની કાંઇ અગત્ય જેવું હતું નહિ તેથી કાંઈક દુષ્ટ કામ કરવાના ઈરાદાથી તેઓ એકઠા થયા હતા એ વાત ઉપાડીજ હતી એક બે ટોળિયોનાં હથિયાર તો મુકાવ્યાં અને તેઓને કહ્યું કે બીજે દિવસે તમારાં હથિયાર પાછાં આપવામાં આવશે, પછી તેઓને જવા દીધા, એટલામાં એવી ખબર મળી કે, ઘણાં હથિયાર સજેલાં માણસો કિલ્લામાં એકઠા થયાં છે અને પચાસ કે સાઠ બંધુકવાળા કોળિયો અને બીજા કર્ણસિંહના કોટવાલના ઉપરીપણા નીચે જામગરિયો સળગાવીને અને કામઠાં ચડાવીને, લેફ્ટનેન્ટ લુઈ જે શેહેરના કિલ્લા આગળ કવાયત કરાવતો હતો તેની લગભગ જઇ પોહોચ્યાં છે. કોટવાલ ઘોડા ઉપર બેઠો હતો તેને લુઈયે બોલાવ્યો અને પોતાને હુકમ મળ્યો હતો તે કહી સંભળાવીને કહ્યું કે તમારા હાથ નીચેનાં માણસોનાં હથિયાર તમે મૂકાવો, પણ આવું સાંભળીને કોટવાલે તો પોતાની પછવાડે માણસો હતાં તેમને તરત હુકમ કરયો કે લુઇના ઉપર મારો ચલાવો. માણસોએ વગર આનાકાની કરવે તેનો હુકમ માન્યો અને લેફ્ટનેન્ટ લુઈને એક પડખામાં ઘાયલ કરયો. પછી તે ટુકડી શેહેરમાં દોડી ગઇ, દરવાજા ઉતાવળથી બંધ કરી દીધા અને કોટ ઉપર ચડીને આપણા લશ્કર ઉપર ખૂબ મારો ચલાવ્યો તે વેળાએ આપણું લશ્કર કિલ્લાથી બસેં કદમ છેટે હતું. શેહેરમાં મોટી તોપો હતી તે રાતની વેળાએ જો બુરજ ઉપર ચડાવી દીધી હોય તો આપણાં ઘણાં માણસોનો ઘાણ કાહાડી નાંખે એવી બીક હતી તેથી થોડાં કદમ પછવાડે પડવાનો વિચાર ઘટિત જણાયો. અને તેટલી વારમાં મિ. એરસ્કિને અમદાવાદ અને હરસોલના લશ્કરી અમલદારોને તોપો મોકલી દે-

વાનું કાહાડ્યુ કે દરવાજો તોડીને શેહેરનો કબજો કરી લેવામા આવે બીજે દિવસે સવારમા (તા ૯ મિયે) અઢી વાગતા સુધી સર્વ શાન્ત રહ્યું હતુ તેવામાં ચિતા સળગાવ્યા વિષેની વાત જણાવામા આવી પણ જે ઘાતકી કામ થવા માંડ્યું હતું તેનો અટકાવ કરવાને હવે સમય રહ્યો ન હતો આ જંગલી કામ કરનારાઓએ જે ઉપાય કામે લગાડ્યા હતા તેમા તેઓ ખરેખરા ફતેહ પામ્યા, અને ભાગ્યહીણુ સ્ત્રિયો, તેઓના નાશ કરનારાઓના જંગલી વેહેમનો ભોગ થઇ પડી આ વિષેનુ યથાસ્થિત વર્ણન અમે આનરેબલ કોર્ટને આ ઠેકાણે લખી જણાવતા નથી, પણ મિ. એરસ્કિનનો રિપોર્ટ હાસિયામા નોંધેલો છે તે ઉપરથી જાણવામા આવશે (આ પત્ર ૨૫૮–૫૯ મા પૃષ્ઠની ટીપમા આપેલ છે)

"કમકમાટ ઉપજાવનારૂ કામ પૂરૂ થયુ, પછી માજી રાજાના બે કુવર રજપૂત અને બીજા લોકની એક ટોળી સાથે શેહેરની બાહાર નીકળી આવ્યા સવારના પ્રહરમા તેઓએ શત્રુવટની કાઇ નિશાની આપણી ટુકડી ભણી બતાવી નહિ, માત્ર બે ભિસ્તિયો નદી ઉપર જતા આવતા હતા તેઓના ઉપર થોડીક ગોળિયો ચલાવી, ઘણા ખરા ભીલ અને કોળિયો તો શેહેરમાથી રાત્રે જતા રહ્યા હતા આ વેળાએ મિ એરસ્કિનને જે બાતમી મળી હતી તે ઉપરથી તેને માનવાને કારણ છે કે, જે સતિયો થઇ તેઓ વિષે તો બુલાત્કારના ઉપાય કામે લગાડવામા આવ્યા હતા, પણ પૃથીરાજ મિ એરસ્કિનની સલાહ પ્રમાણે ચાલવાને તૈયાર થયો હતો, તેની મરજીની સામે એ કામ કરવામા આવ્યુ હતુ.

"જે લશ્કર હતુ તે સિવાય તા ૮ મીની સાંજે પચાસ માણસની એક ટુકડી હરસોલથી આવી પોહોચી અને કપ્તાન લાર્ડનર ઉપરી હતો તેનો વિચાર તે સાંજે શેહેરનો કબજો લઈ લેવાનો હતો, પણ નીચે લખેલી અડચણ નડી હોત નહિ તો વધારે અડચણ વેઠયાવિના તે પ્રમાણે કરી શકયો હોત—

"સતી થતા પેહેલા કેટલાક મહિના અગાઉ, સુઉરીના ઠાકોર જાલમસિંહ ચોહાણના મ્હોટા કુવર સૂરજમલે બહારવટીઆર લોકોની એક મ્હોટી ટોળી જમાવી હતી અને તેનો પોતે નાયક થયો હતો અમદાવાદની ખુશાલચંદ નાહાલચંદની પેહેડીનો ખેમચંદ કરીને હતો તેનો ભાઈ ડુંગરપુરનો સાહુકાર હતો તેને છોડાવવાને અને હિંમતસિંહ તથા ફતેહસિંહ રૂપાલના સાથે સૂરજમલ અને તેના સબંધિયોને ઘણા કાળથી વેર ચાલ્યુ આવતુ હતુ, તેમની સામે થવાને માટે એ લશ્કર ઉભુ થવાની પ્રસિદ્ધ મતલબ હતી તેણે તેના શત્રુઓની સાથે કેટલાક ધીંગાણાં મચાવ્યા તે અફળ જવાથી અને પગારને માટે તેના માણસોએ હુલ્લડ કરવા માંડી તેથી તે સપડામણમા આવી પડયો, અને તેના લેવામા

આવ્યું કે ડુંગરપુરના મુલકમાં રૂપાલનો ઠાકોર સીમા દબાવતો જાયછે તેને લાગલી શિક્ષાએ કોઈએ પો હોંચાડયો નથી એટલે તેણે વિચાર્યું કે સામાન્ય લૂંટફાટ કરવામાં આપણાં માણસોને ઠીક કામે લગાડી દેવાશે. તે ઉપરથી તેણે ઘાસદાણાનાં ગામ માહેલું દરોબી કરીને એક ગામ માર્યું અને તેની લુટ પોતાના અચાઈ રહેલા માણસોને વેંહેંચી આપી. જ્યારે આ વાત વિષે મિ. એરસ્કિનને જાણ કરવામાં આવ્યું ત્યારે ઈડરનો વહિવટ એવી અવ્યવસ્થિત સ્થિતિમાં આવી પડ્યો હતો કે તે થાળે પાડતા સુધી સૂરજમલની ખબર લેવાને થોભી રેહેવાનું વાજબી લાગ્યું, અને તેને માત્ર એક શીખામણનો કાગળ લખી મોકલ્યો; પણ ન્હાની મારવાડમાં હરસોલ કરીને એક બીજું ઘાસદાણાનું ગામ હતું તે સૂરજમલે માર્યું એવા સમાચાર પછી તરતજ તેના સાંભળવામાં આવ્યા, તે ઉપરથી મિ. એરસ્કિને સૂરજમલ ઉપર પાંચ મોસલ કરીને તેની બધી શિરબંધી વીખેરી નાંખવાની તાકીદ કરી પણ તેણે તો પાંચે મોસલને વિદાય કર્યા અને શિરબંધી વીખેરી નાંખવાની ના કહી, તે ઉપરથી વીસ મોસલ કરવામાં આવ્યા પણ તેથી કશો લાભદાયક પરિણામ થયો નહિ.

'સૂરજમલે પાંચ મોસલોને પોતાની છાવણીમાંથી કાહાડી મુક્યા તેમાંથી એકે તા ૯ મી ફેબ્રુઆરીની સાંજે ચાર વાગતા આવીને એવી ખબર આપી કે સૂરજમલ અહમદનગરથી ચાર મૈલને છેટે વખતાપુરમાં છાવણી કરીને પડ્યો છે, તેની પાસે આશરે એક હજાર મકરાણી અને સાઠ અથવા પચોતેર અશ્વાર છે, અને તેનો વિચાર બ્રિટિશ ફોજ ઉપર હલ્લો કરવાનો છે આવા સમાચાર મળ્યા એટલે મિ એરસ્કિને ટુકડીના કમાન્ડિંગ આફિસરને સૂચના કરી કે તમારે થોડી વાર લગી અહમદનગર ઉપર ધસારો કરવાને થોભવું અને સેનાના ઉત્તર વિભાગના આફિસરકમાન્ડિઅને લખી વાળ્યું કે સૂરજમલની શિરબંધીને વશ કરવાને અને વધી ગયેલા જે બંડ ઉઠ્યાં છે તે બેસારી દેવાને જેટલી મદદ મોકલવી તમને અગત્ય લાગે તેટલી ઉતાવળથી મોકલી દેજો * * * * * * * * *

"તા ૩ જી માર્ચને દિવસે બ્રિટિશ લશ્કરે અહમદનગરનો કબજો લીધો, અને તા ૬ ઠ્ઠીને દિવસે મિ એરસ્કિને એવી આશા જણાવી કે હવે હું થોડી વારમા મહીકાંઠાનું કામ થાળે પાડી શકીશ"

મુંબઇ સરકારનો ડિસ્પાચ તા. ૧૫ મી આક્ટોબર ૧૮૩૫

'આ પ્રમાણે મહીકાંઠામાં ત્રણ બહારવટિયા ટુકડિયો હથિયાર લઈ ઊઠી ૧ લો પૃથીસિંહ અને તેના આશ્રિત, ૨ જો રૂપાલનો ઠાકોર અને તેનો સાથી ધારવાડાનો ઠાકોર અને તેમના અનુગામી અને ૩ જો સૂરજમલ અને તેના સોબતી * * *

'કપ્તાન ડેલામેન, બસે પાયદળ, એક ઘોડેસ્વારની ટુકડી, અને એકસો પચાસ આરબવાળી પાયગાના મિશ્રિત લશ્કર સહિત સૂરજમલના ઉપર હલ્લો કરવાને ચડયો, અને તા ૧૭ મી ફેબ્રુઆરીને દિવસે ઈડરવાડામાં વલસિંગે સૂરજમલ પડયો હતો એમ સાંભળવામાં આવ્યું હતું ત્યાં જઈ પોહોચ્યો પણ ત્યાંથી તે નાશી ગયો હતો અને ત્યાંથી બે મૈલ ઉપર તેના ભાઈ શેરસિંહના ગોતા ગામમાં જઈ રહ્યો હતો એમ માનવામાં આવ્યું એટલે કપ્તાન રેનીએ તે ગામ ઉપર કુચ કરવાનો નિશ્ચય કર્યો ત્યાં જઈને તે જગા લીધી અને શત્રુના ચાર પાંચ માણસ ઠેર કર્યા અને ગામમાં પચીસથી તે ત્રીસ સુધી જેટલા જીવતા રહ્યા હતા તે સર્વેને કેદ કરી લીધા પણ આપણા ભણી બહુ ભારે નુકસાન થયું, અને લેફ્ટેનેન્ટ પાર્ટિજર કરીને એક ૧૭ મી રેજિમેટ એન આઇનો હતો તે માર્યો ગયો આ શોકદાયક પરિણામ થવાનું કારણ એમ થયું કે ત્યાં એક મજબુત ઉંચી ગઢી હતી તેના ઉપર માણસો હતા તેઓએ મરણિયા થઈને તે સાચવી રાખી અને આપણી ટુકડી પાસે તોપ હતી નહિ કેમકે ટુકડી ચાલી નીકળી ત્યારે તેનો ખપ પડશે એવું ધારવામાં આવ્યું નહતું ***

'ફોજનો વધારો થયો એટલે રૂપાલના ઠાકોર ઉપર હલ્લા કરવાનું ચાલતું કર્યું સન ૧૮૩૫ ના ફેબ્રુઆરી મહિનાની સમાપ્તિએ આપણી ફોજની ટુકડિયે આપણા ભણી નુકસાન થવા વિના કાનોરા ને દોઢર ગામ લઈને તેમનો નાશ કર્યો અને દોઢર ગામની પડોસમાં ગોસાઇનો એક મઠ હતો તેનું પણ એમજ થયું તથા તા ૫ મી માર્ચ ૧૮૩૫ ને દિવસે પીરમાની ગામ તથા રૂપાલના ભીલોના સર્વે કિલ્લા જે પાસરા થાય નહિ એવા બહારવટિયાઓના છેક તાબામાં થઇ ગયા હતા તે સર્વ જેર કરવામાં આવ્યા વળી રૂપાલ ગામ સાથે ફોજે સ્વાધીન કરી લીધું * * રૂપાલના બહારવટિયોને વિખેરી નાખ્યા પછી ૨૪ મી પલટણ મેજર મોરિસના ઉપરીપણા નીચે હતી તેણે સૂરજમલની સાથે લડાઈ ચાલુ કરી એ ટુકડી તા ૧૧ મી માર્ચે સુરાગની પડોસમાં ડુંગરા વચ્ચે ગોરલ કરીને સૂરજમલના મુખ્ય કિલ્લામાંહેનો એક હતો ત્યાં

આવી પોહોંચી અને તે કિલ્લો લીધો, તથા ત્યાંના કિલ્લેદારોને વિખેરી નાંખ્યા તેમાં શત્રુનાં આઠ માણસ મરાયાં અને સત્તર કે અઢાર ઘાયલ થયાં. સૂરજમલ તો એ જગ્યા છોડીને ગયો હતો, પણ તેના ભાઇ શેરસિંહે, અને આશરે બસો કે બસેને પચાસ મકરાણિયોએ તેનો બચાવ કરયો. * * સન ૧૮૩૫ ના માર્ચ મહિનાના મધ્ય ભાગની વેળાએ સૂરજમલ અને તેના સોબતિયોની પછવાડે ડુંગરામાં વધારે આઘે લશ્કરે પ્રવેશ કરીને ઘસારો કરયો અને ફારકા, પાનવરા, માનપુર, અને બાડરવાડાના કિલ્લાઓનો નાશ કરયો. પાનવરા ગામ એક ભીલ ઠાકોરનું રેહેઠાણ હતું તેનો આસપાસના લોકોમાં ઘણા દિવસથી ત્રાસ વર્તાતો હતો, અને તે સૂરજમલનો આશ્રહી અને ખરેખરો આશ્રય આપનાર હતો. આ ધિંગાણામાં ૧૭ મી પલટણનો આપણો એક આફિસર લેફટનેન્ટ ફ્રાઇકકૂ અને સત્તર સિપાઈયો ઘવાયા, અને શત્રુના ૩૦૦ માણસ ઘવાયાં તથા મરાયાં. * * *

"અમે કબુલ કરિયે છિયે કે આ ડિસ્પાચમાં જાહેર કરેલાં કામો વિષેની અમારા મનમાં ખેદદાયક અસર રહી ગઇ છે, કારણ કે અતિશય ખાડા ટેકરાવાળો અને વિકટદેશ, જેનાથી આપણે છેક અજાણ્યા તેમાં આપણા લશ્કરે ભારે સકટ વેઠ્યાં અને ખાવા પીવાની તંગાસનું દુ:ખ સહન કર્યું ત્યારે આપણી સામે હથિયાર લઈ ઉઠેલા લોકો વિખેરી નાંખી શકયા એ ખરૂં, પણ તેમના નાયકો પકડાયા નથી, અને જે કારણો માટે આ મુલકમાં એક સાહસિક નાયકને તેની લુંટફાટમાં હથિયારદાર માણસો જ્યારે જોઇયે ત્યારે મળી જવાને સુલભ પડતું આવ્યું છે તે કારણો તો હજી લગણ ઉભાં છે. આ જગ્યાના લોકો ખરૂં જોતા લડવૈયા છે, અને જોકે નિરંતર લુંટારા નથી તોપણ કાંઈક તેમ થવાને સદા રાજી હોય છે, અને દેશની આપણને માહિતગારી નથી તેથી કરીને થોડા હિમતવાળા અને સારીપેઠે હથિયાર સજેલા માણસોને પોતાના કરતાં વધારે માણસોની સામે દરેક વેળાએ ફતેહમદીથી સામા થઇ શકવાને માટે જેવું અસાધારણ જોર જોઇયે તે માહેલુ એ પણ એ, થઈ પડેછે અને જે ઠાકોરોની સાથે હવણાં આપણો સંબંધ છે અથવા તેમના ઉપર આપણી સત્તા ચાલેછે તે વિના બીજાઓ ઉપર કાઇ ચાલી શકતુ નથી તેથી કરીને દબાવી નાંખે એટલી ફોજ કામમા લાવિને, અથવા ટુંકામા કહિયે તો આખા દેશમાં ઠેરઠેર થાણાં બેસાડી દીધા વિના અને તેમ કરતા અતિશ ખર્ચ થાય તે કરયા વિના આટલા બધા વરા થાય નહિ એવા લોકોને નિયમમાં રાખવાની આપણાથી ભાગ્યેજ આશા રાખી શકાય

આવાં કારણો ઉપરથી મુલકના આખા તકરારી ભાગની ખરી માપણી કરવાનો વિચાર અમારા મનમાં ઉત્પન્ન થયો છે,' અને અમારા પ્રમુખે (સર રૉબર્ટ ગ્રાન્ટ) એક બીજી વધારે સૂચના કરી છે તેની સાથે કોઉંસલના બીજા મેમ્બરો મળતા આવ્યા છે, તે એ છે કે, મહીકાંઠાની લડાયક વસ્તી ઉપર સત્તા બેસારવાનો પ્રયત્ન કરવો, તથા દેશમાં સલાહશાન્તિ કરવાના ઉપાય કરવા, તથા ખાનદેશમાં જેમ આપણે સુધારા કરવાના સાધન કામે લગાડવામાં જય પામ્યા છિયે તેવાં સાધનોને પુષ્ટિ આપવી."

મુંબઈ સરકારનો ડિસ્પાચ, તા ૩૧ મી ડિસેમ્બર સન ૧૮૩૫

કપ્તાન ઑટરામના (હવણાં મેજર જનરલ સર જેમ્સ ઑટરામ કે સી બી ઍડનના કામ સબંધીનો ચીફ કમિશનર) ખાનદેશમાં સોંપેલા કામના પ્રકાર ઉપરથી, અને થોડા વર્ષથી ડાંગમાં સલાહશાન્તિ ચાલુ કરવામાં એ અમલદારે જે કુશળતા અને ચપળતા બતાવી છે તે ઉપરથી આ અગત્યના વિસ્તારવાળા કામને માટે તે વિશેષે કરીને યોગ્ય ઠરી ચૂકયો છે, આવાં કારણો ઉપરથી અમારા પ્રમુખે એવો અભિપ્રાય આપ્યો છે, ઉપર જે કામો કરવાની સલાહ આપવામાં આવી છે તેને લગતી સૂચનાઓ આપીને કપ્તાન ઑટરામને ગુજરાતમાં સત્વર જવાને ફરમાવવું."

મુંબઈ સરકારના ડિસ્પાચ તા ૨૫ મી મે સન ૧૮૩૬

કપ્તાન ઑટરામ તેના પોતાના તા ૧૪ મી નવેમ્બર ૧૮૩૫ના રોજના કુશળતા ભરેલા અને રસિક રિપોર્ટમાં પુરી રીતે પોતાનો વિચાર જાહેર કરે છે કે મહીકાંઠાના બારવટિયા અથવા દગાખોર ઠાકોરોનું સમાધાન કરી આપવાનું ગમે એટલું ઘટિત છે તોપણ તેઓ માહેલા કેટલાક એવા છે કે તેઓની સાથે ક્ષમાપૂર્વક ચાલવું અશક્ય છે જે માણસો ઉઘાડી રીતે બ્રિટિશ સરકારની સત્તાની સામે થાય તેઓનો સખ્ત દાખલો બતાવી આપવો જોઈયે, ટુંકામાં એજ કે એવાને બંડખોર ઠરાવવો જોઈયે અને જ્યારે તે પકડાય ત્યારે કોર્ટમાર્શિયલ કરી શિક્ષાએ પોહોંચાડવો જોઈયે કપ્તાન ઑટરામના આ વિચારને પછવાડેથી પોલિટિકલ કમિશનરે અને જેઓના અભિપ્રાય ઉપર કેટલુંક વજન આપવું જોઈયે એવા કેટલાક બીજા અધિકારિયોએ ટેકો આપતાં મહીકાંઠામાં સદાની સલાહ શાન્તિ નક્કી થાશે એવા બલાત્કારના વિરોધ ઉપાય આગળ હોય તે પ્રમાણે કામે લગાડવાનો સામાન્યપણે વિચાર જણાવ્યો.

"આ વિષય ઉપર જેવું સારીપેઠે ધ્યાન આપવું જોઈયે તે પ્રમાણે આપીને અમે કેવળ ઉલગીજ રાજનીતિ ચલાવવાનો ઠરાવ કર્યો, અને પાછળના હરગ ક્ષમા

કરવાનું જાહેર કરીને, અને જે બારવટિયા હજણા આરવટે છે તેઓમાંથી કોઈને પણ બાતલ કર્યા વિના જો તેઓ આપણી સત્તાને શરણ થવાને કબુલ થાય અને હવે પછી સારી ચાલ ચલાવવાના જામીન આપે તો તેઓની સાથે સલાહ કરવી એમ ઠરાવ્યું છે આ આપણી રાજનીતિ ફળરૂપ થશે એવી અમને પકી આશા છે એટલુંજ નહિ પણ અમારી પૂરી ખાતરી છે કે મહીકાંઠામાં આ વિના બીજા કોઈપણ સાધનથી સલાહ શાન્તિ કરી શકાય એવું છેજ નહિ * * *

'પ્રથમ તો, મુખ્ય મુખ્ય બારવટિયાઓ (અથવા બંડખોરો) એ બારવટું કરવાનો રસ્તો પકડયો છે તે એવા કામ ઉપરના ખરા પ્રેમને લીધે પકડયો છે એમ અમને લાગતું નથી, પણ કુટુંબના કજિયાથી, તેઓના મન નહિ મનાવ્યાથી, અથવા બ્રિટિશ રાજનીતિને લીધે દુર્દૈવ થવાથી તેઓએ એ રસ્તો પકડેલો છે આ વિષે અમારા જાણવામા જે કાંઈ આવેલુ છે તે પરિપૂર્ણ નથી, તથાપિ મહીકાંઠામા બંડ ઉઠીને ઘણીવાર સુધી ચાલ્યા કરેછે તે ઉપર લખેલા સર્વ કારણ ભેગા બનવાથી અથવા તે માહેલા એકેકા નિરાળા કારણને લીધે બનેછે એમ માનવાને મજબૂત કારણો છે

"બીજી રીતે જોતા કપ્તાન ઔટરામે અને બીજા અમલદારોએ પાકી સલાહશાન્તિ કરવાને પ્રારંભમા જે સખત દાખલા બતાવી આપવાને બનામણ કરી હતી તે પણ સર્વે બનાવી ચૂક્યા એમ અમે તો માનિયે છિયે ગયા વર્ષમા આપણે લશ્કરી ઠાઠમાઠ ચલાવ્યો તેથી નારાજી થયેલા ઠાકોરોમાંથી કોઈ પણ આપણા હાથમા આવ્યો ન હતો એ વાત ખરી છે તોયપણ તેઓનું જોર તૂટી ગયુ હતુ અને તેઓના અનુગામી વીખરાઈ ગયા હતા, તેઓના મજબૂત કિલ્લા, શેહેરો, અને ગામડામાથી ઘણા બળી નાખવામા અથવા મારવામાં આવ્યા હતા અને તેઓના માણસોમાથી ઘણા મરાયા હતા, ઘાયલ થયા હતા, અથવા કેદ પકડાયા હતા"

મુંબઈ સરકારનો ઠરાવ, તા ૨૬ મી એપ્રિલ સન ૧૮૩૭ નો

( ૨૧૧ )

કપ્તાન ઔટરામે મહીકાંઠાના પોલિટિકલ એજંટનુ કામ તા ૨૦ મી જાન્યુઆરી સન ૧૮૩૬ ને દિવસે લીધુ સલાહની રૂઈથી સમાધાન કરવાની સરકારની સૂચનાને અનુસરીને તા ૭ મી ફેબ્રુઆરીને દિવસે તેણે બારવટિયાઓને કાગળ મોકલ્યા તેમા લખ્યુ કે તમારી પાછલી ચાલચલગત વિષે માફ કરીને વિશેષ ઠરાવથી તમારૂં સમાધાન કરવામાં આવશે માટે અમારા મુકામ ઉપર તમારે આવવુ' કાગળમા જે દિવસે હાજર થવાનું લખ્યુ હતુ તેમા સૂરજમ-

કચાપટન ઔરરામની અનુકૂલ કરી લેવાની વ્યવસ્થાથી જે જે પરગણામાં થઈને બ્રિટિશની ફોજ પસાર થઈ તે તે પરગણામાં મિત્રાઈ ભરેલો ભાવ બનાવવામા આવ્યો તે વિષે ના ૩૦ મી એપ્રિલ સન ૧૮૩૬ ના તેના કાગળ માહેલો ગોડો ભાગ અત્રે દાખલ કરીને અમે આ લખાણ બંધ કરિયે છિયે—

'આપણી ફોજ દેશમાં શત્રુન ણદલે મિત્ર તરીકે કુચ કરતી ચાલી છે. "પ્રથમ તો ભીલ લોકો તેને જોઇને બધાય નાશી જવા લાગ્યા પણ પછવાડે-"થી પાછા આવવાની તેમને હિંમત મળતી ગઇ, અને આપણા તરફથી જેઓ "પ્રતિ જે વર્તણુંક ચલાવવામા આવી તે જોઈને તેઓ આશ્ચર્ય પામ્યા. અથવા 'તેમના ગામ આગળ પડાવ કરવામાં આવ્યો હોય તેવામાં તેઓ નાશી ગયા "હોય ત્યાંથી આવવાને માટે ડરે, પણ તેમના પાછા આવવા ઉપર તેમની ગે-"રહાજરીમાં કાંઈ નાશ કરવામાં આવ્યો હોય નહિ તે જોઇને તેઓ એમજ 'આશ્ચર્ય પોમે આપણા માણસો અને ગામડાના લોકો વચ્ચેનો માંહોમાંહનો "વ્યવહાર માયાથી ચલાવવામાં આવ્યો હતો તેનો પરિણામ, આપણી ફોજ પા-'છી વળી ત્યારે સુખદાયક અને વિશ્વાસ ભરેલી રીતે તેઓનો આવકાર થયો 'તે ઉપરથી જણાઇ આવ્યો ખરૂં જોતાં આ વર્ષમાં મહીકાંઠામાં કુચ કરવામાં "આવી તે શાન્તિની વૃદ્ધિ કરનારી અને એક પાપ તરીકે તેને ટાળવાને બદલે સુખકારક ગણીને તેનો આવકાર કરવામાં આવ્યો."

# પ્રકરણ ૧.

## હિંદુની જ્ઞાતો.

આખા ગૂજરાતમાં બ્રિટિશ સરકારની સત્તા સર્વોત્કૃષ્ટપણાથી વર્ત્તાવા લાગી ત્યાં સુધીનું વર્ણન કરતા અમે આવ્યા; હવે આ સમાપ્તિ પ્રકરણોમાં, એ દેશના હિંદુઓની હવણાં જે સંસારી રીતભાત છે તેનો સામાન્ય વિચાર અમારા વાંચનારાઓની હુઝૂરમાં રજુ કરવાનો અમારો હેતુ છે. આ કામ ઘણું કઠિણ છે, અને તે બર આણવાને અમને આશ્રય મળેલો છે તેમ છતાં પણ બહુ અપૂર્ણ રીતે બજાવવા કરતાં બીજી રીતે બજાવી શકવાની આશા નથી. અગર જો કે હિંદુસ્થાન અને બ્રિટન તળે ઉપર વસતાં હોય એમ એક બીજાની સમે હતા તેમ હવણાં નથી, તોપણ બીજા પૂર્વભણીના લોકો સંબંધી છસો વર્ષ ઉપર જે વિચાર બાંધવામાં આવેલો તે ઘણી બાબતમાં હવણાંના હિંદુઓને હજી લગણ લાગુ પાડી શકાયછેઃ—જે મમોરાના ખુની રણક્ષેત્રમાં સારેસનના હાથમાં સેંટ લુઈ પડ્યો તેની જરા વાર આગમચ વિલિયમ લાંગસ્પી બોલ્યો કે "આપણે નવા આવનારા જવાન માણસ અને પરદેશિયો પૂર્વ ભણીની માહિતગારી ધરાવતા હોઇયે નહિ એમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવું છે? પશ્ચિમથી પૂર્વ જેટલે છેટે છે તેજ પ્રમાણમાં પશ્ચિમ ભણીના લોક પૂર્વભણીના લોકથી તેવાજ જૂદા પડેછે*" હિંદુઓને તેમની અતિ ઘણી પ્રતિબંધ કરનારી સંસારી બાબતોથી એટલા બધા બાધ વચ્ચે નડેછે કે તેથી કરીને તેમને પરદેશિઓની સાથે વ્યવહાર બાંધવાને બહુ અશક્ય થઇ પડેછે, અને તે પરદેશી તેમની રીતભાતથી જાણીતો થવાને ઇચ્છે તો તે જો સરકારી અમલદાર હોયછે તો તેને વળી વધારે મુશ્કેલ ભરેલું થઇ પડેછે. પણ જો લોકોમાં તેને પોતાના દફતરમાં સારામાં સારાં વર્ષ કહાડવાનાં છે તે લોકો વિષેની માહિતગારી મેળવવાને પ્રયત્ન કરવાની જોગવાઈ બને નહિ તો માત્ર અજ્ઞાન રેહેવાથી તેઓને એક પંચાત

---

* માથ્યુ પારિસના ઇન્ગ્લિશ ઇતિહાસ પ્રમાણે.

લડો તે તેના વિનાવિનઝે મતભેદ ઉભો કરવાનું કારણ થઇ પડયો, તેના મરણ પછી તેના નામનો એક જૂદો પથ પડો. અને જે બ્રાહ્મણો માત્ર વિન્ધ્યાચળ પર્વત વચ્ચે પડવાને લીધેજ એક બીજાથી જૂદા હતા તેઓના હવે બે પથ પડી ગયા, તેમા એક તેના મત સ્વીકારવા લાગ્યા અને બીજા તેની સામે થવા લાગ્યા, દ્રવિડ બ્રાહ્મણોએ માચાહાર તજી દીધો અને ગાડ બ્રાહ્મણો તે ચાલુ રાખી રહ્યા તેથી એક બીજાનો પાણીવ્યવહાર બધ થઇ ગયો

હિંદુસ્થાનના બીજા ભાગ કરતા, ગુજરાતમા બ્રાહ્મણોની ઘણી નાતો પડી ગયેલી છે એમ ધરાય છે, ઔદિચ્ય બ્રાહ્મણો, જે સખ્યામા અતિશય વધી ગયા છે, તેમના મૂળવિષે અણહિલવાડના રાજા મૂળરાજના ઇતિહાસમા જોવુ. તેઓ ઉત્તરમાથી આવ્યા માટે ઔદિચ્ય કેહેવાયા અને પેહેલે પ્રસગે સુમારે એક સહસ્ર આવ્યા માટે સહસ્ર કેહેવાયા પોતાના રેહેવાના ઠેકાણા ઉપરથી સિદ્ધપુરિયા અને સિહોરિયા ઔદિચ્ય કેહેવાયા, અને આ પ્રમાણે જેમ જૂદી શાખાઓ પડતી ગઈ, તેમ રીત ભાતમા રેહેના રેહેનાં ફેરફાર પડવા માડ્યો જે રાજાએ મૂળરાજનું દાન લીધું નહિ તે ટોળકિયા ઔદિચ્ય કેહેવાયા સાર પછી તેમનામાથી જેઓની નબળી દશા થઇ ગઈ તેઓ મોચી, દરજી, નાગાળા અને બીજા કાળી ગરખા હલકા લોકોના ગોર થયા અને તેઓને નાતબાહાર મૂકવા તેથી તેમના ઘણા વિભાગ થઈ ગયા. કેટલાક સુરત અથવા કચ્છ વાગડ અને મારવાડમાં જઇ વસ્યા અને પોતાના દેશની મૂળની રીતભાત પકડવા લાગ્યા અને જ્યા ગયા સનુ નામ ધારણ કરી બેઠા, જેવા કે મારવાડી ઔદિચ્ય બ્રાહ્મણ.

શ્રીમાળિ બ્રાહ્મણોની ઉત્પત્તિનું એક શ્રીમાલમાહાત્મ્ય કરીને પુસ્તક છે તે સ્કંદ પુરાણનો ભાગ છે, એમ તેઓ માનેછે, તેમાં લખેછે કે ઝાલોરમા શ્રીમાલ (હાલ્યુ તે ભીનમાલ કેહેવાયછે ) નગર પ્રથમ વસાવ્યું ત્યારે ગૌતમથી બ્રાહ્મણોને સાં તેડાવ્યા તેમાં જેઓ સાં જઈ વસ્યા તેઓ સાંની એક નાત થઇ પડયા, પ્રખ્યાત સંસ્કૃત કવિ માઘ

* પેહેલા ભાગને પૃષ્ઠ ૮૪-૯૭ જૂઓ

થઇ ગયો તે શ્રીમાળી બ્રાહ્મણ હતો. જ્યારે શ્રીમાલની પડતી દશા આવી ગઈ અને અણહિલવાડની ચડતી થતી ચાલી ત્યારે કેટલાક બ્રાહ્મણ પોતાની કુલદેવીને લઇને ત્યાં આવીને વસ્યા અને કેટલાક ગુજરાત, કચ્છ, કે સોરઠમાં જઇ વસ્યા. કેટલાક મારવડ અને મેવાડમાં જઈ રહ્યા. કેટલાએક ભોજનને અર્થે જૈન ધર્મ સ્વીકારયો તે ભોજક કહેવાયા, શ્રીમાળી બ્રાહ્મણો યજુર્વેદી અને સામવેદી છે તથા તેમનામાં સાત ગોત્ર છે. તેઓ એકલા ગુજરાતવિના માંહોમાહે કન્યાવ્યવહાર રાખેછે. ઔદિચ્ય બ્રાહ્મણોની પેઠે શ્રીમાળિયો પણ ગૌતમ ઋષિનાથી પોતાની ઉત્પત્તિ થયેલી માનેછે ગૂજરાતના પશ્ચિમ ભણીના મહાલોમાં આ બે જાતિના બ્રાહ્મણો વચ્ચે હલકા શ્રેષ્ટપણાનો વાંધો ચાલેછે.

બધી જાતિના બ્રાહ્મણો એક બીજામાં પરણતા નથી તથાપિ ખાવાનો વ્યવહાર રાખેછે, તોપણ ગૂજરાતમાં નાગર બ્રાહ્મણની એક નાત છે તે બીજી નાતનું ખાતી પણ નથી. ગૂજરાતના નાગરબ્રાહ્મણો અસલ વડનગરના રેહેવાશી છે. એ શેહેર ઘણું જૂનું છે. અને કનકસેનના વંશવાળાઓએ તેની સ્થાપના કરીછે એવી દંતકથા ચાલેછે. વિસલદેવ ચોહાણે જ્યારે વિસલનગર* વસાવ્યું ત્યારે તેણે હોમ કર્યો હતો તે સમયે ઘણા વડનગરા બ્રાહ્મણો તે અવસરે હાજર હતા. તેઓએ દાન લેવાની ના કહી ત્યારે વિસલદેવે યુક્તિથી તેમનામાંથી કેટલાએકને ભૂમિદાન લેવ ની અગત્ય પાડી. તેઓને આખી નાત થઇને નાત બાહાર મૂકયા ત્યારથી તેમની એક વિસલનગરા નાગર બ્રાહ્મણની જૂદી નાત થઇ. એવીજ બનાવ સાઠોદરા અને બીજે ઠેકાણે બન્યા તે ઉપરથી સાઠોદરા, ચિત્રોડા, પ્રશ્નોરા અને કૃષ્ણોરા નાગર બ્રાહ્મણ થયા. આ નાતમાં એક બારડની જાત જૂદી પડી છે, તે નાતમાં કન્યા નહિ મળવાથી બીજી નાતની કન્યા ઘેરે પરણવાથી થઇ છે. તેમનું આ પ્રમાણે લગ્ન થવાથી તેઓનો ઘણો ધિક્કાર થયો, અને તેઓને પોતાનું ગામ છોડી જવાની અગત્ય પડી; પણ

* પેહેલા ભાગને પૃષ્ઠ ૧૪૦ જુવો.

ત્યાર પછી આ નાત વધતી જાયછે. તેમનામાં પુનર્વિવાહ કરવાની છૂટ છે+

ગૂજરાતમાં આ પ્રમાણે બ્રાહ્મણની મુખ્ય નાતો છે, તે માત્ર આટલીજ છે એમ સમજવું નહિ. ઘણું કરીને એમ કહેવામાં છે કે ચોરાશી જાતના બ્રાહ્મણ છે.

ભાગવતમાં એમ લખ્યું છે કે, બ્રહ્માના મરિચિ થયા ને મરિચિના કશ્યપ થયા, તેને સૂર્ય અથવા વિવસ્વત પુત્ર થયો તે ક્ષત્રીય થયો. મરિચિના ભાઇ અત્રિને ચંદ્ર થયો તે પણ ક્ષત્રીય થયો. રજપૂતોની ઘણી ખરી શાખાઓ ચંદ્ર કે સૂર્ય વંશમાંથી થઇ છે. રત્નકોશની સંસ્કૃત ટીકામાં લખ્યુ છે કે ક્ષત્રીય જાતનો પ્રથમ પુરૂષ મનુ થયો. તેનાથી છત્રીશ શાખાઓ થઇ તે માંહેલા કેટલાએકે પરાક્રમ કરીને ઉપનામ મેળવી લીધાં. કેટલાક રાજાનું પદ પામ્યા, કેટલાએક ખેડુત થઇ ગયા, અને કેટલાક શૂદ્રમાં ભળી ગયા. ચંદ બારોટ લખેછે કે, આબુ પર્વત ઉપર જ્યારે ઋષિઓ રેહેતા હતા, અને તેઓને અસુર અથવા રાક્ષસો પીડા કરવા લાગ્યા ત્યારે ત્યાં વશિષ્ટ ઋષિ હતા તેમણે અગ્નિકુંડમાંથી પરિહાર, સોલંકી, પરમાર, અને ચોહાણ એવા ચાર જાતિના રજપૂત ઉત્પન્ન કર્યા. તેમનામાંથી પછી છત્રીશ જાતિયો થઈ તે નીચે પ્રમાણે છેઃ—

छपय.

रवि, शशि, जादव वंश, ककुस्थ, परमार, तोंवर,

चाहुवाण, चालुक्य, छिंद, सिलार, आभीरर,

+ આ પ્રમાણે પુનર્વિવાહ કરવાનો ચાલ નથી સાઠોદરા નાગરોમા એક કન્યાનો તેના વરસાથે હસ્ત મેળાપ થયો ન હતો તેવામા એનાએક અર્ધી ક્રિયાએ વર મરણ પામ્યો એટલે કન્યાના પિતાએ તેને બીજાવેરે પરણાવી નાતના લોકોએ કહ્યુ કે અર્ધી ક્રિયા થઈ છ તેથી એ કન્યા રંડાઈ માટે એનું ફરી લગ્ન થાય નહિ. પણ પેલાએ કહ્યુ કે, શાસ્ત્ર પ્રમાણે બાધ નથી આ પ્રમાણે જે લોકો એની સાથે નાતબાહાર રહ્યા તેઓની બારડ નાતિ જુદી પડી. ભા. ક.

दोयमत्त, मकवान, गरुअ गोहिल, गही भुत,
चापोत्कट, परिहार, राव राठोड, रोस जुत,
देवरां, टांक, सिंधव, अनग, मोतिक, प्रतिहार, दधिखट,
कारट पाल, कोटपाल, हुन, हरितक, गोर, कमाड, जट,

दुहो.

ध्यान पालक, निकुंभवर, राजपाल, अवनीश,
काळ छर, के आदि दे, बरने बंश छत्रीस.

હવણાં એક સાધારણ ૭૬ બધા વહિવચા લોકો બોલેછે તેમાં પરમાર, રાઠોડ, જાદવ, ચોહાણ અને સોલંકી, એવી પાંચ જાતિ અગ્નિકુંડમાંથી થઇ કવી છે; અને એ પાંચમાથી તેઓની નવાણું શાખાઓ થઇ. રજપૂત લોકો કેહેછે કે, અમે ખરા ક્ષત્રીય છિયે, પણ બ્રાહ્મણો તે વાત માન્ય રાખતા નથી; અને કેહેછે કે, ક્ષત્રીય તો હવે પૃથ્વી ઉપર રહ્યાજ નથી. એનું કારણ એમ કે, બ્રાહ્મણોમાં ખાવા પીવા ઇત્યાદિના ઘણાં લફરાંમાં ચોખાઇ માનવાનો ચાલ પડી ગયો છે, અને રજપૂતોની કન્યા મુસલમાનો જોરાવરીથી વરયા છે; તેથી હવે બ્રાહ્મણથી બીજી પાયરીની ક્ષત્રીયની જ્ઞાતિ હિંદુઓમાં ગણાતી નથી. એઓની પાયરી વાણિયાઓએ છીનાવી લીધી છે; વાણિયા મૂળ જોવા જઇયે તો વૈશ્ય જાતિના છે, પણ તે રજપૂતોનું પાણી પીતા નથી, અને ઉજળા વર્ણમાં બ્રાહ્મણ વાણિયા ગણાયછે. રજપૂતો માંસાહાર અને મદ્યપાન કરેછે તે તેમની આસપાસની બીજી જ્ઞાતોવાળા ખોટું ગણેછે ને રજપૂતો તો ગૌહિંસા અને પુનર્વિવાહ એ બેજ માત્ર વર્જિત કરેછે. જ્ઞાતોમાં શાખાઓ અથવા તડ પડી જાયછે તેઓને એક બીજામાં ખાધાવ્યવહાર રાખવામાં કશો બાધ હોતો નથી તેથી તે જૂદી જ્ઞાતો ગણી શકાય નહિ.

પ્રત્યેક રજપૂત ઠાકોરને સાં-દાસિયો હોયછે અથવા જેને પ્રથમ વેચાતી લીધી હોય તેનાથી થયેલી હોયછે. તે સર્વ જાતિની હોયછે અને ઘણી વાર તો ફુમશણો જોવામાં આવેછે; કાઠિયાવાડમાં આવી દાસિયો

'છોકરિયો" ને નામે ઓળખાયછે અને મહીકાંઠામાં "વડારણ' કેહેવા યછે. આ સ્ત્રિયોના આચરણ ચોખા હોતા નથી અને ઘણું કરીને પરણેલી હોતી નથી પણ કદાપિ પરણી હોયછે તો તે પોતાની જાતિવાળા સાથે, બીજી જાતનું કોઇ તેઓની સાથે છંદમા પડે તો તે પુરૂષ માટે ઘણુંજ હલકું ગણવામા આવેછે જ્યારે કોઇ વડારણને મહિના રેહે ત્યારે તે જેની દાસી હોય તે રાણી તેને બોલાવીને, જેના મહિના રહ્યા હોય તેનુ નામ બલાત્કારથી કેહેવરાવે, તે માલુમ પડી જો ધનવાન હોય તો તેની પાસેથી દંડ ભરી લેવામા આવે, પણ પેલી વડારણ દોષવાન ગણવામાં આવતી નથી, તેને છોકરૂ થાય તે પછી ગોલો કેહેવાયછે, કદાપિ ઠાકોરની ઉચ્ચા દરજ્જાની ચાકરીમા તે હોયછે તો ખવાસ કેહેવાયછે તે ઉંચી પદવિયે પોહોચેછે તો પણ ઠાકોરનો ગુલામજ ગણાયછે જ્યારે ઠાકોરની કુવરીને પરણાવવામા આવેછે ત્યારે કેટલાક દાસ દાસિયો તેની સાથે તેને સાસરે જઇ રેહેછે, અને તેઓ આગરવામાનો એક ભાગ ગણાય છે તેઓ ઘરનું બધુ હલકું કામકાજ કરેછે અને તેઓનો ઠાકોર જ્યારે મરણ પામેછે ત્યારે તેની સાથે (કેટલાક) ચિતામા બળી મરેછે

પરીપણાવિષે લડાઇયો થતી હતી તેમાં જમીદાર લોકો ત્રાહીતપણે જોયાં કરતા હતા, અને તેઓના પરગણામાં જેની સત્તા ચાલતી તેઓને જમા આપતા હતા, અને તે જમા અથવા ખંડણી પણ એજ પ્રમાણે તેમણે વ'હેચી લીધી હતી. મોગલ કે મરાઠા, એ જમીદારોના રાજકારભારની વચ્ચે પડયા નથી; અને મરાઠાનું રાજ્ય ચાલતું હતુ તેવામાં, અકબરના વારામાં જે હક અને છૂટો તેઓને પળતી હતી તે પ્રમાણેજ પળવા લાગી તથા તેઓનો મરતબો તેજ પ્રમાણે જારી રહ્યો પણ મરાઠા હવિ-ચારથી દર વર્ષે તેઓની પાસેથી વધારે જમા ખેંચતા ગયા.*

મિ૦ એલ્ફિન્સ્ટન કહેછે કે, "બન્ને નદિયો વચ્ચે આવેલી ખુલ્લી "જગ્યામાં, અને દક્ષિણ ભણીના મેદાનમાં, મરાઠી સરકારોને પોતાના "કામદારો રાખીને, દરેક ગામડામાં ઇનસાફ કરવાને હક હતો, અને તે-"ઓને ગામડાની જમીનમાંથી અમુક ભાગ મળતો હતો, માટે તેઓની "ઉપજનો હિસાબ તેઓ તપાસતા હતા. બીજાં બધાં ગામડાં જમા આ-"પીને પોતાનું સ્વતંત્રપણું રાખી રહ્યાં. ઘણાં ખરાં ગામ જે તે નદિયોના "કિનારા ઉપર વશ કરી લીધેલા દેશની વચ્ચે હતાં તે નિયમિત પ્રતિવર્ષે "પાસેના મુલ્કી કામદારને ત્યાં જમે ભરતા હતા; પણ જેઓની જગ્યા વ-"ધારે મજબૂત હતી, અથવા જેઓ વધારે છેટે હતા તેઓ મુલકગીરી ફો-"જથી આપવાને અગત્ય પાડયા વિના આપતાં ન હતાં. જે ગામોનો ઇ-"નસાફ કરવાનો અને ઊપજ તપાસવાનો હક થયો હતો તે રૈયતી કેહેવા-"તાં હતાં, અને જે એકલી જમા આપતાં હતાં તે મેવાસી કેહેવાતાં હતાં; "પણ ઈડર અને લૂંણાવાડા જેવા રાજાઓને છેલ્લો શબ્દ લાગુ કરવામાં "આવ્યો ન હતો. જમાબંધીકામદારને પ્રતિવર્ષે જે ખંડણી આપવામાં "આવેછે તે જમાબંધી કેહેવાયછે; લશ્કરી અમલદાર જે ઉઘરાવી લેછે તે "ઘાસદાણો કેહેવાયછે. ઘણા મેવાસિયો એવા છે કે, કમાવિશદારને ન્હાની "રકમ આપવાને ખુશી હોયછે પણ મ્હોટી રકમ તો લશ્કર લાવીને અડ-"ખ્યા વિના વસૂલ આપેજ નહિ. એ લોકો જમાબંધી અને ઘાસદાણો "બન્ને આપેછે; તેમાં જમાબંધી દરવર્ષે કમાવિશદારને આપેછે અને ઘાસ-"દાણો પ્રસંગ પડયે લશ્કર લઇને અમલદાર જાયછે તેને આપેછે. એ બ-

* ગોરાવાના એજંટ અમૃતલાલે કર્નલ વાકરને હકીકત આપ્યા પ્રમાણે.

"જે પ્રકારના કર તે જમા કેહેવાયછે અને બેમાંથી એકેય જમીનની ઉપ-
"જનો મુકરર ઠરાવેલો હિસ્સો નથી."

અહિયાં રજપૂત જમીદારો વિષે ગ્રાસિયાના સામાન્ય નામથી લખ-
વામાં આવ્યું છે તેમના સંબંધી કર્નલ વાકર નીચે પ્રમાણે લખેછેઃ—
"સર્વેને પોતપોતાના ગામોમાં દેહાન્ત શિક્ષા અને તેની ક્ષમા કરવાની તથા
"ન્યાય કરવાની સત્તા છે, અને શિક્ષા કરવાને, અથવા કોઈ અપરાધી કે
"હુકમ નહિ માનનારને શિક્ષા કરી હોય તે માફ કરવાની પરવાનગી મે-
"ળવવા, પરગણાના મુખ્ય કસબામાં રેહેનાર ઉપરી સરકારને લખાણ કર-
"વાની અગત્ય તેમને કદિ લાગી નથી. અને વળી, સરકારની સામે કોઈએ
"અપરાધ કરયો હોય તો જે ગ્રાસિયાની તે રૈયત હોય તે તેને શિક્ષાએ પો-
"હોંચાડવાને ઘટતા ઉપાય લે એમ કરવામાં આવેછે. તેઓના હદબાહેરના
"સંબંધ વિષે પણ તેઓએ એજ પ્રમાણેની છૂટનો ઉપયોગ કરેલો જણા-
"યછે. આવાં ન્હાનાં સંસ્થાનવાળાઓને પોતાની હદ બાહેરનાં કામ ઘણાં
"હોય નહિ, અને જે હોય તે ઘણું કરીને તેમના પડોશી સાથે હોય પણ
"તેઓ એક બીજા પ્રતિ સલાહ શાન્તિ અને લડાઇનો હક ભોગવેછે. તે-
"ઓના વેપારના ફેલાવાને અને રક્ષણ અર્થે જેવા સંબંધની જરૂર હોયછે
"તેવો સબંધ તેઓ બાંધેછે. તેઓ કિલા બાંધેછે અને શિરબંધી રાખેછે
"જમા આપનાર કોઇ સસ્થાનના બાહારના કે ઘરના કામકાજથી જમા
"લેનાર સંસ્થાનને જો કાંઇ અડચણ જેવું હોય નહિ તો તે કદિ તેના કામ
"કાજમાં આડે આવતું નથી. સર્વના સમજવામાં એવીજ તરેહથી છે
"કે જમે આપવાથી જમે આપનારના સ્વતન્ત્રપણાને ખલેલ પોહોંચતું
નથી." * * *

"તેઓના વંશપરંપરાના જમીનના કબજા સાથે તે સંબંધીના હક
"અને છૂટ તેઓ ભોગવેછે. ગામોના ગ્રાસિયા ગાલેકો પોતાનો અને માલ
"મિલકતનો બચાવ કરવા માટે રજપૂતો અને બીજાઓને જમીન આપીને
"ચાકરિયે રાખેછે; ગામના હરેક કારીગરને જ્યારે જ્યારે ખપ પડે ત્યારે
"ત્યારે તેઓ વેઠે બોલાવેછે; જે શખ્સની જમીન હોય તે ઉપરનાં ઝાડનાં
"ફળ ભોગવતો હોય તથાપિ તે ઝાડ પડી જાય ત્યારે તેઓના ઉપર તેમ-
"નો હક થાયછે. લગ્ન કરવા દેવાને માટે તેમનો ઠરાવેલો કર ,આપવો

વાપડેછે, અને તેમને ઘેર બાળક અવતરેછે ત્યારે પણ વધાઇ એકઠી થાય છે; રૈયતની પાસેથી તેમને જે ઉપજ મળેછે તેમાં તેઓ પોતાની મરજી-"માં આવે તે પ્રમાણે વધારો ઘટારો કરેછે."

જૂદી જૂદી જાતના અનાજની ઉપજમાંથી ઠાકોરોને જે ભાગ મળે તો તે તેમની મુખ્ય ઉપજ હતી. વાડિયોની પેદાશ, શેલડી, કપાસ, તંબાકુ અફીણ અને બીજો પાક કે જેનું કળતર કરવાને મુસ્કેલ પડેછે તેને માટે સલામી લેવાનો ઠરાવ હતો. જમીનની સલામીના એક ભાગ તરીકે તેઓએ કેટલીક વાર હળ વેરો લીધેલો છે. કેટલીક વાર જમીનની ઉપ-જનો ભોગ થોડો ઠરેલો તેને બદલે જુજ સલામી તેઓએ લીધેલી છે. બાબાતને જમીન આપેલી હોય તેવે ઠેકાણે તેઓએ જમીનની ઉપજનો ભોગ તેમને લેવા દઇને રોકડ નાણાં પોતે લેવાનો ચાલ રાખેલો છે, ખે-ડુત લોકોએ થોડાં વર્ષ લગી દાણાની ઉપજ આપવાને બદલે તેના હકની જુજ સલામી આપેલી છે. ઘણું કરીને સર્વ ઝ.ડોની ઉપજ જમીદારને પળતી. નિરધણિયાતો માલ અને રખડનાં ઢોર પણ તેનાજ હકનાં હતાં. વેપારીના માલ ઉપર તેનું નાકુ પોહોચતું; દારૂ વેચનાર ઉપર તેમજ ચા-મડા રંગનાર તથા ચામડાં સાફ કરનારના ઉપર તેનો વેરો હતો. તેમાં છેલ્લો લખેલો વેરો તે ગામના સર્વે ઢોરનાં ચામડાં ઉખાડી લેવા (બાબ) ની પરવાનગી આપવા બાબતના કરને માટે આપવો પડતો.

લગ્ન ઉપરનો વેરો અર્ધા રૂપિયાથી તે બે રૂપિયા સુધીનો જુજ હતો. ફોજદારી ગુનાહનો ઉપજેલો દંડ ઠાકોરને મળતો હતો અને અદાલતની ફરિયાદમાં કેટલીકવાર તો અપાવેલા દાવાનો ચોથો ભાગ મળતો હતો.

દરેક માહાલના રૈયતના બાગનું કામકાજ મરાઠાઓએ કુમાવિશદાર અથવા જમાબંધી વસુલ કરનારાને સોંપ્યું હતું આ અધિકારીને પરગ-ણામાં માત્ર થોડા કાળ સુધી રેહેવાને બની આવતું, કેમકે એની જગા લેવાને કોઇ બીજો માલુમ વધારે આપવાનો ઠરાવ કરે તો તેને પેલાની જગ્યાએ નીમવામાં આવતો, તે માટે પેહેલો કરેલો હોય તે પરગણાની જાથુ ઉપજ ઉપર અથવા રૈયતના સુખ ઉપર કાંઇ આધાર નહિ રાખતાં તે-નાથી ઉસેતાય એટલું તે ઉમેડતો. પૈસાદાર થઇ જવાને તેને એક રસ્તો હતો તે એ કે ફોજદારી ગુનાહનો દંડ તે લેતો; અને ગમે તેવા મહાભારે

અને ઘાતકીપણાના ગુનાહ હોય તોપણ તે દંડવિના બીજી વધારે સખ્ત શિક્ષા કરીને જતા કરવામાં આવતા નહિ. અદાલતના કજિયા ઘણું કરીને જમીનના કબજા વિષેના, લેણદેણના, અને નાતજાત સંબંધીના થતા તે કુમાવિશદારની સત્તાનીચે પંચ ઠરાવીને તેમને સોંપવામાં આવતા, અને કુમાવિશદાર તો તેનો અમલ કરાવી આપવાનેજ વચ્ચે પડતો, તથા જે રકમ આપવાની હોય તેનો ચોથો ભાગ પોતાની મેળે ચડાવી જતો.

રજપૂત ઠાકોરોના સંસ્થાનોમાં કદાપિ મુલ્કી કે ફોજદારી કજિયા ચૂકવવામાં આવતા તો તે કામ ગ્રાસિયાના હાથમાંજ રહેતું. ભાટ અને ચારણ લોકોની સત્તા ઘણી ચાલતી હતી, અને તેઓની જેમાં જમાની હોય તે પ્રમાણે તેઓ પળાવતા હતા. કજિયા જ્યારે પંચાયતને સોંપવામાં આવતા ત્યારે તેવી બાબતમાં કુમાવિશદારના કરતાં ગ્રાસિયાની રીતિ સારી હતી. કજિયાવાળા પાસેથી ઠાકોર જુજ રકમ લેતો તે તેઓ આપી શકે એવી હતી અને તે ધર્માદા વાપરવામાં આવતી*

મુખ્યત્વે કરીને તમદિવ્યઅને સમ ખવરાવીને ન્યાય કરવામાં આવતો હતો. ગાયકવાડના રાજ્યમાં અને કાઠિયાવાડ તથા મહિકાંઠાના મુલકગીરી મહાલોમાં હજીલગણ પણ એવી રીતિ ચાલેછે. ફરિયાદીની પાસે ગમે તેવો પૂરાવો હોય તોયપણ તેનો ઉપયોગ કરવાને બદલે પ્રતિવાદી પણ ફરિયાદીની પાસે એજ રીતે કરાવવાને ચાહતો આ પ્રમાણે બન્ને પક્ષકારોમાંથી એક જણ બીજાને ઉપર પ્રમાણેની રીતથી અજમાવી જોવાના કામમાં ફળદ્રુપ થતો એટલે તકરારી બાબતનો ઘણીવાર નિવેડો થઈ જતો; કેમકે, મુખ્યત્વે કરીને આબરૂદાર માણસો આ પ્રમાણેના ધોરણવતે પોતાની તકરાર સાબીત કરવા કરતાં લડી મરવાનું મૂકી દેવાને વધારે પસંદ કરતા. રેનાડોટની આરેબિયન મુસાફરોની ચોપડીમાં આ ચાલને બરાબર મળતું આવે એવું વર્ણન છે, તેઓ કહેછે કે, "ઈન્ડીઝમાં એક માણસ મોતની શિક્ષા કરવા જેવું અપરાધનું કોઇ બીજાના ઉપર તોહોમત રાખે તો અપરાધીને પૂછવામાં આવેછે કે તમદિવ્ય કરવાને શું

* પેશવા અને ગાયકવાડ પાસેથી કંપનીને ગુજરાતમાં જે દેશ મળ્યા તે વિષેનો મિ. ડિગલે કર્નલ વાકરને તા. ૧૮ મી જુન સન ૧૮૦૪ માં રિપોર્ટ કરેલો તેની સાથેના પરિશિષ્ટ પ્રમાણે. છેલ્લી બાબત વિષે પણ ઉપર જુઓ.

"રાજી છે કે નહિ; જો તે હા કેહે તો લોહોડાના કડાને ખૂબ ધિક "વિકાવીને લાલચોળ કરેછે, પછી અપરાધીને કેહેછે કે, તારો હાથ આ- "ગળ ધરય, તે ધરેછે એટલે વડનાં પાંદડાં સાત તેના હાથમાં ઉપરા "ઉપરી મૂકીને તેના ઉપર ધીકાવેલો લોહોડાનો કડકો મૂકે છે.*" આ પ્ર- "મારોની સ્થિતિમાં તે કેટલીક વાર સુધી આગળ પાછળ ચાલેછે અને પછીથી લોહોડાનો કડકો કાહાડી નાંખેછે. ત્યારપછી તરતજ ચામડાવતે તેનો પન્જો મઢી લેઇને તેના ઉપર રાજાનો શિકો કરેછે. ત્રણ દિવસ પછી તેના હાથમાંથી ચામડું કાહાડી નાંખીને જુવેછે અને જો દાઝવાની નિ- શાની જોવામાં આવે નહિ તો તેને નિરપરાધી ઠરાવેછે; અને તેને જે શિક્ષા કરવાની ધમકી દીધી હોય છે તેમાંથી મુક્ત કરેછે; તથા તેના ઉપર તોહોમત મૂકનારને સોનાની મૂર્તિ દંડમાં આપવી પડેછે.

"કોઈ કોઈવાર દેગડામાં પાણી ખૂબ ઉકળાવેછે તે એટલું બધું "કે કાઇનાથી તેને અડકાય નહિ; પછી તેમાં લેહેડાનું કડું નાંખીને "તેમાં હાથ ઘાલીને તે કડું કાહાડી લેવાનું અપરાધીને ફરમાવવામાં આ- "વેછે. તોહોમત મૂકનારને આવી બાબતમાં પણ સોનાની મૂર્તિ આ- "પવી પડેછે.

હાલનો એક ગૂજરાતી ગ્રંથકર્ત્તા કેહેછે કે, "અમારા ગામને પા- "દર એક લીબડો છે, તે 'ચોરલીંબડો' કહેવાયછે, તે ઠેકાણે ચોરોને "ઉન્હા સમ દેવામાં આવેછે, જ્યારે ચોર પકડવામાં આવે અથવા કદા- "પિને કાંઇ વાધો ઉઠે અને કોણ ચોર છે તે નક્કી થાય એમ હોય "નહિ ત્યારે બન્ને પક્ષકારોને કે પછી એક જણને ઉન્હા સમ ખવરાવામાં આવેછે. પંદર વર્ષ ઉપર એક સોનીને સમ ખવરાવવામાં આવ્યા હતા તે જોવાને હું ગયો ન હતો પણ તેની વાત મેં નીચે પ્રમાણે સાંભળી છે.– રાજાના કારભારિયે ચોરલીંબડા આગળ લોહોડાનું એક મોટું ઉન્હું કરાવીને સોનીના પ્રતિવાદીને કહ્યું કે એ તું ઉઠાવ. લોકો કહેછે કે, કોળિયે કારભા- રીને લાંચ આપી હતી તેથી મોટું લેતી વેળાએ કોળિયે સૂર્યને પગે લા- ગીને કહ્યું કે હે સૂરજ બાપજી જો હું સાચો હોઉં તો મને તારજે ! એમ

*.આવા તસદિયા કરીને સોગન ખવરાવેલા અમે અમારી નજરે જોયે- લા જે પાંદડાં માણસને નુકસાન થવાથી બચાવેછે.

"કહીને જેવો તે મોલાને અડકયો એટલે કારભારી બોલી ઉઠયો કે કોળી
તરી ચૂકયો. પછી સોનીને કહ્યુ કે તુ સાચો હોઊં તો આ મોલું ઉપાડ
પછી સોનિયે અગરખું પાઘડી ઉતારીને ત્યાં આગળ ગંગા વાવછે ત્યાં ન્હાવા
ગયો, અને ઘણો ખેદ પામીને વિચારવા લાગ્યો કે આ વાવમાં પડીને જીવ
આપું. તે વેળાએ વાવમાંથી શબ્દ થયો કે 'હિંમત રાખ.' આવું સાંભળીને
સોનિગે આગળ પાછળ જોયુ પણ ત્યાં આગળ કોઇ તેના જોવામાં આવ્યું
નહિ તે ઉપરથી તેણે ધાર્યું કે કોઇ દેવે મને આજ્ઞા કરી છે. ન્હાયા પછી
તે હિમત રાખીને બાહાર નીકળ્યો, પણ જ્યારે તેણે મોલા સામું જોયું
અને તે ઘણું વિકવિક્તુ તેણે દીઠું ત્યારે તો તે ઘણોજ ડરી ગયો,
પણ તેટલામાં તો મોલા ઉપર કીડિયોની હાર ચાલતી તેના જોવામાં
આવી એટલે તેને હિંમત આવી પછી તે સૂર્યને પગે લાગીને બો-
લ્યો કે, ઓ સૂરજ બાપજી! જો હું સાચો હોઉ તો મને તારજે. એમ
"કહીને હાથવતે તેણે દેવનામાંથી મોલું બાહાર કાહાડી લીધુ અને પોતાની
"ફેંટમાં નાંખ્યુ ત્યારે કારભારિયે કહ્યુ કે, તુ તારી મેળે તરયો; હવે મોલું
'હેઠે 'નાંખી દે, પણ સોનિગે કહ્યું કે, 'મને બાઇ રાજ (ઠકરાણી) પાસે
"જવા દો, પછી મોલું કાહાડી નાખીશ.' તે વેળાએ બે ભરવાડ પાસે ઉ-
"ભેલા હતા તેમાંથી એક પોતાની લાકડીવતે સોનીની ફેંટમાંથી મોલું કા-
"હાડી નાંખ્યુ તે ભોંય ઉપર જ્યાં પડયું ત્યાં ત્રણ ઘાણી તપવા લાગી. પછી
"કોળીને કહ્યુ કે તુ પણ એજ રીતે આ મોલુ તારી ફેંટમાં નાખ, પણ
"તે કોળાથી તે પ્રમાણે થઇ શક્યુ નહિ એટલુંજ નહિ પણ પેહેલીવાર
"તેણે હાથ અડકાડયો હતો તેથી તે દાઝયો હતો અને ફોલ્લો પડયો હતો
"તેથી કોળી જૂઠો પડયો અને સોની સાચો ઠરયો પછી ગામના લોક
"એ તમાસો જોવાને ભેગા થયા હતા, તે ઘેર વેરાય જતી વેળાએ કહેતા
"લાગ્યા કે આ કળિયુગમાં પણ પરમેશ્વર પૃથ્વી છોડીને જતો રહયો નથી."

'એજ રીતે કેઇ વેળા લોહોડાની સાંકળ અથવા ગોળા તપાવીને અ-
"પરાધી પાસે ઉપડાવવામાં આવેછે, અને કોઇવાર તાવડામાં તેલ ઉક-
"ળાવીને તેમાં વીંટી કે ત્રણ પૈસા નાખીને તે કઢાવવામાં આવેછે. મારા
"સાંભળવામાં આવ્યું છે કે, એક અપરાધિયે ઉન્હા સમ ખાવા કબુલ ક-
"ર્યું, એટલે કડાઇમાં તેલ ખૂબ ઉકળાવ્યુ અને તેમાં નાળિયેર નાખ્યુ. તે

ટે ટી ગયું એટલે તેમાં પૈસા નાંખીને સગખનાર પાસે કઢાવ્યા તે કાઢા-
"નારને સચાઇથી તેલ થંડા પાણી જેવું લાગ્યું.

"ધોલેરા પાસે ભડિયાદ ગામમાં ભડિયાદરો પીર છે ત્યાં જઇને કે-
"ટલાક લોકોને સમ ખવરાવેછે, તે એવી રીતે કે, લોઢાની બેડી અપરા-
"ધીના પગમાં પેહેરાવીને તેને પીરની સામે ચલાવેછે તેવામાં તે બેડી ટુ-
ટી પડેછે એટલે સમ ખાનાર સાચો ઠરેછે. અમારા સાંભળવામાં આવ્યું
છે કે એ બેડી બનાવવામાં યુક્તિ કરેછે તેથી તે તૂટી પડેછે."

"ભાવનગરમાં સમ ખવરાવાનો એક બીજા પ્રકારનો ધારો છે. ત્યાં
"એક પથ્થરમાં બારી જેવું બાકોરું છે તેમાં થઇને, જેના ઉપર શક આવ-
"તો હેય તે ચાલ્યો જાય તો તે સાચો ઠરેછે, અને જો નીસરી શકે નહિ
"તે જૂઠો ઠરેછે, તે મસઅસત્યની અથવા ધર્મપાપની બારી કેહેવાયછે.*

"ટાહાડા સમ ખવરાવવાની રીતિ એવી છે કે, સમ ખાનાર કહેશે
"કે શિવની મૂર્ત્તિ ઉપરથી ફૂલ ઉપાડી લેવાને અથવા કોઇ દેવને પગે હા-
"થ મૂકવાને હું તૈયાર છું. જો સામો માણસ વાત કબૂલ કરે તો તે પ્ર-
"માણે સમ ખાવાથી તે સાચો ઠરેછે હિંદુને ઘણા આકરા ટાહાડા સમ
"ખવરાવવામાં આવેછે ત્યારે બ્રાહ્મણને ગળે હાથ મૂકાવેછે, અથવા એ ક-
"રતાં પણ ઘણા સખત ખવરાવવા હોયછે ત્યારે ગાયને ગળે પાણી મૂકા-
"વેછે એનો અર્થ એવો કે જો તે જૂઠા સમ ખાય તો તેને બ્રાહ્મણ અ-
"થવા ગાય મારયા (બ્રહ્મહત્યા કે ગૌહત્યા) જેટલું પાપ બેસે. આ સર્વ
"પ્રકારના સમમાં ઘણો ભ્રમ રહેલો છે અને કઇ મ્હોટી તકરાર આવી પડે
"છે ત્યારે તેનો ઉપયોગ કરવામાં આવેછે; ન્હાની તકરારને માટે હલકા
"સમ દેવામાં આવેછે.

"બ્રાહ્મણ જનોઇના સમ ખાયછે, રજપૂત તરવારના સમ ખાયછે; વા-
"ણિયો સારદા અથવા સરસ્વતિ ( ચોપડા ) ના સમ ખાયછે; ખેડુત બળ-
"દના સમ ખાયછે; મુસલમાન રોજાના અથવા પીરના સમ ખાયછે; શ્રા-
"વક પોતાના ધર્મના સમ ખાયછે અથવા પચખાણ કેહેછે; કેટલાક લોકો
"દીકરાના, રજકના, આશાના, જુવાનીના, ભાઇના, બાપના, માના, અપ-

* પેહેલા ભાગને પૃષ્ઠ ૫૪૮ મે જુઓ—પ્રકરણ ૧૧ મુ ગોહિલ.

"વા આંણોના સમ ખાયછે; તેનો ભાવાર્થ એવો છે કે, જો જૂઠા સમ
"ખાય તો જેના સમ ખાય તેની હાની થાય. બાયડિયો પોતાના ધણીના
"કે છોકરાના સમ ખાયછે; રાંડીરાંડને સમ ખાવા પડેછે ત્યારે કહેછે કે,
"'હું જૂઠું બોલતી હોઉં તો મને સાત ભવ આવા મળો.' વૈષ્ણવ પોતા-
"ની કંઠીના સમ ખાયછે, વેરાગી માળાના, કારીગર કિસબના, ખાર-
"વા રત્નાકરના, ધનવંત લક્ષ્મીના, અને નિશાળિયો વિદ્યા-
"ના (!) સમ ખાયછે; સોની, માતા એટલે ગમે તે કોઈ દેવીના પણ
"મુખ્યત્વે કરીને વાઘેશ્વરીના સમ ખાયછે, તથાપિ શરીરે કોઇ માતાના
"(ઓડાના) સમ ખાધા છે એમ માની લઇને તેની અસર પોતાને નડે
"એમ માનતો નથી. જો કોઇ શખ્સ પોતાના પૂર્વજના કે કોઇ મરી
"ગયેલાના સમ ખાય તો તે મંજુર થતા નથી. છોકરાઓ બે દાંત વચ્ચે
"છમ ડબાવીને પછી સમ ખાય તો (અંગ્રેજ નિશાળિયો ડાબી બાજુ
"એ ડબાવીને ખાયછે) તેની ચિંતા રાખવામાં આવતી નથી. કાંઇ અ-
"મુક કાર્યને માટે કોઇને કોઇયે સમ ખવરાવ્યા હોય તો સમ ખવરાવનાર
"કહે કે 'સમ ફોક છે' એટલે સમ છૂટેછે. ગામડાંમાં એવા સમ ખાવાના
"વિશ્વાસથી ઘણો વ્યવહાર ચાલેછે અને કેટલાક તો જૂઠા સમ ખાતા
"જ નથી."

મહીકાંઠામાં અહમદનગરની પાસે પીર ભડિયાદરાની બીજી એક જગ્યા છે, ત્યાં આગળ પણ લોકોની તપાસ સમ ખવરાવીને કરવામાં આવેછે. પીરના સમ ખવરાવવાની બીજી રીત એવી છે કે, પીરને લૂગડાના ઘોડા ચડાવવામાં આવેછે તે સમખાનાર પાસે ઉપડાવેછે. કડીની પાસે મેલડી માતાનું દેરૂં છે, તે માતાના સમ ખવરાવતી વખતે અપરાધી માતા આગળ આરતી ઉતારી ને કહેછે કે, "જો હું જૂઠું બોલતો હોઉં તો મેલડી માતા મને આટલા દિવસમાં પૂગે!" સાદરાની પાસે હથોડામાં હનુમાનનું એક દેવાલયછે તે હથોડિયા હનુમાન કહેવાયછે, જો કોઇને હલકા સમ ખવરાવવા હોય તો આ હનુમાનને પગે હાથ મૂકાવેછે, પણ જો ભારે સમ ખવરાવવા હોય તો અપરાધીને હનુમાનના ઉપર ચડાવેલા તેલનો પ્યાલો પાયછે સામળાજીમાં દેવના ઉપર ચડાવેલું ફૂલ ઉપાડવાનું કહેવામાં આવેછે.

પાલણપુર અને દાંતાની આસપાસના પરગણામાં તકરાર પતાવી દેવાની રીતિ નીચે પ્રમાણે ચાલેછે. નદી અથવા જ્યાં જોઇયે એટલું પાણી હોય ત્યાં, પ્રતિવાદી પોતાના મિત્રોને લઇને જાયછે, અને વાદી પણ સાથે તીરકામઠું લઇને જાયછે. પ્રતિવાદીને પોતાના ઉપર આવેલું તોહોમત મટાડવું હોયછે તો વાદી કામઠાવતે તીર ફેંકેછે તે પ્રતિવાદીનો મિત્ર લઇને પાછો આવે ત્યાં સુધી તેને પાણીમાં ડબકી મારીને રેહેવું પડેછે.

ભાવનગરમાં જેનો પથ્થર છે તેવાજપ્રકારના પણ વિશેષ ચમત્કારિક એક પથ્થર વિષેનું વર્ણન કર્નલ ટાડ આપેછે, તે શત્રુંજય પર્વતની પાસે છે. તે કેહેછે કે, નેમીનાથની ચોરી પાસે સપાટ સારો પથ્થર છે, "તેમાં ત્રણ ફૂટ ઊંચે પદર ઈંચના પરિઘનું એક કાણું છે તે मुक्तद्वार "કેહેવાયછે તેમાં થઇને જે પોતાનું શરીર સંકોચાવીને નીકળી શકે તે "ખચીત મુક્ત થાય પૈસાવાળાના છોકરાઓ, જેઓની ચરબી વધી ગયેલી "હોય તેઓ, પોતાની ઘણી ચરબી ઓછી કરે નહિ તો, થોડાજ આ અ- "જમાયેશ ખમી શકે એમ છે. આશ્ચર્યની વાત એ છે કે मुक्तद्वार ની પા- "સેજ એક પથ્થરની ઉંટની મૂર્તિ છે તે જીવતા ઉંટ જેવડો છે અને આ "બધા ઉભા પથરા સૂળ એટલે સોય કેહેવાયછે તેથી આપણા બાયબ- "લમાં લખેલું મનમાં સાભરી આવ્યાવિના રેહેતું નથી"*

ડભોઈની પાસે એવીજ જાતનો એક પથ્થર છે તે मामाडोकरी કેહેવાયછે અને તે વિષે ઓરિએંટલ મેમ્વારના કર્ત્તાએ લખેલું છે.

આ પ્રમાણેની સમ આપીને ચોકશી કરવાની રીતિ, અને બીજી એવાજ પ્રકારની, ગૂજરાતના જૂદા જૂદા ભાગમાં નિત્ય ચાલતીજ છે તે સર્વેનો એકજ હેતુ છે આરોપીતનો ન્યાય કરવાનું ન્યાયાધીશોનું ગજું નહિ હોવાને લીધે આરોપીતને જે સમ દેવામાં આવે તે કબૂલ કરવાથી અથવા તે નાકબૂલ કરવાથી તે નિરપરાધી છે કે અપરાધી છે એ વાત તે-

---

* એ લખાણ નીચે લખેલી મતલબનું છે, "સોયના નાકામાં થઈને ઉંટને "નીકળી જવાનું કામ સેહેલું છે, પણ દ્રવ્યવાન્ માણસને સ્વર્ગના રાજ્યમાં પ્ર- "વેશ કરવાનું કામ કઠિણ છે."

મને મોટેજ નક્કી કરાવવામાં આવતી હતી આ પ્રમાણે તે બધાય પરમેશ્વર પાસેથી ન્યાય પામવાના ઉપાય હતા.*

---

* ગ્લાસ્ટનબરીના પ્રાચીન દેવલની પવિત્રતાના પુરાવા સંબંધી માલ્મ્સબરીનો વિલિયમ કહેછે કે, "માણસની સાંભરણમાં છે કે સર્વે લોકો પાણીના "અગર અગ્નિના સાધનથી સોગન ખાતા પેહેલાં તેઓએ ત્યાં પોતાની અરજિ- "યો મૂકી અને તેઓનો છુટકારો થયો તેથી પ્રસન્ન થયા, માત્ર એકજ બાતલ "રહ્યો." પણ તે કોણ તે વિષે આપણને ખબર આપવાને તે ના કહેછે. જો આ લખાણ ખરૂં હોય તો અમને ભય લાગેછે કે, આટલા બધા સાધુ પુરુષો જેમા બેસી રહે એવા આ સ્થાનની પવિત્રતા કોઇ કોઇ પ્રસંગે અસત્યતાને આશ્રય આપવાને સાધનભૂત થયેલી ખરી.

કેન્ટરબરીમાં 'સેન્ટ થામસ આ બેકેટ'નું દેવળ છે, ત્યાં આવાજ પ્રકારના ચમત્કાર બન્યા વિષેનું એક મઠવાસી ઈતિહાસકર્તા જે ઉપરના સાધુએ ધર્મને માટે પ્રાણત્યાગ કર્યો તે સમયે વિદ્યમાન હતો તે કહેછે, અને તેના ગ્રંથ ઉપરથી જ જણાઇ આવેછે કે, પાણીના સાધનથી સોગન દેવાની રાજકીય અધિકારિયોને વારે વારે અગત્ય પડતી તે કહેછે કે "જંગલવિષેના કાયદાની રૂઇયે બે જણ ઉપર "હરિણ ચોરવાનો અપરાધ મૂકવામાં આવ્યો; આ વિષેની તપાસ પાણીના સાધ- "નથી સોગન આપીને કરી, તેમાં એક સપડાઈ ગયો એટલે તેને ફાંસી દીધો. "બીજાએ સેન્ટ થામસની સહાય થવા પ્રાર્થના કરી તેથી બચી ગયો. એક બી- "જાના ઉપર સરાણનો એક પથ્થર અને હાથનાં મોજાંની જોડી ચોરવા વિષેનો "અપરાધ મૂકવામાં આવ્યો, અને પાણીના સાધનથી સોગન આપીને, તેની તપા- "સ કરી તેમાં સપડાઈ ગયો એટલે તેની આંખ્યો કાહાડી લેવામાં આવી, "અને તેના અવયવ કાપી નાખ્યા, પણ તેણે સેંટની પ્રાર્થના કરી તે ઉપરથી "સર્વે હતુ તેવું થઈ ગયું."

આ ઉપરથી જણાયછે કે, ઈંગ્લંડમાં ટાહાડાઊન્હા સોગન આપવાનો ચાલ માત્ર ચોકસ પ્રસંગ ઉપરજ હતો એમ નથી ખરૂં જોતાં મૂળ એંગ્લો સાક્સન કાયદાનાધારાનો એ એક મુખ્ય આધાર હતો, અને તે વેળાએ અપરાધિયોને તપાસવાની માત્ર એજ રીતિ ચાલતી હતી ત્રીજા હેનરી રાજાના વારા લગી ટાહાડા ઉન્હા સોગન આપીને તપાસ કરવાનો ધારો કાહાડી નાખવામાં આવ્યો ન હતો બ્લાકસ્ટોન આપણને કહેછે તે પ્રમાણે, તે સમય લગી, ઈંગ્લંડમાં અને સ્વેડનમાં ધર્મસત્તાધીશોએ અને સસારી રાજ્યકર્તાઓએ માત્ર દેવલોમાં અને બીજાં પવિત્ર સ્થાનોમાં એ ધારા ચલાવવાની છૂટ આપી હતી આ પ્રમાણે ખ-

દેશના ચાલ પ્રમાણે, જે ગામની હદમાં ચોરી થઇ હોય ત્યાંથી બીજે ગામ પગલું જાય નહિ તો ત્યાંના લોકોને વળતર ભરી આપવું પ-

---

રી વાત છતાં એ ધારો કાહાડી નાંખવાને દેવલ સાથે સંબંધ ધરાવનારા લોકો મુખ્ય સાધન હતા, કેમકે, હેનરીના રાજ્યના ત્રીજા વર્ષના દરબારી દોગળો, લાંકેશર, કમ્બરલાણ્ડ, અને વેટમોરલાણ્ડ (તે દિવસના ઉત્તર ભણીના વિભાગ) ના ફેરણી કરીને ન્યાય કરનારા ન્યાયાધીશોના ઉપર લખેલા આપણા જેવામાં આવ્યા છે તેમાં તેઓને લખ્યું છે કે, અગ્નિ કે પાણીના સાધનથી અપરાધિયોની તપાસ કરવાનો ધારો રોમન ચર્ચાવાળાઓ ભણીથી બંધ કરવામાં આવ્યો તેને બદલે, જેઓએ ચોરીના, ખૂનના, દ્વેષથી ઘર બાળવાના અને એવાજ બીજા અપરાધ કર્યા હોય તેઓની તપાસ બીજી કેઈ રીતિથી કરવી એ વિષે, ન્યાય કરવાના સરકિટ ઠરાવમાં આવ્યા તેની અગાઉ કાંઈ ઠરાવ કરવામા આવ્યો નથી, માટે જેઓએ ઉપર લખેલા પ્રકારના અપરાધ કર્યા હોય તેઓની તપાસ ન્યાયાધીશોએ તે વેળાએ ઠરાવેલા નવા ધારા પ્રમાણે કરવી એવું કોંસિલના અનુમતથી રાજા ઠરાવેછે, સુમારે તેજ સમયમા બીજા વાલ્ડેમાર રાજાએ ડેન્માર્કમાં તપ્તદિવ્યથી તપાસ કરવાની રીતિ કાહાડી નાખી તોપણ તે સમય પછીની કેટલીક રીતિઓમા એવાં ચિન્હ રહી ગયાં છે કે જેથી તપ્તદિવ્યથી સોગન આપવાનો આગળ રિવાજ હતો એમ જૂના લેખો ઉપરથી જણાઈ આવે છે, જેમ કે, મીડસમરઈવ (દક્ષિણાયન) જે જૂન માસની તા. ૨૧ મિયે બેસેછે તે દિવસે થતા ઉત્સવની વેળાએ સળગતા અગ્નિ ઉપર થઇને કૂદી જવાની કુશળતા બતાવવામા આવતી, પણ પાછળથી, તેને વેહેમ ગણી પાદરિયોએ એવી ક્રિયામાં શામીલ રેહેવું નહિ એમ તેમના વડા ધર્માધ્યક્ષભણીથી મના કરવામાં આવી છે જે જાદુખોરિયા હોય તેમને પારખી કાઢાડવા માટે, પાણીમા નાખી તરાવવાનો અથવા, ચર્ચબાયબલ (દેવલમાં ક્રિશ્ચિયન ધર્મ પુસ્તક રાખવામા આવતા તે) સામું મૂકી તેમને તોળવાનો રિવાજ લાંબી મુદતથી ચાલતો હતો, તેમાથી જેઓ પાણી ઉપર તરી આવે એવા લોકો વિષે જેમ્સ રાજાના ડીમોનોલોજી નામના પુસ્તકમાથી બ્રાણ્ડે ઉતારો કરી લીધોછે તે એ છે કે, "કારમાપણાની અતિઘણી અપવિત્રતાની અલૌકિક નિશાની દાખલ પરમેશ્વરે એવું ઠરાવેલુ જણાયછે કે "જેઓએ બાપટિઝમનું પવિત્ર જળ ઉતારી નાંખ્યું છે અને જેઓએ તેથી થતો લાભ સ્વિકારયો નથી તેઓને જળ પોતાના અંતરમાં સંગ્રહશે નહિ." ગમે તેમ કોઈની ખાતરી કરી આપવા સારૂ પાણી કે અગ્નિમાં પાર પડી જવાની કેહેવત તરીકેની બોલવાની પદ્ધતિ પડી ગઇ છે એ પણ એક સોગંદ તો ટાઢાટાઢિયા સોગન સંબંધીની નિશાની રહી ગઇ છે

હતું. એટલા માટે શત્રુવાળું કોઈ આવીને ગામની સીમમા ભરાઇ પેસે નહિ તે સારૂ ચોકથી રાખવાનું કામ પોલિસવાળાઓને માથે હતું. વળી આગલી રાત્રે અજાણ્યાં પગલાં પડેલાં હોય તો પરોઢિયામાં તપાસી રાખીને સાચવી રાખવાનું તેઓને માથે હતું કે તે વિષે પૂછવામાં આવે તો ખાતરી થાય એવી રીતથી પગલું પકડીને આગળ ચલાવવાને તેઓનાથી બની આવે.*

---

કહીને તેના અપરાધપત્રના ઉત્તરમા તેની તપાસ "પરમેશ્વર અને દેશથી" અથવા વધારે પ્રચિન રીતે બોલિયે તો "પરમેશ્વર અથવા દેશથી એટલે ટાહાડાઉન્હા સોગન અથવા જુરીથી કરવા વિધિનું લખી આપવાને ફરમાવવામાં આવેછે, એમા પણ, ટાહાડાઉન્હા સોગન આપવાની રીતિની નિશાની રહી ગયેલી આપણા જોવામા આવે છે

ઈંગ્લંડમાહેલી માંહેલા પ્રાન્તોની આપણી કોર્ટમાં અને સ્કાટલાંડની શેરીફ કોર્ટોમા પક્ષકાર સોગન ખાય તે ઉપર મુકદમાનો આખો અથવા થોડો પણ આધાર ગણવામા આવેછે, એમાં પણ ટાહાડા ઉન્હા સોગનની પ્રાચીનની રીતિ ભણી આપણે વળિયે છિયે

બેનથમ નામનો એક ન્યાયશાસ્ત્રી કહેછે કે, "એવા મુકદમા આવે કે જે'મા સાક્ષિયો મળી શકે નહિ, અને જેમા વાદી પ્રતિવાદીના હા કે ના કહેવા "ઉપરજ આધાર રાખવાનો હોય, તેમાં, વાદીને તેના પ્રતિવાદીના અંતઃકરણને વિ"નવવાનું રહેછે, તે સાધનનો ઉપયોગ શું તેને નહિ કરવા દેવો જોઇયે? એવું 'ઉત્તર હું એવું આપુંછું', કે એવા સર્વે મુકદમામાં (અને તેઓ ખરા હિવાની વ"હિવટના દાખલા નથી, પણ ઉન્હા તપાવેલા લોહોડાથી, ઉકાળેલા પાણીથી, ઉન્હા "ટાહાડા સોગન ખવરાવવામાં આવેછે તેના જેવું એ પણ એક છે) એ બહુ સારૂં છે," ઇત્યાદિ.

* જે ચાલતી રીતિ વિષે અમે આ ઠેકાણે લખ્યું છે, તેના સરખીજ રીતિ, એકવાર આપણા પોતાનાજ દેશમાં ચાલતી હતી એ એક આશ્ચર્ય પામવા જેવું છે. રસલ તેના યુરોપના અર્વાચીન ઇતિહાસના પેહેલા ભાગને પૃષ્ઠ ૫૭ મે લખે છે કે, "એંગલો સેક્સન લોકોના ફોજદારી કાયદા, બીજા ઘણા જંગલી "લોકોની પેઠે, ઘણા સખ્ત હતા નહિ ગમે તે પ્રકારનું ખૂન કરવામાં આવે "તેને માટે, અને ગમે તે પદવીના માણસના ખૂનને માટે અને રાજા તથા ધર્મ "ગુરૂનું ખૂન કરવામાં આવે તો પણ તેને બદલે પૈસા અપાવાનું બસ ધારવામાં

દેશના વંશપરંપરાના ઠાકોરોની હકુમત નીચે જે મુલક હતો તે, અને જે મધ્યસ્થ સરકારના અમલ નીચે બીલકુલ હતો તે સિવાય, ગૂજરાતની કેટલીક જમીનનો ભાગ વચલી સ્થિતિનો હતો, તે એક વર્ગના લોકોના અમલ નીચે હતો, અને તે લોકોનો તેના ઉપર વંશપરંપરાનો હક નહતો, તોપણ, તેને સારી પેઠે મળતો આવે એવા પ્રકારનો હક મેળવી લેવાને તેઓ ફતેહ પામ્યા હતા. આવા વર્ગના લોકોમાંથી, આગળ પડતા દાખલા તરીકે ધોળકા કસબાતિયોનો દાખલો અમે પસંદ કરિયે છિયે. કર્નલ વાકર કહેછે કે, 'મોગલની સમાપ્તિ થવાની અગાઉ, જેઓએ "યોગ્યતા મેળવી રાખી હતી એવા કસબાતિયો, જે હથિયારના બળથી ભાગ્યશાળી થયા હતા તે ધોળકામાં વશ્યા. તેઓના જથાને લીધે અને તેઓની શૂરી ચાલને લીધે "તેઓની સત્તા ઘણી હતી, અને તેમનાથી લુટફાટ કરનાર "કાહી ડરી જતા હતા. દેશના આ ભાગમાં જ્યારે મરાઠાઓએ શ્રેષ્ટતા "મેળવી લીધી ત્યારે તેમને તેઓ ઉપયોગી થઇ પડ્યા હતા. આ સમયે, "રાજ્યના ફેરફાર થતા, અને વારે વારે લડાઇયો ઉઠતી હતી તેથી ગૂજ"રાત નિરધણિયાતી સ્થિતિમાં આવી પડી હતી, અને ધોલકા પરગણું "લગભગ વગર ખેડાણનું ઉજ્જડ મેદાન થઇ પડયું હતું. આ અવ્યવસ્થા "ટાળવાને અને દેશમા જેની સત્તા ચાલતી હોય અને જેઓની પાસે "પૈસો હોય એવા માણસોના આશ્રયવિના પરગણું આબાદ કરવાને ભા-

---

"આવતું હતું, તેમાં રાજાના કરતાં ધર્મ ગુરૂનું માથું, કેંટના કાયદા પ્રમાણે વ"ધારે મૂલનું ગણવામા આવતું હતું. તેમજ સર્વ પ્રકારના જખમને માટે પણ ઠરા"વવામાં આવતું હતું; અને જે પુરૂષ તેના પડોશીની સ્ત્રી સાથે વ્યભિચાર ક"રતાં પકડાયો હોય, તેને એથલબર્ટના કાયદાની રૂઇયે, દંડ અપાવવાની, અને તેને "બીજી સ્ત્રી ખરીદી આપવાની આજ્ઞા કરવામાં આવતી હતી. લૂંટની શિક્ષાના "પ્રકાર પણ હતા, પણ તેમાં દેહાંત દંડની શિક્ષા ન હતી જો કોઈ માણસના "ચોરિયે ગયેલા ઢોરનું પગલું, જેના તાબાની ભોંયમાં જઈ પોહોચ્યું હોય તે "ત્યાંથી આગળ કાઢાડી આપે નહિ તો, તેને તેનું મૂલ આપવું પડતું હતું.

"પણ એંગ્લો સેકસન લોકોમાં અપરાધની શિક્ષા ચમત્કારિક હતી તે પ્રમા"ણે દોષ ભરેલા પૂરાવા પણ તેવા ઓછા હતા નહિ." ગ્રંથકર્ત્તા પછીથી ટાહ્રા-ઝાઉન્ડી સોગન આપવાની રીતિનું વર્ણન આપેછે.

"વટવાડ સરકારની શક્તિ નહતી. આ પ્રસંગે કસબાતિયોએ એવી માગણી "કરી કે 'દરેક ગામ જે અમે આબાદ કરિયે તે એક ચોકસ ભાવથી "ઇજારે આપો તો કેટલાક ગામ અમે આબાદી ઉપર આણિયે' આ તે-"મની માગણી કબૂલ રાખવામાં આવી, અને ત્યારપછી, જેમ જેમ ગા-"મડાં ફુટવા માંડ્યાં, તેમ તેમ, કસબાતિયોને ઇજારે આપવાનો ચાલ "પડી ગયો."

---

## પ્રકરણ ૫.

### બ્રિટિશની સત્તાનીચે રજપૂતોની જમીનનો વહિવટ.

મિ૦ એલ્ફિન્સ્ટને તા૦ ૬ ઠ્ઠી એપ્રિલ ૧૮૨૧*ને દિવસે નોંધ કરી છે તેમાં બ્રિટિશની સત્તાનો ગૂજરાતમાં પ્રવેશ થયો તેથી થતી અમર લિ લખ્યુ છે. મહીકાંઠાની ઉત્તરમણીના બ્રિટિશના મુલકના અમદાવાદ અને ખેડા એવા નામના બે જિલ્લા પાડ્યા છે તેઓમાં તે કહેછે કે, "ખા-"લસા અને ગ્રાસિયા એવા બે પ્રકારનાં ગામ આવ્યાં છે," મોગલ અને મરાઠા સરકાર પોતાને હાથે જે ગામોની વ્યવસ્થા કરતા હતા તે ખાલસા કહેવાયછે, અને ઠાકોરોની વંશપરંપરાની સત્તા નીચે જે ગામ હતા તે ગ્રાસિયા ગામ કહેવાયછે "ખાલસાગામનો સર્વે વહિવટ સરકારથી કરવામાં "આવેછે, અને ગ્રાસિયાગામ ગ્રાસિયાઓના કબજામાં રેહેછે. તેઓની પા-"સેથી સરકારને મેહેસુલ લેવાનું હોયછે, પણ આગળ તો બધો બંદોબસ્ત "તેઓની પાસે રખાવવામા આવતો હતો. ગ્રાસિયાગામના ખરેખરા બે ભેદ "પડેલા છે, તેમા, જે ગામ રજપૂત અથવા ગ્રાસિયા લોકોના તાબામાં "હોયછે તે ગ્રાસિયાગામને નામે ઓળખાયછે, અને જે કોળિયોના તાબા-"માં છે તે સામાન્ય રીતે મેવાસ કહેવાયછે. રજપૂત લોકો, જો કે પરદેશી "છે તોપણ, જ્યારે મુસલમાનોએ ગૂજરાત ઉપર હલ્લો કર્યો ત્યારે, તે દેશ "તેમના તાબામાં હતો; તે સમયે તેઓ કેટલાક તાલુકા અને ગામ રાખી "રહ્યા, અને છેવટે, મોગલોની નબળી સ્થિતિ થઇ ગઈ ત્યારે, બીજા તાલુકા "અને ગામ પાપેમારો કરીને પાછા સ્વાધીન કરી લીધા. તેઓ કોળિયો "કરતાં વધારે સુધરેલા તેમજ વધારે શૂરવીર જાતિના હતા; અને કોળી "લોકોના કરતાં તેમના દાવાને વધારે માન આપવામાં આપેલું જોવામાં "આવેછે તેનું કારણ પણ કદાપિને આ હકિકતને લીધેજ હશે; તેમજ પ્રાન્તનું

---

* ઈસ્ટ ઈંડિયા હાઉસ ઈત્યાદિના દફતરમાંથી પસંદ કરેલા કાગળો, કોર્ટ આફ ડીરેક્ટરની આજ્ઞાથી ૧૮૨૬ ની સાલમાં છાપવામા આવ્યા છે, તેના ત્રીજા ભાગને પૃષ્ઠ ૬૭૩ થી ૬૯૭ સુધી જુવો. સગ્રહકર્ત્તા કેહેછે કે "અસલ છે તે ઘણે ઠેકાણે સમજાય નહિ એવું અને ખોટીું છે" એટલા માટે જ્યાં જણાઇ આવ્યું ત્યાં અમે ખરાં નામ દાખલ કરવાને આનાકાની કરી નથી.

૪૪

"વકવાડ સરકારની શક્તિ નહતી. આ પ્રસંગે કસ્બાતિયોએ એવી માગણી
"કરી કે 'દરેક ગામ જે અમે આબાદ કરિયે તે એક ચોકસ ભાગથી
"ઇજારે આપો તો કેટલાક ગામ અમે આબાદી ઉપર આણિયે' આ તે
"મની માગણી કબૂલ રાખવામાં આવી, અને ત્યારપછી, જેમ જેમ ગા-
"મડાં ફુટવા માંડ્યાં, તેમ તેમ, કસ્બાતિયોને ઇજારે આપવાનો ચાલ
"પડી ગયો."

## પ્રકરણ ૫.

## બ્રિટિશની સત્તાનીચે રજપૂતોની જગીનનો વહિવટ.

મિ૦ એલ્ફિન્સ્ટને તા૦ ૬ ઠ્ઠી એપ્રિલ ૧૮૨૧*ને દિવસે નોંધ કરી છે તેમાં બ્રિટિશની સત્તાનો ગૂજરાતમાં પ્રવેશ થયો તેથી થતી અસર વિષે લખ્યુ છે. મહીકાંઠાની ઉત્તરમણીના બ્રિટિશના મુલકના અમદાવાદ અને ખેડા એવા નામના બે જિલ્લા પાડ્યા છે તેઓમાં તે કેહેછે કે, "ખા-"લસા અને ગ્રાસિયા એવા બે પ્રકારનાં ગામ આવ્યાં છે," મોગલ અને મરાઠા સરકાર પોતાને હાથે જે ગામોની વ્યવસ્થા કરતા હતા તે ખાલસા કેહેવાયછે, અને ઠાકોરોની વંશપરંપરાની સત્તા નીચે જે ગામ હતાં તે ગ્રાસિયા ગામ કેહેવાયછે "ખાલસાગામનો સર્વે વહિવટ સરકારથી કરવામાં "આવેછે, અને ગ્રાસિયાગામ ગ્રાસિયાઓના કબજામાં રેહેછે. તેઓની પા-"સેથી સરકારને મેહેસુલ લેવાનું હોયછે, પણ આગળ તો બધો બંદોબસ્ત "તેઓની પાસે રખાવવામા આવતો હતો. ગ્રાસિયાગામના ખરેખરા બે ભેદ "પડેલા છે, તેમા, જે ગામ રજપૂત અથવા ગ્રાસિયા લોકોના તાબામાં "હોયછે તે ગ્રાસિયાગામને નામે ઓળખાયછે, અને જે કોળિયોના તાબા-"માં છે તે સામાન્ય રીતે મેવાસ કેહેવાયછે. રજપૂત લોકો, જો કે પરદેશી "છે તોપણ, જ્યારે મુસલમાનોએ ગૂજરાત ઉપર હલ્લો કર્યો ત્યારે, તે દેશ "તેમના તાબામાં હતો; તે સમયે તેઓ કેટલાક તાલુકા અને ગામ રાખી "રહ્યા, અને છેવટે, મોગલોની નબળી સ્થિતિ થઇ ગઈ ત્યારે, બીજા તાલુકા "અને ગામ પગપેસારો કરીને પાછાં સ્વાધીન કરી લીધાં. તેઓ કોળિયો "કરતાં વધારે સુધરેલા તેમજ વધારે શૂરવીર જાતિના હતા; અને કોળી "લોકોના કરતાં તેમના દાવાને વધારે માન આપવામાં આપેલું જોવામાં "આવેછે તેનું કારણ પણ કદાપિને આ હકિકતને લીધેજ હશે; તેમજ પ્રાન્તનું

* ઈસ્ટ ઈંડિયા હાઉસ ઈત્યાદિના દફતરમાથી પસંદ કરેલા કાગળો, કોર્ટ આફ્ ડરેક્ટરની આજ્ઞાથી ૧૮૨૬ ની સાલમા છાપવામાં આવ્યા છે, તેના ત્રીજા ભાગને પૃષ્ઠ ૬૭૭ થી ૬૯૭ સુધી જુવો. સંગ્રહકર્ત્તા કહેછે કે "અસલ છે તે ઘણે ઠેકાણે સમજાય નહિ એવું અને ખોડીલુ છે" એટલા માટે જ્યાં જણાઇ આવ્યું ત્યાં અમે ખરાં નામ દાખલ કરવાને આનાકાની કરી નથી.

"જો કે ઉતાવળથી સુધારો કરવાનું ભય હવે ઓછું થઈ ગયું છે, તોપણ
"તે આગળ ધપાવાનું મંદ પાડવું જોઇયે, અથવા તો અમુક સીમા બાં-
"ધવી કે તેની પાર તેને ધપાવા દેવાની ઇચ્છા રાખવામાં આવે નહિ.

"જૂના ખેડા જીલ્લાનાં પરગણાં જ્યારે પ્રથમ આપણા હાથમાં આ-
"વ્યાં ત્યારે તે સર્વે કર્નલ વાકરના સ્વાધીનમાં કર્યાં, અને તેઓના ઉપર
"તેના આસિસ્ટન્ટ વહિવટ ચલાવવા લાગ્યા. સર્વે કારભાર તેના જૂના
"ધોરણ પ્રમાણે ચાલવા દીધો. અને સર્વે વાતની ખરી હકિકત શી છે તે
"વિષે કાંઈક બાતમી મેળવવા સિવાય બીજું કાંઇ પણ કરવામાં આવ્યું
"નહિ. જ્યારે નિયમસર કલેક્ટરો ઠરાવવામાં આવ્યા, ત્યારે પણ, કેટલીક
"વેળાસુધી, આવીજ રીતિ ચલાવવામાં આવી.

"આસિયા લોકો પાસેથી લેવાતી જમામાં વધારો ગમે ત્યારે કરવો
"હોય તો તે પ્રમાણે કરવાને તેઓ પાત્ર હતા, તે પ્રમાણે વધારો કરવામાં
"આવ્યો એટલેજ માત્ર મેહેસુલ ખાતામાં ફેરફાર કરવાનો પ્રયત્ન કરવામાં
"આવ્યો; પણ જ્યાં સુધી તેઓ ખેડા નીચે હતા ત્યાંસુધી ખડણી સબધીતા
"નિયમ પાળવામાં આવ્યા હતા, અને ધોળકાના કસબાતી બાપુમિયાના
"માત્ર એકલા અને થોડા સમયના પ્રકાર સિવાય, તેઓની પુંજી અથવા
"કારભાર વિષે પૂછપરછ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો ન હતો.

"ન્યાય ખાતાનો કાયદો ચલાવવામાં આવ્યો એ પણ એક ખરેખાત
"મ્હોટો નવીન ફેરફાર થયો; અને તે બહુ વેહેલો દાખલ કરવામાં આ-
"વ્યો; પણ તેની અસર ઉતાવળી જણાવા લાગી કે નહિ. એ શક ભરેલું
"દેખાયછે. આસિયાગામોના રેહેવાશિયોમાથી ઘણા એક આપણી અદાલ-
"તોમાં ફરિયાદ કરવાને આવતા એવું લાગતું નથી; અને જે કજિયામાં
"વાદી ખાલસાગામનો રેહેવાશી હોય તેવે પ્રસંગે તેની ખાતર વચ્ચે પ-
"ડવું સરકારને સ્વાભાવિક અને યોગ્ય લાગતું.

"પેહેલા ફેરફારો જે વધારે લાગ્યા તે મુખીપટેલ અને તલાટિયો
"(તેમાં મુખ્યત્વે કરીને તલાટિયો) ઠરાવવાનો કાયદો થયો તેથી ઉત્પન્ન થ-
"યા. જે આસિયાઓના તાબામાં એક કરતાં વધારે ગામ હતાં તેઓને મુ-
"ખીપટેલ ઠરાવવાની અગત્ય પાડવામાં આવી, અને તેઓ જ્યારથી નીમા-

"ચા ત્યારથી માત્ર માજીસ્ટ્રેટ એકલાનાજ જવાબદાર રહ્યા. જેઓની પાસે "એકેક ગામ હતું તેઓને તેમને પોતાનેજ મુખીપટેલ ઠરાવ્યા; બીજા પ્ર-"કારવાળાઓને ગામ દીઠ બીજો એકેકો માણસ નીમવાની અગત્ય પાડી "અને તે માણસ માત્ર મ્યાજીસ્ટ્રેટનેજ જવાબદાર ઠરાવ્યો, ગ્રાસિયાઓનો "નહિ. ધોળકાના ગ્રાસિયાઓનાં સર્વ ગામોમાં તલાટિયો દાખલ કરવામાં "આવ્યા, અને ધંધુકા, રાણપુર, તથા ઘોઘાના ગ્રાસિયાગામોમાં દાખલ ક-"રવાનો અભિપ્રાય આપવામાં આવ્યો. ધોળકાના ભરણાના ધોરણમાં એક "વધારે ફેરફાર થયો છે, તે એ કે, સરકારને ખંડણી આપવી પડતી હતી "તેને બદલે ગ્રાસિયાને જે ઉપજ રેહેતી હતી તેના અમુક પ્રમાણમાં આ-"પવાનું રહ્યું, અને તે પ્રમાણ સરકારી હિસ્સાના માત્ર સેંકડે વીસ ટકા "લેખે છે, જેમાંથી તલાટીના પગાર સુદ્ધાં બધુ ગામખર્ચ થાયછે.

"જમીદારોની ઉપજ ઉપર આ ફેરફારની જે અગર થઇ તે ત્રણ મુ-"ખ્ય ગ્રાસિયાના ભરણાના આંકડા બતાવીને જણાવી છે, તે સાથે, બે ક-"સબાતિયો જે તેઓના કરતાં જૂદા પ્રકારના છે તેઓના આંકડા પણ "મે આપ્યા છે.

| | ૧૮૦૨ | ૧૮૧૭ | ૧૮૨૦ |
|---|---|---|---|
| | રૂપિયા | રૂપિયા | રૂપિયા |
| કોઠનો ઠાકોર.......... | ૪૮,૦૦૦ | ૫૭,૦૦૦ | ૭૨,૦૦૦ |
| ગાગડનો ઠાકોર........ | ૧૫,૫૦૦ | ૧૯,૦૦૦ | ૨૩,૦૦૦ |
| ઉંટેલિયાનો ઠાકોર.... | ૬,૦૦૦ | ૬,૦૦૦ | ૧૧,૦૦૦ |
| બાપુમિયાં કસબાતી ... | ૫૦,૦૦૦ | ૭૩,૦૦૦ | ૮૯,૦૦૦ |
| લતીફખાન કસબાતી ... | ૧૧,૦૦૦ | ૧૩,૦૦૦ | ૧૬,૦૦૦ |

"એઓની ભરણાની રકમ, તેમાં મુખ્યત્વે કરીને ગ્રાસિયાઓની બ-"હુ વધી ગઇ છે, અને પાછળનાં પંદર વર્ષ કરતાં, ગયાં ત્રણ વર્ષમાં તો "બહુજ વધારો થયો છે.

"તલાટિયોની નેમણુક જમીદારોને ઘણી અણગમતી થઇ પડી છે, અને "ધોળકાવાળાઓએ તો મને ખાતરી પૂર્વક કહ્યું કે, 'અમારી ખંડણીમાં

"વધારો થયો તેના કરતાં તલાટીની નેમણૂક અમને બહુ ભારી લાગે "છે. તે જાણે સરકારની બણીનો કર્તાહર્તા હોવની એવો ડોળ ધારણ કરેછે "અને અમારી રૈયતની ફરિયાદી સાંભળેછે, તેમજ અમારા આખા ગામમાં "ગડબડાટ કરી મૂકેછે, તથા તેઓએ અમારા લોકોમાં અમારૂં ભોજ છેક "હલકું પાડી નાંખ્યું છે.'

"તાલુકદારો સાથે આપણે જેમ વિશેષ સંબંધમાં આવતા ગયા તેમ- "અદાલત વિષે પણ તેમને વળી બહુ લાગવા માંડ્યું; અને જે સ્થિતિ- "ના લોકોને લાગુ પડે એવી કાયદાની યોજના હતી તેના કરતાં આટલા બધા- "જૂદા પ્રકારની સ્થિતિના લોકોને તે લાગુ પાડવામાં આવ્યા, અને તે લોકોએ "જે વેળાએ દસ્તાવેજો લખી આપ્યા હતા તે વેળાએ તેમાં લખ્યા પ્ર- "માણેજ પળાવાની અગત્ય પાડવામાં આવશે એવું ધારેલું નહિ, તેમની "પાસે, તે પળાવવામાં આવ્યા તેના પેહેલાં તેમાં કાંઇ ફેરફાર કરયો નહિ, "એ આપણને એક ખેદ પામવાનું કારણ છે; કોંકનો રાજા જે કર્નલ વા- "કરના ૧૮૦૪ ની સાલના રિપોર્ટની વેળાએ ૧૫૦ ઘોડેસ્વાર અને ૨૦૦૦ "શિરબંધી રાખતો હતો તેના ઉપર મ્યાજીસ્ટ્રેટે સમન્સ કાહાડેલો તે ઉપર "લક્ષ નહિ આપવાથી તેને કેદમાં નાંખવામાં આવ્યો; અને પાટડીનો "ઠાકોર, કે જેણે, એકવાર ગાયકવાડની ફોજના હલ્લા'ની સામે બે મહિના "લગી ટકાવ કરયો હતો તેણે, પોતાના સ્વતંત્રપણાને સમયે, લડાઇને માટે "અને ખંડણી આપવાને કરજ કાહાડેલું, તે આપી શકયો નહિ, તે ઉપરથી "તેને કેદમાં નાંખ્યો. આ પુરૂષો એવા છે કે, જેઓને કર્નલ વાકરે, અને "આપણી સત્તા પ્રથમ સ્થાપતી વેળાએ જે ગૃહસ્થો આપણું કામ કરવા "રહેલા હતા તે સર્વે એ. હું માનું છું કે, રાજાઓ કરીને લેખેલા, અને "તેઓની પાસેથી આપણી ખંડણી વસુલ કરી લેવા સિવાય, કોઇ વાતે "વચ્ચે પડવાનો આપણને હક નહિ, અને જેઓની હદમાં સર્વે સત્તા "અને મતંમો, તેમજ ઘણી ખરી તેમની સર્વ ઉપજ છીનાવી લેવામાં "આવી છે, એવો તેઓની સ્થિતિમાં જે ફેરફાર થઇ ગયો છે તે આ પ્ર- "માણે બનાવી આપવા કરતાં વધારે બલકટ રીતે હું દર્શાવી શકતો "નથી. ઘણા ખરા આ સર્વે ફેરફાર ગયાં ત્રણ વર્ષમાં થયા છે. આવો "એકાએક ફેરફાર થયો તે લાગ્યાવિના રેહે નહિ, અને જો કે, તેઓના

"ઉપર કદાપિને અન્યાય થયો નહિ હોય, તોપણ, તેઓને મુશ્કેલી ઘણી "સ્હેવી પડી છે એ વાત આપણે માન્ય કરવી જોઇયે."

રજપૂત તાલુકદારોની સાથે ન્યાયથી વર્તવામા આવ્યું છે કે નથી આવ્યું એ મુદ્દા વિષે મિ૦ એલ્ફિન્સ્ટનના મનમા દગુપગું થતું દેખાયછે આ મહાન્ પુરૂષનું વિદ્યાવિષયક મહાન્ કાર્ય પરિપૂર્ણ થયેલું જોવાને સર્વે ઇચ્છા રાખે તે પ્રમાણે થયું હોત તો, જે તકરારી બાબતનો નિર્ણય કરવાને મુંબઇના ગવર્નર તરીકે તેની નારાજી હતી તે સમધી કદાપિ હિંદુસ્થાનના ઇતિહાસક તરીકે તેણે પોતાનો અભિપ્રાય આપ્યો હોત, પણ તેમ બન્યુ નથી એટલે દગુપગુ થવાના તેના મનમા શા કારણ હશે તે વિષે આપણે માત્ર કલ્પના કરી શકિયે છિયે

સ્થાનિક તાલુકદારોના અધિકાર વિષે બ્રિટિશ સરકાર એક સરખી રીતિએ તો ચાલીજ નથી જ્યારે સન ૧૮૦૨ માં ધોળકાનો મુલક જે તે સમયે પેશવાની સત્તા નીચે હતો, અને જે, ધંધુકા પરગણાનો એક ભાગ હતો તે, બ્રિટિશ સરકાર ભણીથી તેમને સોપવામાં આવ્યો, અને મરાઠા (પેશવા) રાજાના હકની દરકાર રાખ્યાવિના, મરાઠા રાજાના હકની સામે બ્રિટિશે સ્વતંત્ર રાજા તરીકે તે ઉપર પોતાના વાવટા ચડાવ્યા ત્યારે સ્થાનિક તાલુકદારોનો રાજા તરીકેનો હક, જે પછવાડેથી વારે વારે નાકબૂલ કરવામા આવ્યો તે, તે અવસરે, તેઓએ કબૂલ રાખ્યો હતો એટલુંજ નહિ, પણ નક્કીપણે સ્થાપિત કરી બતાવ્યો હતો એમ છતા પણ, આ વાત વીચાને તેર વર્ષ થયા તેવામા, ઘોઘા પરગણું મરાઠાઓએ તેમને આપ્યુ હતુ તે ઉપરના ભાવનગરના રાવળના અધિકાર વિષેનો વાંધો ઉઠયો ત્યારે બ્રિટિશ સરકારે બહુ પ્રયાસે પણ, નભી શકે નહિ એવી ઇતિહાસ સંબંધીની તકરારો બતાવીને, રાવળનો તેના ઉપર અધિકાર ચલાવવાનો હક ચાલી શકતો નથી એવુ સાબીત કરવાને પ્રયત્ન કરયો સર્વેના ઉપર ઉપરીપણાનો જે વહિવટ સ્થાપન કરવાને આપણે ઇચ્છિયે છિયે તે મુસલમાન અને મરાઠાના રાજ્ય, જે હવણા પડી ભાગ્યા છે, તેમના વારામા ખરેખરો ચાલતો હતો એવુ ધોરણ પકડી, એ સામાન્ય તકરાર, અગત્ય વિનાનો અને ચાલી શકે નહિ એવો યત્ન કરીને પ્રતિવાદ રચી મુકવી નાખી છે આ મુદ્દા

છિયે વાંચનારને તેનો પોતાનો અભિપ્રાય બાંધવા માટે આગળનાં પૃષ્ઠ શક્તિમાન્ કરશે. કદાપિને તે અમારા મત સાથે મળતો આવશે કે, ઘણાં જેટલું પ્રતિપાદન કરવામાં આવ્યું છે તેટલે સુધી તેમનો "જીતનો હાથ" પોહોંચ્યો ન હતો, અને ભોગિયા ઠાકોરોને જો કે ખડિયા કરી નાંખવામાં આવ્યા હતા, તોપણ, તે માહેલા ઘણા જણ, પોતપોતાના સ્થાન ઉપરનો અધિકાર સાચવી રહ્યા હતા. તથાપિ રજપૂત તાલુકદારોના રાજા તરીકેના પદની, અથવા ઓછામાં ઓછા એવા ભાવાર્થના શબ્દની, અમે એવી ગણના કરતા નથી કે, જે સ્કાટિશ હાયલાંડના કેલ્ટિક તાલુકદારોને લાગુ પડી શકે નહિ, તેમજ તેમના જમીદારી હકના નાશ કરવાના કામને પણ અમે સ્કાટલંડના વંશપરંપરાના અધિકારના નાશને જેવું અન્યાયનું કામ લેખિયે છિયે તેના કરતાં વધારે અન્યાયનું કામ ગણતા નથી,—ભાવાર્થ એવો કે, એ ને તે બરાબર છે. અમદાવાદના સુલતાનોએ, અને એથી વિશેષ દિલ્હીના પાદશાહોએ હિંદુ રાજાઓ ઉપર ઉપરીપણું ચલાવ્યું, તે કદાપિને વધારે નહિ, તોપણ, [1]ક્રોમાર્ટી અથવા [2]આરગાઈલમાં [3]સ્ટૂઅર્ટ વંશના રાજાઓ રાખી રહ્યા હતા તેટલું તો હતુંજ. અને અણહિલપુરના ચડતા દાહાડામાં તેના રાજાની સર્વોત્કૃષ્ટ સત્તા ચાલતી હતી એમાં તો કશો સંશય નથી.

---

૧ ક્રોમાર્ટી—સ્કાટલાંડના ઉત્તર ભાગમાં આવેલું એક પરગણું છે. ત્યાં હાઈલાંડર્સ નામના કેલ્ટિક જાતના લોકો રેહેતા હતા અને સ્કાટલાંડના સ્ટુઅર્ટ રાજાઓના વખતમાં લાંબા સમય સુધી લૂંટફાટ તથા મારફાડ કરવામાં પ્રખ્યાત હતા.

૨ આરગાઈલ—સ્કૉટલાંડના પશ્ચિમ કાંઠા ઉપર આવેલું પરગણું છે વળી એજ નામનું કુટુંબ, એ પરગણામાં ઈસવીસનના બારમા સૈકામાં પ્રસિદ્ધ થયું, ત્યારથી બધા સ્ટુઅર્ટ રાજાઓના વખતમા તે કુટુંબના માણસોએ સ્કૉટલાંડના ઇતિહાસમાં સારો ભાગ ભજવ્યો છે.

૩ સ્ટુઅર્ટ રાજાઓ—મૂળ પુરૂષ રૉબર્ટ બીજો સન ૧૩૭૧ માં સ્કૉટલાંડની ગાદિયે આવ્યો ત્યાર પછી તેના વંશજોએ સન ૧૬૦૩ સુધી સ્કૉટલાંડપર રાજ્ય ચલાવ્યું. તે વર્ષમા ઈંગ્લાંડની રાણી ઇલીઝાબેથ મરણ પામતા, તે વખતનો

બ્રિટિશના પ્રદેશની સરહદમાં સ્થાનિક તાલુકદારોની જમીદારીની સત્તા ઘણા કાળ સુધી નભી શકી હોત નહિ એ વાત દેખીતી છે; અધિપતિપણુ સ્થાપિત કરવાને માટે સોનેરી સિદ્ધાન્તો વાપરો, હિંદુસ્થાનના પ્રાન્તો માહેથી એકલા ગૂજરાતમાંજ ફરકાવવામાં આવ્યો હતો એમ નથી; અને જ્યારે શિવાજી તથા તૈમુરના વંશજો એક સરખી રીતે ડબાઈ ગયા ત્યારે, જેઓના વધારે જૂના થઇ ગયેલા હક અથવા વળી જેઓની સત્તા દેખીતી રીતે વધારે હલકી પડી ગઇ હોય એવા બીજા ઉગરી જાય એવી આશા રાખી શકાય નહિ વળી ખુદ જીતનાર પ્રજામાં, પ્રજાસત્તાક વલણના વિચારોએ જય મેળવી લીધો હતો, તેની તેવી અસર, જીતી લીધેલા ઉપર, મોડી વેહેલી પણ થયા વિના રેહેતી નથી, ઇંગ્લંડની ભૂમિ ઉપર (સ્વતંત્ર વલણરૂપી) આવી પોહોંચેલું તોફાન, થોડી મુદતમાં, સોરઠના કિનારા ઉપર અથડાતા મોજાઓ (નાળી સ્થિતિમાં) વધારે ઉછાળા મારે એ નિઃસંશય હતુ, અને જે સત્તાએ [૪]મેકકેનઝી અને મેકશીમીનો વંશપરંપરાનો અધિકાર

---

સ્કૉટલાંડનો રાજા જેમ્સ છઠ્ઠો તે ઇંગ્લાંડનો પણ રાજા થયો એ બંને રાજ્ય જોડાઈ ગયા, અને સ્કૉટલાંડનો જેમ્સ છઠ્ઠો તે ઇંગ્લાંડને સ્કૉટલાંડનો પેહેલો જેમ્સ કહેવાયો આ સ્ટુઅર્ટ રાજાઓના સમયમાં પ્રજાસત્તાક વલણના વિચારો રૈયતમાં પ્રસરવા લાગ્યા હતા, તેનુ પરિણામ એ થયુ કે, પેહેલા ચાર્લ્સ રાજાને તેઓએ ગરદન મારચો, અને છેલ્લા રાજા જેમ્સ બીજાને ૧૬૮૮ માં ગાદિયેથી ઉઠાડી મૂકવામાં આવ્યો, ત્યારથી સ્ટુઅર્ટ રાજાઓના વંશનો અંત આવ્યો તેના કુમાર જેમ્સ એડવર્ડે સન ૧૭૧૫ માં સ્કૉટલાંડ જઈ ગાદી પાછી મેળવવા તજવીજ કરી પણ તેનો પ્રયત્ન નિષ્ફળ ગયો, ત્યાર પછી, છેક સન ૧૭૪૫ માં જેમ્સ એડવર્ડના કુંવર ચાર્લ્સે વળી એકવાર પ્રયત્ન કર્યો, તેમાં પણ તે ફતેહ પામ્યો નહિ આ વખતથી સ્ટુઅર્ટ વંશના રાજકુમારોનો ઇતિહાસ સાથેનો સબંધ તૂટી જાયછે

૪ મેકકેનઝી અને મેકશીમી—સ્કૉટલાંડના ઉત્તર ભાગમાં વસનારી હાઇલાંડરને નામે ઓળખાતી અર્ધી જંગલી ઘણીક જાતોમાંની બે જાતિ, આ જાતોના નામ ઘણુ કરીને મેક શબ્દથીથી શરૂ થાયછે, જેનો અર્થ પુત્ર એમ થાય છે એટલે તે પછી આવતો બીજો શબ્દ તે જાતનો મૂળ પુરૂષ સૂચવેછે એ પ્રમાણે મેકકેનઝી એટલે કેનઝીવાળી જાત, અને મેકશીમી એટલે શીમીવાળી જાત એ લોકો શૂરવીર અને લડાયક હતા અને તેઓના પાહાડી મુલકમાં સે-

છીનાવી લીધો તે સત્તાના ઝપાટામાંથી સાણંદના વાઘેલા અને પીરમના ગોહિલ ઉગરી જવાની આશા રાખી શકે નહિ. જ્યાં રાજકીય સત્તા ચાલતી બુધ પડી ગઈ ત્યાં રાજકીય હક પણ બંધ પડયા એમ માનવું જોઇયે, અને સૂર્યની આગળ જેમ ન્હાનો અગ્નિ ઝંખવાઈ જાયછે તેમ, મ્હોટા અધિપતિપણા આગળ, ન્હાના અધિકાર ઝંખવાઈ જવાજ જોઇયે

તોપણ જ્યારે આપણે અમુક દૃષ્ટાન્તો ઉપર ધ્યાન આપિયે છિયે ત્યારે મિ० એલ્ફિન્સ્ટનને દયુપચુ થવાનાં કારણ વધારે ઉઘાડી રીતે દેખાઈ આવે છે. *કોંઠ અથવા સાણંદનો ઠાકોર, જે જેતા અથવા અર્જુનસિંહ વાઘેલાનો વારસ હતો, અને જે, અણહિલપુરના છેલા મહારાજ કર્ણની ગાદીનો હકદાર નહિ તોપણ, તેના વંશજ તરીકેનું અભિમાન ધરાવનાર હતો, તેની જાગીર અને સ્થિતિ વિષેનું ઉદાહરણ આ કથનના પૂરાવામાં લઈ શકાય એમ છે. એની જાગીરવિષે કર્નલ વાકરની સાક્ષી તરીકે, તેનાજ શબ્દોનો ઉતારો કરિયે છિયે. તે કેહેછે કે, "એ ચાસ ગામો (ધોળકાનાં) સ્વતંત્ર સ્થિતિમાં "છે, અને ધારાદાણાની જમા બહુ મુસિબતની સાથે આપેછે. આ જમા

---

કરો વર્ષો સુધી, દરેક જાત સ્વતંત્રપણે કુટુંબીરાજ્યબંધારણ પ્રમાણે વર્તતી સ્ટુઅર્ટ રાજાઓના સમયમાં વખતો વખત તેઓમાની એક અથવા વધારે જાત, રાજા સામે અથવા પોત પોતામાં લડતી સન ૧૭૧૫ માં જેમ્સ એડવર્ડે જ્યારે ઈંગ્લાંડની ગાદી મેળવવાનો પ્રયત્ન કરયો ત્યારે તેમાંની એકથી વધારે જાતોએ તેને મદદ કરી હતી વળી સન ૧૭૪૫ માં ચાર્લ્સે જ્યારે ફરી એવોજ પ્રયત્ન કરયો, ત્યારે પણ, કેટલીક જાતોએ બહુજ ભાવથી તેની મદદ કરી હતી આ માં આ જાતના લોકોની ભારે હાર થઈ અને ત્યાર પછી, પોત પોતાના સંસ્થાનોમાં સ્વતંત્રપણે વર્તનારી આ જાતોની હકુમત છીનવી લેવામાં આવી, તેમજ લડાઇના સાધનો પણ તેમની પાસેથી લઇ લેવામાં આવ્યા અને તેમના સરદારોને તેમની જાગીરની માત્ર પેદાશ ખાવાનો હક્ક રાખવામાં આવ્યો; તેમજ તેમનો લડાયક પોશાક પણ તેમને પેહેરવાની મના કરવામાં આવી ત્યાર પછી, કાળે કરીને તેઓ ખેતીવાડીના શાન્ત ધંધામાં લાગી ગયા

૨ ૯

*કર્ણ, પછી સારંગદેવ, પછી વીરસિંહ, પછી અહીપ, એણે દિલ્હીની સાથે બારવટું કરીને રાજ્ય મેળવ્યું તેના મ્હોટા કુંવર જેતાએ કલોલ પરગણું મેળવ્યું, અને વરસિંહે સાણંદ મેળવ્યું ૨ ૯

"મ્હોટી ફોજથી, અથવા જે ઠાકોરોને લાગતું વળગતું હોયછે તેમની "સાથે, કરાર કરવાથી મેળવવામાં અથવા ઠરાવવામાં આવેછે. કરાર કર- "વાથી ઘણું કરીને તેઓને છૂટ મળેછે. આવા તાલુકદારોમાંથી કેટલાએક, "વધારે અથવા ઓછી સત્તાવાળા ગ્રાસિયા હોયછે, પણ કેંકનો જમીદાર "રાજાનું પદ ધારણ કરેછે, અને તે બહુ શ્રેષ્ટ વંશમાંથી ઉત્પન્ન "થવાવિષેનો દાવો ઉઠાવેછે એમ કહેવાયછે. આ ઠાકોરો માહેલા "પ્રત્યેકને ત્યાં હથિયાર સજેલા કેટલાક અનુગામિયો હોયછે તે તેને ત્યાં ખુ- "શીથી રેહેછે, અને તે રાજી થઇને આપે તે ઉપર અથવા અન્યોન્ય "મળીને લૂંટ મેળવે તે ઉપર પોતાનું ગુજરાન ચલાવેછે. પણ કેંકના "રાજાની ચાકરીમાં બે હજાર શિરબંધી છે, અને એકસો ને પચાશ અશ્વાર "છે, તે તેના ગામના રખેવાળનું કામ કરેછે, અને અધિરાજાની ફોજની "પેઠે, તેઓને રાજાના શરીરનું રક્ષણ કરવાને અથવા શત્રુવટ મચાવવાને "રાખવામાં આવેછે. કેંક ગામની આસપાસ કોટ નથી, પણ તે જંગલની "વચ્ચે છે, અને તેની ચારે મગ કિલ્લા આવેલા છે. કેંકવાળાના અધિકાર નીચે "ચોવીશ ગામ છે ઘણું કરીને પ્રતિવર્ષે ૪૨,૫૨૩ રૂપિયાની જમા આપે "છે; પણ પ્રસંગને અનુસરતો આ રકમમાં ફેરફાર થાયછે. * * * મરાઠા "લોકોએ આપેલા નામ પ્રમાણે જે મેવાસિયો કેહેવાયછે તે ઘોળકામાં "એટલા બધા સત્તાવાળા છે કે, તેઓ લગભગ મુલકગીરીથી જમા આ- "પનારાઓની હારના ગણાયછે, અને તેમની પાસેથી વાર્ષિક જમા અથવા "ઘાસદાણાનો હક મેળવવાને તેમના ઉપર મુલકગીરી કરવાની અગત્ય પડે "છે. જો ફોજ બહુ વધારે હોય તો લાગલોજ જમાનો આકડો વધારીને ત- "રતજ વસુલ કરવામા આવે. અને ફોજ જો કદાપિને બલવાન્ "હોય નહિ તો એક ન્હાની લડાઈ થાય તેનો પછી પરિણામ ગમે તે "થાઓ પણ સામા થવું એ મેવાસને આબરૂવાળું ગણાયછે; પછી સી- "મમાં લૂટફાટ ચાલ્યા પછી જેવો પ્રસગ તે પ્રમાણે વધારે ઓછો ફરચો "થઇ જાયછે."

ઉપર લખવામાં આવ્યું એવા તાલુકદારો, જે મેહેસુલ આપતા ન હતા પણ જે માન લડાયક ફોજના ડબાણને લીધે જમા આપતા હતા તેઓની, અને મુલકગીરીથી જમા આપનારાઓની વચ્ચે ખરૂં જોતા નહિ જણાઇ આવે એવો ફેર છે. પરતુ બન્ને વર્ગોના તાલુકદા-

રોના ભાગ્યમાં વિશાળ ફેરફાર થયો. સાબુન્નું સંસ્થાન પશ્ચિમમાં જો કાંઈક વિશેષ છેટે આવ્યું હોત, અને જો રેવા ધોળકા પરગણાને પાસેના કાઠિયાવાડના મુલકગીરી સંસ્થાનથી જુદું પાડેછે તેની પે'લી મેર આવ્યું હોત તો, તે તાલુકદારને વંશપરંપરાનો અધિકાર અને પ્રતિષ્ઠા એ બન્ને રહ્યાં હોત, અને તેને જે જમા આપવી પડત તે કદાપિને જરા વધારેની પણ ભવિષ્ય કાળને માટે નક્કી કરેલા ન્યુના આંકડાની ઠરી હોત એમજ જ્યારે નીપજ્યું નથી ત્યારે, થોડા વર્ષની અંદર તેની જમા ૩૪૩,૦૦૦ થી ૭૨,૦૦૦ સુધી વધારી નાંખવામાં આવી, અને તે સાથે, એક પરદેશી અધિરાજના પ્રતિનિધિ તરીકે તેના આશ્રિતો તેના પોતાનાજ ઘરમા તેના ઉપર સત્તા ચલાવવા લાગ્યા, અને મિ૦ એલ્ફિન્સ્ટન કેહેછે તે પ્રમાણે તેની "સર્વે સત્તા અને ગર્તમો, તેમજ ઘણી ખરી તેની સર્વ ઉપજ છીનાવી લેવામા આવી." તથા જે સમન્સની મતલબ તે સો વશા તો ભાગ્યેજ સમજ્યો હોય તે ન માન્યાને લીધે ખરેખરો તેને બધીખાને નાખવામા આવ્યો, આમ હોતાં, અણહિલપુરના રાજ્યથી કુટુંબના આ વંશજને અન્યાય ગુજરવાને માટે, અને મકટને માટે ફરિયાદ કરવી પડે, તેમજ તેના પડોશી લીંબડીના અને વઢવાણના ઝાલા ઠાકોરો જે તેના કુટુંબના અગાડીના પટાવતો છે તેઓ સારા ભાગ્યે કરીને બ્રિટિશની સત્તા નીચે આવી પડવાને બદલે મરાઠાની સત્તા નીચે પડ્યા તેથી તેમનું વધારે સારૂ ભાગ્ય ઉઘડ્યુ, એટલા માટે તેમની અદેખાઇ કરવી પડે, એમાં ભાગ્યેજ આશ્ચર્ય પામવા જેવુ છે

જો આ વિષય અમે વિસ્તારથી લખિયે તો બહુ લંબાણ થઈ જાય, અને વાચનારને કંટાળો આવે એટલા માટે અમે માત્ર એક કે બે બાબત વિષે લખિયે છિયે ધોળકાના કમજાતિયો, જે મૂળથીજ માત્ર સોમ્સ સુદનને માટે પટો રાખનારા છે તેમની, અને જમીન ઉપરના સાદાના હકવાળા રજપૂત જમીનદારોની વચ્ચે જોઈયે એટલુઅંતર રાખવામા આવ્યું નથી અને વળી એ લોકોના હક એવા છે કે જેને માટે કર્નલ વાકર બહુ સત્યતાથી કેહેછે કે "એ હક જેના લેખ રહેલા નથી એવા, બહુજ આપેલા, પ્રાચીન કાળથી "વંશપરંપરાના ક્રમે કરીને હાલના ભોગવનારાઓને પ્રાપ્ત થયા છે અને "જગપ્રસિદ્ધ માન્યતાથી તેઓના ગણવામા આવ્યા છે, તથા હવણાં લગી

પણ તેમાં કાંઈ ઘટાડો થયા વિના જેવાના તેવા રહ્યા છે. આ હકો જે હથિ-
"યારથી અને જેઓના વિષેનો વિચાર દૂર કરાવી શકાય નહિ એવા પ્રકારથી
"સાચવી રાખવામાં આવેલા એવા તે હકો યુગોના ફેરફારની સામે ટક્કર
"ઝીલીને રહેલાછે. અને મુસલમાનોએ તેઓને હુમલા વાળી નાંખવાને
"એમનાથી થઇ શક્યું એટલું તો કરયુ, તોપણ, તેઓના રાજ્યની હૈયાતી
"જતી રહી તથાપિ તેઓ તેમની પછવાડે જેવાના તેવા કાયમ રહ્યા છે."

જાડેજા ગ્રાસિયાના જમીનના વહિવટ વિષે બોલતાં, મુંબઈ સરકાર
રજપૂત ભાયાતની સ્થિતિ વિષેનું ઘણું ચોખ્ખું વર્ણન આપેછે. તે કેહેછે
કે, "અંજાર (કચ્છના તાલુકા) ના જાડેજા, અગાડીના રાવોના ન્હાના
"ભાઇઓના વંશજ છે, એ ન્હાના ભાઇયોને ગ્રાસ આપવામાં આવ્યો હતો,
"તેમાં પછી, જેમ વર્ષ થતા ગયાં તેમ, તેઓના વંશજ વધતા ગયા તે પ્ર-
"માણે ભાગ અને વિભાગ પડતા ગયા. તેઓ પોતાના કર્મભાગના ધણી
"છે, અને તે ભાગ તેઓને પોતાના જન્મના હકથી મળેલો છે, તેને માટે
"મૂળ જોતા જઇયે તો રાવને તેઓએ પૈસા સબંધીનો કશો સ્વીકાર આ-
"પેલો નથી; પણ જ્યારે સામાન્ય ભય આવી પડે ત્યારે, તેઓ ગ્રાસ ખાય
"તેના બદલામાં, જે ઠરાવો કરવામાં આવેલા તેમાં ચાકરી કરવાનો પણ
"ઠરાવ સદા ગણવામાં આવેલો છે, અને જ્યારે ભાયાતો એકઠા થયેલા
"ત્યારે તેમના ઘોડાને માટે ચંદી અને તેમને માટે ખાવાનું અને
"અફીણ મળેલું છે. * * * તેઓના નિરાળા લાભને માટે જે જમીન
"આપવામાં આવેલી, અને તેનું પોતાને માટે ખેડાણ કરે તો સલામી લે-
"વામાં આવતી નહિ તે આવગો ગ્રાસ કેહેવાયછે, અને ગૂજરાતમાં તેને
"જીવાઈ કેહેછે; પણ જો રૈયત તેનું ખેડાણ કરે તો સરકારનો વેરો તેના
"ઉપર લાગુ પડે અને જમીનના માલિક તરીકેની સાંથ ગ્રાસિયાને મળે."

આવા પ્રકારની હકિકતના ઘણા દાખલા અમારા આ ચાલતા પુ-
સ્તકમાં આપ્યા છે, અને ખરેખર જો જાગીર ઉપરનો હક કદાપિને જગતમાં
હોય તો (જે વાત અમે જાણિયે છિયે કે કેટલાક ભાગ્યેજ માન્ય કરશે)
ગૂજરાતના ગ્રાસિયાઓએ જેવો હક મેળવી લીધો છે તે કરતાં જમીન

✱ સિલેક્શન આફ પેપર્સ નામના સંગ્રહના ત્રીજા ભાગને પૃ. ૭૫૦ મે
તા. ૩૧ મી મે ૧૮૧૮ ના રોજનો મુંબઈનો રેવેન્યુ કાગળ છે તે પ્રમાણે

ઉપરનો વધારે સારો હક શોધી કાહાડવો બહુ કઠિણ છે. તથાપિ કોર્ટ આફ ડરેકટરોનો મત જૂદા પ્રકારનો થયો. તેઓના વિચારમાં એમ આવ્યું કે, જાડેજા આસિયાઓને જમીન મળી હતી તે "ચાકરી કરવાની સરતે "મળી હતી." તેઓ કેહેછે કે, "હિંદુસ્થાનના બીજા ભાગોમાં, ચાક- "રીને બદલે જેઓને જાગીર આપવામાં આવીછે તેઓની પાસેથી ચાકરી "લેવાની અગત્ય નહિ રેહેવાથી, તેમના હક વિષે ઠરાવ કરવાનું જેવું ગુંચવણ "ભરેલું થઈ પડેલું છે તેજ પ્રમાણે આ હકના ઠરાવ વિષે પણ ગુંચવાણ "ભરેલુ થઇ પડયું છે. આ ઇનામી આસની અમને લાગેછે કે, સ્વતંત્ર "મિલકતમાં ગણના કરવી જોઇયે નહિ; અને જ્યારે નોકરી કરવાની બંધ "થાયછે, અથવા જ્યારે તેની ગરજ રેહેતી નથી ત્યારે, સરકારના નિવેડા "ઉપર તેનો આધાર રેહેછે."

મુબઈના ઠિરપાચમાં માત્ર એટલુજ લખ્યું હતુ કે, આસિયા લોકો જે કરારોથી જમીન ભોગવેછે તેમાં એક શરત ચાકરી કરવાની પણ છે; અને આપણા પોતાના દેશના ઇતિહાસ ઉપરથી, લશ્કરી ચાકરી કરવાના ધોરણથી વંશપરંપરાની જમીનની જાગીર મળી હોય તે, રાજાને ચાકરીની ગરજ નહિ પડવાનાજ માત્ર સબબ ઉપરથી, સરકાર ખાલસા થઈ ગ- યેલી ગણવામાં આવે, એવો અભિપ્રાય ભાગ્યેજ બાંધી શકાશે. વળી ગૂજ- રાતમાં જે વહિવટ ચાલતો હતો તે ખચીત જૂદા પ્રકારનો હતો એ વાત લક્ષમાં રાખવાની અગત્ય છે, તે એ કે, પોતાના લશ્કરમાં આસિયા- ઓને ઉપયોગમાં લેવાની રાજાની મરજી ઉપર આસિયા લોકોના હકોનો આધાર કોઈ પણ પ્રકારે રહ્યો ન હતો.

સન ૧૮૧૯ માં કોર્ટ આફ ડરેકટરોએ કહ્યું છે કે, "અમારો અ- "ભિપ્રાય એવો છે કે, આસિયા લોકો પાસેથી સલામી* અથવા જમા "લેવાનો આપણો રાજ્ય હક છે તેમાં વધારો કરવાની સત્તા ખુલ્લી રીતે સા- "બીત થઇ છે. અગાડી રાજ્યસત્તાવિષેની તકરાર ઉઠવાથી તેના ઉપર આ- "સિયા, ભીલ, અને કોળિયોએ પોતાનો દાવો કરયો એટલે તેના ઉપરનો "સર્વે હક કંપનીનો છે એવુ પ્રતિપાદન કરવામાં આવ્યું તે ઠરાવ ઉપરથી

* આ જમાની મૂળ ઉત્પત્તિવિષે મુસલમાન ગ્રંથકર્તાએ આપેલું વર્ણન પૃષ્ઠ ૩૨૩ મે છે તે જુવો, તેમાં સલામી અને વાંટા એ શબ્દોનો ખુલાસો આપ્યો છે

"પણ ઉપરનો વધારો કરવાનો હક સ્વાભાવિક રીતે ઉત્પન્ન થઇ શકેછે. એ "ઠરાવનો હેતુ, બીજી રૈયતની સાથે, આ વર્ગવાળાઓને સરખા ધોરણના ગ- "ણવાનો છે, અને તેમ થવાથી, સાર્વજનિક લાભના કાર્યોના ભારનો પ્રમા- "ણમાં હિસ્સો આપવાની જવાબદારી, તેમની મિલ્કત ઉપર લાગુ થાયછે, "માત્ર અમુક વર્ષની મુદત સુધી અથવા નિરંતર સરકાર બણીની માગણી "ખસુસ કરીને માફ કરવાના અથવા તેને હદવાળી કરવાના કારણથી જે "બાબતમાં તે તે જવાબદારી ઠરી શકતી હોય નહિ તેટલીજ બાતલ રહી "શકેછે." ગ્રાસિયા પાસેથી લેવાની જમામાં (ખંડણી તરીકે) વધારો કરવાનો હક બાગ્યેજ એવા પ્રકારનો હતો કે તેવિશેનું દબાણ અંગ્રેજ સરકાર કરી શકે. જો તે હક હૈયાતીમાં છે એમ ગણિયે તો તે નક્કી મુ- સલમાનો પાસેથી પ્રાપ્ત થયો હતો તો મુસલમાનોના તેમનાજ વર્ણન પ્ર- માણે તેનો આધાર બીજા કશા ઉપર નહિ પણ જોરજુલમ ઉપર છે અને તેની હદ પણ એજ ધોરણ ઉપર બંધાઇ છે. ઉપરના લખાણના છેલા ભાગના ધોરણ ઉપર આધાર રાખ્યો હોત તોપણ અમને એમ લાગેછે કે, કોઠના રાજાની બાબત (એજ દર્શતને વળગી રેહેતાં) પ્રથમ જેવો થઇછે તે કરતાં તેની તરફેણમાં તે વધારે લાભદાયક થઇ હોત અને તે થોડી ઘણી આ પ્રમાણે થઇ હોત,—એનો મુલક બ્રિટિશના અધિકાર નીચે રહ્યો હોત; મહીકાંઠા અથવા કાઠિયાવાડમાં જે ધોરણથી જમા ઠરાવવામાં આવી તે ધોરણ પ્રમાણે નજર રેહેતાં, માજી સરકારોને તેણે જે જમા આપેલી તેના ઉપર યોગ્ય વિચાર કરીને તેની જમા નક્કી કરવામાં આવી હોત; અને (સરકારની તંગી પૂરી પાડવામાં ઘટિત ભાગ આપવો જોઇયે તે કરતાં એ જમા ઓછી પડેલી ધારવામાં આવી હોત તો ) તે ઉપરાંત, તેના પોતાના સંસ્થાનમાં તેની પાસે પોલિસ રખા- વીને અને ન્યાયખાતું સ્થપાવીને, અથવા સરકારી પોલિસના અને સરકારી અદાલતોના ખર્ચનો ભાગ લઇને "સાર્વજનિક લાભના કાર્યોના ખર્ચનો પ્રમાણમાં હિસ્સો આપવાની જવાબદારી" તેની પાસેથી પૂરી કરી લીધી હોત. પણ જેમ મરાઠા કે મુસલમાનના રાજ્યમાં ચાલતું તેમ સરકાર બણીથી વચ્ચે પડ્યા વિના તેની જમીનના ખેડુતો સાથેનો તેનો વહિવટ પોતાનેજ ચલાવવા દીધો હોત. ગ્રાસિયાઓની સાથે વધારે કઠોરપણાથી વર્તણુક ચલાવ-

વામાં આવી તે કદાપિને જે ગડબડાટ વિશે અમે સૂચવ્યું છે તેને લીધે હતું કોર્ટ આર્ફડાઇરેક્ટર પોતાનું લખાણ આગળ ચલાવેછે કે, ,— "તોપણ એ વાત "ઉઘાડી છે કે, ગ્રાસિયા જે છૂટોને માટે દાવો કરેછે તે બધી નહિ તો "થોડીનું પણ મૂળ, સરકારના હક સાચવી રાખવાનું કામ જેઓના સ્વા- "ધીનમાં કરવામાં આવેલું તેઓના પ્રમાદ, નબળાઈ, અથવા લાંચિયાપણાને "લીધે રોપાયલું જણાયછે; તેઓના વાંટાજમીન ઉપરના હક દગા, પ્રપ- "ચ અને જોરજુલમના સાધનવિના બીજી સારી રીતિથી ઓછાજ મે "ળવેલા છે (!); તોડાગ્રાસના નામથી જે હક તેઓ ઉઘરાવી લે છે તેનું "મૂળ પણ ઘણું કરીને એવાજ પ્રકારનું છે; અને કેટલાક પ્રકારમાં તો તે "છળ નજીવા અને તુરંગો બનાવોથી ઉત્પન્ન થયેલી તે પછી પછવાડેથી "નબળાઈને લીધે ચાલવા દેવામાં આવી, અને બીકને માર્યે પાળવામા "આવી" ગ્રાસિયાઓનો જમીનનો બન્ને પ્રકારનો ભોગવટો, પોતપોતાના પ્રકારમાં અને મૂળમાં એક બીજાથી કેવળ ભિન્ન છે, તોપણ, બન્ને ભો- ગવટા ગ્રાસના એકજ નામથી ઓળખાયછે એટલે તેઓમાં શો ફેર છે તેની બરાબર જુદા કરવામાં પ્રથમ આવેલી નહિ તેથી કરીને ગ્રાસિયાના આખા વર્ગવિષે કોર્ટનું ઉપર લખ્યા પ્રમાણે વલણ થયેલું એવી અમે ધારણા કરી હતી, પણ ત્યાર પછી, ત્રણે વર્ષે કોર્ટે ફરીને લખાણ કર્યું તેમાં પણ એજ પ્રકારનું વલણ જોવામાં આવેછે. એમ કહેછે કે "ગ્રાસિયા "ઓને, અને બીજી જાતના જે લોકો જોરાવરીની રીતિ વાપરીને આ- "ગળ વધેલા છે તેઓને જે જાગીર મળેછે તે તેમની પાસેથી લશ્કરી "ચાકરી કરાવવાના ઠરાવથી, પણ જે કરાવવાની હવણાં અગત્ય નથી "તેને માટે આગળના વખતથી સરકારથી આપવામાં આવેલી છે, અથવા "તો એ લડાયક જાતિના લોકો રૈયત ઉપર લૂટફાટ કરવાનો જુલમ ગુજા- "રતા હતા તેમાંથી પોતાનો છૂટકારો મેળવવાને જે ખુંચાવી લેવા દીધેલું "તે છે, એમ જણાયછે. તેઓએ જે જે મેળવી લીધેલું છે તે સર્વ ઉપર "અમારી નજર ઈતરાજી ભરેલી પડયા વિના રેહેતી નથી, અને જો કે. "અમે સેહેલાઇથી ધારી શકિયે છિયે કે વેળાને અનુસરીને કામ કાઢાડી "લેવા વિષેના વિચારો સબુરી પકડવાની બળાત્કાર રીતે ભલામણ કરે તો "પણ જેમ જેમ તેઓના હકનો વિસ્તાર ઓછો થતો જશે તેમ, તેમ સદા "અમે આનંદ પામતા જઇશું"

ન્યાય અને વાજબીપણાનો વિચાર રહેલા હતા, -સ્થાનિક ઠાકોરોની વિરૂદ્ધ નિઃસંશય ઘણું બોલવાને મળી આવે એમ છે ખરૂં. તેઓનો જાપ રહ્યો નથી એમ તકરાર કહાડી શકાય; તેઓની પાસેથી ચાકરી લેવાની વધારે ગરજ રહી નથી; તેઓને તેમના ગોળસ અને કંટાળામાંથી જુદા શોધીને જેમ સલાહ શાન્તિના કામમાં પાછા આણી શકાય એવો સંભવ ઓછો રહ્યો છે, તેમ લશ્કરી કવાયત શીખવવામાં આવે તે પ્રમાણે શીખ્યેથી લડાઇનો પ્રસંગ આવે ત્યારે એકવાર ફરીને કામના થઇ પડે એવો સંભવ પણ ઓછો છે. તોપણ એ વાત સ્મરણું રાખવી જોઇએ કે હવણાંની વેળાએ પણ અનુભવી અધિકારિયોનો એવો અભિપ્રાય જણવામાં આવ્યો છે કે, પોતાના કરતાં ઘણા વિશેષ લશ્કર સામે ક્ષત્રિયોના પુરૂ જે સત્તા ઘણા કાળથી રાખી રહ્યા હતા તે સત્તા ઓછી કરી નાખવાને લીધે ગુજરાતની અંદરખાનેની સલાહશાન્તિને ધોકો પોહોંચ્યો છે; ગ્રાસિયા લોકોની સાથે વધારે ઉદારતા ભરેલી વર્તણૂક ચલાવી હોત તો તેઓની રીતભાત સુધરી હોત નહિ એવું કોઇપણ કારણથી નક્કી ઠરે એમ નથી; અને હાલના સમયમાં પણ, જમીનદારોનો વર્ગ તેઓના વંશપરંપરાના હક્ક કરીને પ્રતિષ્ઠા ધારણ કરી પોતાના દેશના રક્ષણ કરનારા ધોરા થઇ પડે એવા અભિપ્રાયને ટેકો આપનારા છેક નથી એમ નથી; તથાપિ બ્રિટિશની સત્તાનો ગૂજરાતમાં પ્રવેશ થયો તેનીજ સાથે અજેતસિંહ વાઘેલા અથવા મોખડાજી ગોહિલના વંશજોને જેમ ફરિયાદ કરવાનાં સરસ આધારવાળાં અને ખરેખરાં કારણ ઉત્પન્ન થયાં, તે પ્રમાણે, આ દેશના રહેવાશિયોના ગમે તે ભાગને એવાંજ કારણ ઉત્પન્ન થાય તેને માટે પોતાના દેશ ઉપર પ્રેમ રાખનાર હરકોઇ જનને વધારે નહિ તો ખેદ કરવા દેવા જેવું પણ થયું છે.

સ્થાનિક ઠાકોરોના લાભમાં જે અભિપ્રાય ઉપર દર્શાવવામાં આવ્યા છે તેની સાથે મિ૦ એલ્ફિન્સ્ટને જે અભિપ્રાય બનાવેલા જણાયછે તે વિરૂદ્ધ પડતા નથી. ગ્રાસિયાઓને સરકારી ભાગના સેંકડે વીશ ટકા મળતા હતા તેને બદલે ત્રીશ ટકા મળે એવી રીતે તેઓનું ભરણું નક્કી કરવા માટે એના એજ ધોરણ ઉપર પાંચસાલી ફેરફાર કરવાનું રાખીને ઘોળકામાંથી તલાટિયો કહાડી નાખવાનો તેણે અભિપ્રાય આપ્યો; ગ્રાસિયાઓને તેઓના ન્યાયની કોર્ટો સાથેના સંબંધમાં ચોકસ અંગ્રેજી

આપવાવિષેની તેણે ભલામણ કરી; અને તાકીદ કરી કે, "જૂના દેવા-
"ને માટે તેઓના ઉપર કરેલા સર્વ દાવા દસ્તાવેજની રૂઇએ કર્યા હોય
"તોપણ જે સમયે તે દેવું કરવામાં આવ્યું હોય તે સમયે પક્ષકારો જે
"સ્થિતિમાં આવી પડ્યા હોય તે સ્થિતિમાંથી ઉત્પન્નથની બધી બાબતો,
"કે જેથી કરીને દેવાના પ્રકારને અસર થઇ શકે, તે સર્વે ધ્યાનમાં લઇને
"તેની તપાસ ચલાવવી જોઇયે; અને વળી ગ્રાસિયાને પકડવાને અને કે-
"દ કરવાને અર્થે, ગ્રાસિયાના ગૂજરાતને માટે યોગ્ય ભાગ રેહેવા દઇને
"ધીરે ધીરે દેવું વાળી દેવાને બની આવે એટલી તેની જાગીરનો
"ભાગ જપ્ત કરવાને જડજોએ કલેક્ટરના ઉપર લખાણ કરવું." મિ૦
"એલ્ફિન્સ્ટને વળી સૂચવ્યું કે, "જ્યાં જ્યાં સોઇ આવની જાય ત્યાં ત્યાં
"ગ્રાસિયાને પોલિસના ઉપરી તરીકે ઠરાવવો, અને તેની મુખી પટેલની
"જગાએ ચાલતી રીતે નેમણૂક કરવી નહિ, કેમકે રજપૂત ઠાકોર એ
"અધિકાર કબૂલ કરવામાં હલકુ ગણશે."

મેવાસિયો (જે શબ્દ તે એકલા કોળી ઠાકોરોને લગાડવો જણાય
છે) સબંધી મિ૦ એલ્ફિન્સ્ટન ભલામણો કરેછે તે વળી વધારે આગળ
પડતી છે, અને વાઘેલાની બાબતમાં બોલતાં અમે જે વર્ણન આપ્યું છે
તેને પરિપૂર્ણ મળતી આવેછે. એ ગવર્નર કહેછે કે, "એમ જણાય છે
"કે, તેઓ (મેવાસિયો) હાલની પરતંત્રપણાની જેટલી પાયરિયે છે તેના
"કરતાં કાંઇ પણ વધારે પરતન્ત્ર હતા એવી ઇતિહાસમાં કંઇ નિશાની મ-
"ળી આવતી નથી; અને એ ઉપરથી સિદ્ધ થાયછે કે, તેઓને વધારે
"હલકા કરવાનો હક આપણે આપણા પૂર્વાધિકારિયો પાસેથી મેળવી લી-
"ધો નથી, અને આપણા પોતાના નિર્બળપણાને લીધે એટલો આપણા પ-
"ડોશિયોના ઉપર દાબ ચલાવવાને સ્થિતિનો નિયમ આપણને છૂટ આપેછે
"તે નિયમ ઉપર તેમ કરવાનો આપણા હકનો આધાર રેહેવો જોઇયે;
"અને એટલા માટે તેમના સબંધીના કામમાં હાથ ઘાલવાની આપણી
"હદ આટલીજ હેવી જોઇયે.

"દેશમાં લશ્કરની તંગીવિષેનો વિચાર કરતાં, આપણે ગૂજરાતમાં
"પ્રથમ આવ્યા ત્યારથી મેવાસિયોએ આપણને તસ્દી આપી નથી એ
"આ અર્થની વાત છે, અને આવી સલાહશાન્તિનું જોખમ મેહેસુલમાં થો-

"ડાક વધારો થાય એટલા માટે, અથવા પોલિસમાં તુરંગ ભરેલો સુધા-
"રો કરવાની ખાતર કરવું એ ન્યાય અને રાજનીતિ એ બન્નેથી વિરૂદ્ધ
"છે, સુધારો ખરેખરો થશે એ વાત મને શક કરતાં પણ વિશેષ લાગેછે;
"કેમકે, જ્યાં કોળિયોએ ઉદ્યોગની અને નિયમમાં રેહેવાની ટેવ પાડી હોય
"નહિ ત્યાં તેઓની ચાલચલગતના જવાબદાર તેઓની જાતિવાળાઓને ઠરા-
"વવાથીજ માત્ર તેઓને દાબમાં રાખી શકાય એમ છે; અને, જો આ-
"પણે દરેક માણસને આપણી પોલિસના લાગલાજ અખતિયાર નીચે આ-
"ણવાને શાન્તપણે પાર પડિયે તો ચોરિયો ઘણી વધી પડે એમાં મને શક
"રેહેતો નથી. તેથી હું એવો અભિપ્રાય આપુંછું કે મેવાસી ગામડાંમાં, જ
"માને માટે અને લોકમાં સલાહશાન્તિ જાળવવાને માટે ઠાકોરને માથે જ-
"વાબદારી નાંખવી. જો અગત્ય પડે તો તેની પાસેથી જામીનગીરી લેવી,
"અને ચોરિયે ગયેલો માલ તેની પાસેથી ભરી લેવો, તથા અપરાધિયો
"આપણને સ્વાધીન કરે એમ ઠરાવવું પણ મુખીપટેલને જે કાયદા લાગુ
"પડતા હોય તે માંહેલા કોઈની પણ સત્તાનીચે તેને ગણવો નહિ,
"અને તેના ગામમાં જે અપરાધ થાય તેમાંથી કિયા અપરાધની પૂછપરછ
"ચલાવવી તે વિષેનો અધિકાર મ્યાજિસ્ટ્રેટના હાથમાં રાખવો અલબત
"જેટલા ભારે અપરાધ હોય તે બધાની ચોકશી કરવી અને ઠાકોર પા-
"સેથી અપરાધી મેળવી લેવો તેની માગણીનો અમલ નિત્યનો દંડ ઠરા-
"વીને અને મોસલ કરીને કરવો. હઠીલાપણાથી કસુર કરે તો ઠાકોરને પ-
"કડીને, અને સામો થાય તો સાર્વજનિક શત્રુ લેખીને તેના ઉપર હલ્લો
"કરીને તેને શિક્ષાએ પોહોંચાડવો. ઠાકોરના પિંડને લગતી કોઇ ભારે ફ-
"રિયાદ હોય તો તેને પકડતા પેહેલાં કલેક્ટરે ટુંકામાં તપાસ કરવી, અને
"જ્યારે તેને પકડવાની અગત્ય પડે ત્યારે ચાલતી રીતિ પ્રમાણે ક્રિમિનલ
"જડ્જના સ્વાધીનમાં કરી દેવો લૂટફાટની બાબતમાં નહિ ગણકારવાના
"સદાય અપરાધ જે ઠાકોરો કરતા હોય તેઓને પદભ્રષ્ટ કરીને કેદ કરી
"દેવા, અને તેને ઠેકાણે કુટુંબના કોઇ બીજા શખ્સને નીમવો; અથવા તે-
"ઓનાં ગામોમાં થાણાં બેસારવાં અને મેવાસી છૂટો જે પળતી હોય તે
"છીનાવી લેવી.

• "તલાટિયો નીમવા નહિ, અને જમાની રકમમાં ચાલતા લગી ફેર-

“ધાર કરવો નહિ. સરકારનો હક જાળવી રાખવા માટે ઘટે તેવી બાબને
“ઉપર થોડો ઘણો વધારો કરવો; પણ સામાન્યપણે, ખેતીવાડીના ઉપર
“લોકોનું લક્ષ રેહે એટલા માટે તેઓને ઉત્તેજન મળવા સારૂ લાભનો
“મ્હોટામાં મ્હોટો ભાગ ગામડાંઓને માટે રેહેવા દેવો. ઘણા ખરા મુક-
“દમામાં દિવાની રીતે ન્યાયનો રસ્તો નીકળવા દેવો જોઇયે, પણ
“કેટલાંક ગામોમાં પ્રથમ માજીસ્ટ્રેટને ફરિયાદ કરવામાં આવશે તો ઠીક પ-
“ડશે, પછી તે અદાલતમાં દાખલ કરાવવી કે પંચાયત ઠરાવીને ફેંસલ
“કરી તેનો સુધારો કરવો તે વિષે તે નક્કી કરશે”

આ વિષયની ખરી અગત્ય જોતાં એને માટે જેટલી જગ્યા રોકી છે તે ઘણીજ ઓછી છે તોપણ અમે એને માટે જેટલી જગ્યા આપી-શકિયે તે કરતાં વધારે લખાણ થયું છે, માટે હવે એને આટોપિયે છિયે અમે અમારા વાંચનારાઓને સ્મરણ દેવરાવિયે છિયે કે મિ૦ એલ્ફિન્સ્ટ-નની સલાહની વ્યાવહારિક યોગ્યતા, હવણાંના સમયમાં કોઇ પણ કારણે કરીને જતી રહી નથી, કેમકે વેહેલી કે મોડી એક પળ એવી આવવીજ જોઇયે કે જે વેળાએ, જેઓની સત્તા બહુ ઓછી થયાવિનાની રહેની અને જેઓની ટેવો થોડીજ બદલાયલી એવા ગ્રાસિયા અને મેવાસિયો ગુજરાત પ્રાન્તના જે ભાગોમાં હજીલગણ હૈયાત છે તે ભાગો અગત્ય કરીને અં-ગ્રેજ સરકારના લાગલાજ રાજ્ય નીચે દાખલ થઈ જશે

ગુજરાતમાં બ્રિટિશ સરકારની સ્થાપના થવાથી ત્યાંના એક ભાગના લોકો મુસીબત નીચે આવી પડ્યા તોપણ ઘણા ભાગને તેથી લાભ થયો છે એ જોઇને સંતોષ થાય છે મિ૦ એલ્ફિન્સ્ટન કેહેછે કે, “આ
“જિલ્લાઓમાં મારો મુકામ થવાથી લોકોની ખરી સ્થિતિવિષેનો ગમે તે
“વિચાર બાંધવાને મને બની આવે એમ ધારવું નહિ ઉતાવળથી નજર
“કરતાં જે ખરી વાત જણાઇ આવેછે તે એ છે કે ગ્રાસિયા નબળા
“પડી ગયા છે અને દબાઇ ગયા છે, દેસાઇ અને પટેલ સહિત સર્વે વત-
“નદારો પાસેથી અધિકાર અને સત્તા છીનાવી લેવામાં આવી છે તેને બ-
“દલે તેઓના અંગનું અને તેઓની મિલકતનું નિર્ભયપણું તેઓને આપવા
“માં આવ્યું છે, આપણી મેહસુલની રીતિમાં ફેરફાર કરવામાં આવ્યો તેથી
“નાણાવટિયોને તેમના લાભનું એક મ્હોટું કામ મળતું બંધ થઇ ગયું છે,

"અને આટલાં બધાં દેશીસંસ્થાન પડી ભાગ્યાં, તથા માલમિલકત સરખી
"રીતે વેહેંચાઇ ગઇ તેથી વ્યાપારની ભાગતી થવાથી પણ એક બીજું
"નુકસાન થયું છે; ભાટ લોકો એકવાર ગૂજરાનમાં વજનદાર થઇ પડયા
"હતા તે હવણાં કશા લેખામાં રહ્યા નથી; અને રૈયત જે આગળ દુઃખ
"સહન કરતી હતી તેને બદલે ઘણું ધન, સુખ, અને નિર્ભયપણું પામી.
"તેઓ વ્યાપારના કામમાં લાગેલા હતા તે, અને કદાપિને ગ્રાસિયાઓ,
"એ બેજ વર્ગના લોકો ખેદ જણાવેછે. હવે વંશપરંપરાના ઠાકોરો નથી,
"સ્થાપિત લશ્કરી નાયકો નથી, અને વિદ્યા અથવા ધર્મને દેખીતું પણ
"સ્વાર્પણ કરવાથી પ્રતિષ્ઠાને પાત્ર થાય એવા માણસો પણ નથી. જેઓ-
"એ સહન કર્યું છે તેઓની મિલ્કત લોકોના ઉપર દબાણ કરવાથી બં-
"ધાઇ હતી, અને રૈયતના અતિ પ્રતિષ્ઠિત અને અતિ ઉપેગી ઘણા મ્હો-
"ટા ભાગની ચડતી થવાથી તેઓનો પડવાનો બદલો વળી ગયો છે. રૈય-
"તના એ ભાગના લોકોને આપણું રાજ્ય સુખદાયક થઈ પડયું છે એમાં
"કંઇ શક નથી. આપણા રાજ્યે પિંડારાઓના હલા થતા બંધ કરી નાં-
"ખ્યા છે, અંદરખાનેની અવ્યવસ્થા થતી અટકાવી છે, સમ અને અપક્ષ-
"પાત ન્યાય આપવા માંડયો છે, અને જુલમ તથા બલાત્કારથી પૈસા ખેં-
"ચી લેવાના પ્રત્યેક પ્રકાર ઘણા ખરા નિકંદન કરી નાંખ્યા છે. સાબ્રમ-
"તીની આ કોરનો દેશ જે આપણા કબજામાં ઘણી વારથી છે તેનો દે-
"ખાવ આવી સ્થિતિમાં હોય એવી આશા રાખી શકાય એવો છે. ઉંચ
"વર્ગના લોકોની અગાડીની સમૃદ્ધિ તેઓના ઉત્તમ પ્રકારના ઘરોએ કરીને
"જણાઇ આવેછે; અને રૈયતની ચડતી તેઓના રેડાણના સુખે કરીને,
"તેઓના પોશાકની સફાઇયે કરીને, અને તેઓની ધરતીની ઉંચી ખેતિયે
"કરીને જણાઈ આવેછે. ખેતરોના સુધારાની અને ફળદ્રુપતાની બાબત-
"માં બગાલાના ઘણા પ્રાન્તોના ઉપર શ્રેષ્ઠપણું મેળવી શકાય એમ નથી;
"પણ પુષ્કળ ઝાડો અને વાડોની બાબતમાં સુંદર અને ખરેખરાં સારી
"આધણીનાં ગામોની બાબતમાં, અને લોકોના યોગ્ય તથા ખીલતા દેખા-
"વોની બાબતમાં ગૂજરાતના પૂર્વ ભણીના જિલા સાથે મુકાબલો કરવાની
"હારમાં ટકી શકે એવું હિંદુસ્થાનમાં કાંઇ પણ મે જોયું નથી."

રૈયત અથવા ખેડુતની સ્થિતિમાં જે સુધારો થયો હતો તે સમજવાને
માટે દેશીરાજ્યના વારામાં તે કેવો હતો તે આપણે જાણવું જોઇયે. દ-

નેલ વાકરે જે વર્ણન આપ્યું છે તે પૂર્વકથન તરીકે અમે અત્રે દાખલ
કરિયે છિયે તે એવું બતાવવાને કે એણે જેવું વર્ણન આપ્યું છે તે પ્રમાણે
બ્રિટિશના લાગલાજ અધિકાર નીચે ગૂજરાતના જે ભાગ નથી, ત્યાં હ-
વણાંના સમયમાં એજ પ્રમાણે વહિવટ ચાલેછે. તે કેહેછે કે, (બા-
"હારખળી જમીનના) જમીદારો, રૈયતની ઉપર જમાબંધી ઠરાવવાનો અ-
"ને તેઓને જેમ ઠીક પડે તેમ જમીન પટે આપવાનો હક ધરાવેછે. તે
"યૂરોપનો જમીદાર જેવો હક ધરાવેછે તેવાજ હક આ બાબતમાં તે-
"ઓ ધરાવતા જણાયછે, પણ તેઓનો જમાબંધીનો દર સામાન્યપણે
"સરકારના દરની નીચે હોયછે. આ બાબતમાં સરકાર વચ્ચે પડતી હોય
"એમ જણાતું નથી, પણ એ વાત સારી પેઠે જાણીતી છે કે એક પ-
"ક્ષવાળાના ભણીથી જુલમ થાય ત્યારે અથવા બીજી પક્ષવાળાની ચૂક
"થાય ત્યારે બન્ને જણાઓને ફરિયાદ કરવાનો હક છે, અને રૈયતને જો
"તેના જમીદારનો ઠરાવ રૂચતો આવે નહિ તો બીજા પરગણામાં જાય.
"આ ઉપાય સાધારણ છે, અને ગામના સર્વે રેહેવાશિયો, અથવા તેમ-
"નામાંથી જેઓને ગોઠતું આવ્યું હોય નહિ તેટલો જથો, ખાનગી જ-
"મીન કે પછી સરકારી જમીન ખેડતા હોય તે, બીજા પરગણામાં જઈ
"વસે અને ત્યાંની નવી જમીન કબૂલ કરે, અથવા તેઓએ માગેલા ઠરા-
"વ પ્રમાણે જમીદાર કબૂલ કરીને તેમને પાછા બોલાવે ત્યાં સુધી તે ઠે-
"કાણે રેહે આ પ્રમાણે લોકો બીજે ઠેકાણે જઈ વસે નહિ એટલા માટે
જૂદા જૂદા ઠેકાણાના કુમાવીસદારો એક સંપ કરીને, પોતાના જમીદાર
"સાથે કજિયો કરીને જાય તેઓને પોત પોતાની હદમાં રાખે નહિ;
"પણ વારેવારે એમ બનેછે કે ખેડુતોની સાથે તેમના જમીદારોએ માઠી
"ચાલ ચલાવી હોય તેનો લાભ લઈને તેઓને પોતાને ત્યાં રાખી લેછે
"આ ઠેકાણે લખવું જોઈયે કે સરકારી જમીનના ખેડુત અથવા રૈયતને
"પણ જૂના ભોગવટાનો હક છે, અને જે જમીન તેના ઘરડાએ અથવા
"તેણે ઘણીવાર સુધી ખેડી હોય તે તેની પાસેથી ખુચાવી લેવાનું કામ
"જુલમ ભરેલું ગણાય, અને તેવો કાયદો અથવા શિરસ્તો જે એક છે
"તેની રૂઈયે પણ તેમ કરવાને સત્તા મળતી નથી; એટલા માટે એ રીતે
"કાહાડી મૂકવાનું ભાગ્યેજ બનેછે"

ખેડુતને મુખ્યત્વે કરીને એવો ભરોસો હોયછે કે મારી નાતના લોકો
નક્કી મારી પક્ષ ખેંચશે એટલે જમીદારથી મને કાહાડી મૂકી શકાશે ન-

હિ, કેમકે જે આસ મહાવવાથી તેઓને પણ જગ્યા છોડીને જવાનું કારણ ઉત્પન્ન થાય એવું કરવાને તે હિંમત ચલાવી શકે નહિ. પૂર્વમણી ચાલતી કેહેવત આગળ અમે લખીકે તે ઉપરથી જણાઇ આવેછે કેઃ—"લોકનો જથો બંધાય તેમાં રાજાની પ્રતિષ્ઠા છે. અને લોકની તુટ થાય તેમાં રાજાની હાણ છે" બ્રિટિશના રાજ્યની છાયા નીચે પરદેશી હુમલાથી અને અંદર ખાનેના કજિયાથીજ રૈયતનું રક્ષણ થાયછે એટલુંજ નહિ, પણ જે જમીન તેના તાબામાં છે તેના ધણીપણાનો ખરેખરો હક (જે આગળ કદિ પણ તેમને હતો નહિ) તેને પ્રાપ્ત થયો છે, અને જે તેના કેહેવાતા જમીદારની કબૂલાત વિના હરણાં તે વેચી શકેછે, અને જ્યાં સુધી તે સલામી ભરયાં જાય ત્યાં સુધી સરકાર પણ તેને ખશેડી શકતી નથી.

બ્રિટિશ રાજકર્તાઓનું એક બીજું ખાતું તેની ક્રિયામાં ખેતી કરનારી વસતીને જો કે એટલું બધું લાભદાયક નહતું, તો પણ વ્યાપારી વસતી, જે વ્યાજવોરાવટ પણ કરનારી હતી તેઓને જે અલાભ થતા હતા તે કાંઇ પ્રમાણમાં ઓછા દૂર કરી શક્યું નથી ન્યાયપ્રકરણનો ધારો, જે યૂરોપિયન નિયમને અનુસરીને રચાયલોછે તે કાયા સમયે દાખલ થયો તેથી માઠી અસરો થઈ તે વિષે મિ૦ એલ્ફિન્સ્ટને ઉંડો ખેદ જણાવેલો આપણા જોવામાં આવ્યો છે. ત્યાર પછી ચાર વર્ષે (ખ્રિ૦ સ૦ ૧૮૨૫ માં) બિશપ હેબર (તેના મર્ત્તબા વિષેનોજ વિચાર કરતાં) હજી વધારે અપક્ષપાત બોલનારો ગવાહ, તેણે તે અસરો ભભકદાર રીતે આ પ્રમાણે વર્ણવેલી છે,—તે કેહેછે કે, "હિંદુસ્થાનમાં જેમ બીજે ઠેકાણે છે તેમ અહિંની જગામાં (ગૂજ- "રાતમાં) અદાલતોનો ધારો, તેઓનું શ્રમ સાધિત અને ગુંચવણ વા- "ળેલું કારખાનું, તેઓની અસહ્ય અને ખર્ચાલ ઢીલ, અને રૈયતદાર લે- "ણદારના કાયદાની સખ્તાઇ. એ સર્વેને લીને બહુ પીડાકારક છે મિ૦ "એલ્ફિન્સ્ટને અદાલતમાં આગની ફારસી ભાષા કાહાડી નાખીને ગૂજ- "રાતી ભાષામાં કામ ચલાવવાનો ઘણો અગત્યનો સુધારો દાખલ ક- "ર્યો, તોપણ, હજી ઘણાં સંકટ બાકી રહી ગયાં છે, અને આ જગ્યા "એક ભગ દરિદ્રતાથી અને બીજી ભગ વ્યાજવોરાવટથી એવી ખવાઇ ગઇછે "કે જેથી કરીને અતિશય દુઃખકારક પરિણામો નિરંતર થયાં કરેછે, અને "દુશ્મનાઈથી, દાવા કાહાડી નાંખવાથી, અને કોર્ટનાં બીજાં ખૂચોથી ભારે

રેલી શાન્તતા એ સહાયભૂત સાધનો છે તેનો લાભ શી રીતે લેવો તે શિવ અને આદિનાથના ધર્મવાળા સારી પેઠે સમજેછે.

શિવના દેરામાં પૂજા કરનારા ઘણું કરીને ગોસાઇ હોયછે; વિષ્ણુના મંદિરમાં બ્રાહ્મણ કે વૈરાગી હોયછે, દેવીના દેરામાં ભૈડા અથવા અતીત હોયછે—અને કોઇ કોઇ વાર તો બહુચરાજી સરખી જગ્યાએ મુસળમાન[1] હોયછે. જૈનધર્મના દેરાસરમાં પૂજા કરનાર ગમે તે નાતનો હોયછે. આશ્ચર્યકારક બાધ માત્ર એટલોજ છે કે તે શ્રાવક અથવા જૈન ધર્મનો હોવો ન જોઇયે. નીચી જાતિના બ્રાહ્મણ જે ભોજક કહેવાયછે. અને જેઓને વિષે આગળ લખવામાં આવેલું છે તેઓને ત્યાં રાખવામાં આવેછે. મઠધારી ગોસાઇયોની સંખ્યા ઘણી છે તેઓને ત્યાં શિવમાર્ગી હોયછે, તેઓ ભગવાં વસ્ત્ર ધારણ કરેછે અને આડું તિલક કરેછે વૈરાગી વૈષ્ણવમાર્ગી હોય છે તેઓ ધોળાં વસ્ત્ર પેહેરેછે અને ઉભું તિલક કરેછે. દેવીના દાસ હોયછે તે વધારામાં, કકુનો ચાલ્લો કરેછે, જૈનના સાધુ સામાન્ય રીતે જતિના નામથી ઓળખાયછે પણ સર્વે ધર્મના ત્યાગિયોનું સામાન્ય નામ સન્યાસી કહેવાયછે. હાલ્લુંના ઘણા ખરા સંન્યાસિયો થયેલા જોવામાં આવેછે, તેઓ પોતાની માલમતા ખોઈ બેસવાથી, છૈયાં છોકરાં મરી જવાથી, અથવા કોઇ બીજા દુખ જે તેમનાથી સહન થઈ શકેલાં નહિ તેના મારયા થયેલા હોયછે સંન્યાસ ગ્રહણ કરવાને કોઇ ગુરૂ કરી રાખેછે, ત્યાર પછી સારૂ મુહૂર્ત જોઇને જો તે દ્વિજ હોયછે તો જનોઇ તોડી નાંખેછે અને મુંડન કરાવી મ-

---

૧ કમાવિયા એ શબ્દ આરબી કમાલ ઉપરથી થયો છે ઉંટને પદે પોહોંચનો' એવો તેનો અર્થ થાય છે તેઓ ત્યાં પૂજારી નથી, પૂજા તો પ્રાકાશ કરે છે કમાલિયા મૂળ ત્યાંના રેહેવાશી હોતાં, ત્યાં જઇને બહુચરાજી વરયા છે એ વાત વલ્લભકવિના કવનથી પણ સિદ્ધ છે 'કમાલિયા કુળ તને વરયા મહાકાળીરે"

૨ 'મુએલાને માટે તમે તમારા શરીરમાં કાંઈ કાપા કરશો નહિ તેમજ તમારા ઉપર તમે કાંઈ નિશાની ચીતરશો નહિ હું જ ધણી છું" લેવિટિકસ અધ્યાય ૧૯ પદ ૨૮. બિગપપારિક આ નોંધ કરેછે કે કોઈ માણસ કોઈ ક[illegible]પન દેવનો ભક્ત હોય તેની કશાની રાખેથી ખૂણ અથવા ઓળખ તરીકે મા[illegible]નરેલું ચિન્હ અથવા નિશાની છે એમ સમજવામાં હતુ

ન્યાસીનાં વસ્ત્ર ધારણ કરેછે તથા દીક્ષા લઈ સંન્યાસી થાયછે અને ભિક્ષા વૃત્તિ ઉપર પોતાનો નિર્વાહ કરેછે. કેટલાએકને તો બહુ ન્હાનપણમાં સંન્યાસ ગ્રહણ કરાવવામાં આવેછે; જેઓને પુત્ર થતા નથી તેઓને એ દીકરા આપવામાં આવે તો એક દીકરો અર્પણ કરવાની બાધા રાખેછે; અને જેનમાં જ્યારે ચેલા ઓછા હોયછે ત્યારે અને ઘણું કરીને તેમજ હોયછે એટલે દીક્ષા આપવાને સાધુઓ છોકરા વેચાતા લેછે *

અમે માનસિક પૂજાનું આગળ વર્ણન આપ્યું છે તે ઉપરથી વાંચનારના લક્ષમાં આવ્યું હશે કે, ચાકર જેમ પોતાના ધણીની સેવા કરે તે પ્રમાણે મૂર્તિની આગળ દાસ થઇ તેની સેવા કરવી એ હિંદુઓની સાધારણ

---

* શંભુપુરી કરીને આવી જાતનો એક ગોસાઈ અમને થોડાં વર્ષ ઉપર મળ્યો હતો તેણે અમને નીચે પ્રમાણે પોતાના પૂર્વાશ્રિમની હકિકત કહી હતી—

"હું વિકાનેરમો જન્મ્યો હતો, અને તે દરામાના સુરના ઠાકોર પૃથીસિંહ "શિવસિંહનો દીકરો છુ મારૂ રજપૂત તરીકેનું નામ ખેતસિંહ હતુ. અને મારી "જાત રાઠોડની હતી જ્યારે હું ચાર કે પાચ વર્ષનો હતો ત્યારે વિકાનેરના "રાજા સૂરતસિહે સુરની જાગીર લઇ લીધી એટલે તે પાછી મેળવવા સારૂ મારા બાપ બારવટે નીકળ્યા હુ તેર વર્ષનો થયો ત્યાં સુધી મારા બાપની "સાથે બારવટે રહ્યો. પછી વિકાનેરથી બાર કોસ ઉપર માતા શ્રી કરણીજીનું "દેરૂં છે ત્યાં મને મૂક્યો જ્યારે રાજાએ આ વાત સાભળી ત્યારે મને દરબા-"રમા તેડાવી લીનો અને શિરપાવ કરીને તેની સાથે રેહેવાનું મને કહ્યુ, પણ, "દગો કરવા વિષેનો તેનો ઈરાદો જાણવામા આવ્યો એટલે મારવાડમા ગૌ-"કરણની પાસે હોટી કરીને છે ત્યા હુ નાશી ગયો ત્યા મહાદેવનું દેરૂં છે "અને એક મઠ છે તેનો મહંત ચહનપુરી કરીને ઉપરી હતો હુ મઠમા દશ "દિવસ રહ્યો ત્યાની રીતભાત જોઇને મારા મનમા આવ્યુ કે, બારવટે રેહેવા "કરતાં અહિ રેહેવું સારૂ છે મારા વાળના ગુચ્છા પછી કાહાડી નાંખવમા આ"વ્યા અને મને ચેલો કરીને ગુરૂ ઉપદેશ કરવામા આવ્યો. હું મઠમા દશ વર્ષ "સુધી રહ્યો, ત્યાર પછી હિંગળાજયાત્રા કરવાને ગયો, અને ત્યાર પછી હિંદુની "શાસ્ત્રના એક સ્થાનેથી બીજે સ્થાને ફરતો ફરયો છુ, અને કાશી, જગન્નાથ-"પુરી હરદ્વાર, દારકા, અને બીજી જગ્યાએ યાત્રા કરી છે હુ હવણા આશરે "ચાળીસ વર્ષનો થયો છુ આશરે દશ વર્ષ ઉપર હું મારા કુટુંબના લોકોને મળવા ગયો હતો, મારો મ્હોટો ભાઈ બીરજજી જીવતા હતો, તેમજ મારો કાકો માનસિંહ, અને તેનો દીકરો રઘુનાથ પણ જીવતા હતા પણ મારા બાપ "તો મરી ગયા હતા. તેઓએ મને રેહેવાનો આમહ કર્યો પણ હુ નીકળી ચાલ્યો

પૂજા કરવાની રીતિ છે. જે વિષ્ણુના મંદિરમાં સંભાળથી સેવા કરવામાં આવેછે તેમાં નિત્ય પાંચ પ્રકારની પૂજા થાયછે. તે ઉપરથી પ્રાચીન ગૃહસ્થાશ્રમની રીતિ પણ થોડી ઘણી તે પ્રમાણે હશે એવો વિચાર જણાઈ આવેછે. સવારમાં માણસ ઉઘીને ઉઠેછે છે તે સમયે દેવને જગાડવાને દેવાલય ઘંટ વાગેછે, ટકોરખાનામાંના નાદ થાયછે, શંખ ફૂકાયછે, પુજારી ન્હાઇ ધોઇને ઠાકોરજીની પૂજા કરી આરતી કરેછે.[1] આઠ નવ વાગતાં ઋતુને અનુસરીને ઠાકોરજીને વસ્ત્ર ધારણ કરાવેછે શિયાળામાં રૂ ભરેલા ડગલો પેહેરાવેછે, અને મુખ આગળ સગડી સળગાવીને મૂકેછે, ઉન્હાળાની ઋતુમાં શરીરે ઠંડક થવાસારૂ ચંદનનો લેપ કરેછે અને બારીક લુગડાના વાગા ધરાવેછે, તથા ઘરેણા પેહેરાવેછે અને ફૂલ ચડાવેછે, ફુવારા ચલાવેછે અને પૂજારી વા ઢોળેછે ચોમાસામાં દેવને લાલરંગના વાગા ધરાવેછે અને શાલ ઓરાડેછે આ વેળાએ ષોડશોપચારી (સોળ [2]પ્રકારની) પૂજા સાથે થાળ ધરાવવામાં આવેછે, તે પ્રકાર અમે હવણાં લખિયેછિયે થાળમાં દ્રવ્યવાન્ પુરૂષો ભોજન કરે છે તે પ્રમાણે દૂધભાત ઇત્યાદિ પદાર્થ હોયછે ત્રીજી વારની પૂજા બપોરી વેળાએ કરવામાં આવેછે, આ વેળાએ પણ દેવને ચંદન લગાવવામાં આવેછે અને નવાં ફૂલ ચડાવેછે. દીવા પ્રકટાવવામા આવેછે, અગરબત્તી સળગાવવામાં આવેછે અને ઋતુ પ્રમાણે ભોજનનો થાળ ધરાવવામાં આવેછે. પછી દેવને પોહોડાડેછે તેથી બારણાંદ્વાર સર્વે બંધ કરવામાં આવેછે. દેવ બપોરે ત્રણ વાગ્યે પોહોડવુ કરીને ઉઠ્યા એવું જણાવવાને માટે ચોઘડિયાં વાગેછે. પછી મેવો આરોગાવે છે અને સેતરંગ, સોગઠાં, ઈત્યાદિ રમવાની સામગ્રી રજુ થાયછે. ખરેખરી પૂજા તો સાંજની વેળાએ ચોથી થાયછે તે છે અને તે ષોડશોપચારી વિધિ સહિત થાયછે. દેવને મંદિરમાં પધરાવેછે બેસવાને આસન મૂકેછે પગ ધોવા પાણી રજુ કરેછે આપેલા પાણીનો છટકાવ થાયછે, મુખપ્રોક્ષણ કરવા સારૂ પ્યાલો ભરીને આગળ મૂકેછે. પછી દેવને નર-

---

1 પ્રથમ મંગલા, પછી બાળભોગ, પછી શૃંગાર, રાજભોગ, ઉત્થાપન, કેટલા સંધ્યાકાળે થાયછે ત્યાર પછી શૃંગાર અને છેવટે શયન ૨ ૭

2 સોળ પ્રકારની—૧ આવાહન, ૨ આર્ચન, ૩ પાદ્ય, ૪ અર્ઘ્ય, ૫ આચમનીયક, ૬ સ્નાન, ૭ યજ્ઞોપવિત, ૮ ગંધ, ૯ અક્ષત, ૧૦ ધૂપ, ૧૧ દીપ, ૧૨ નૈવેદ, ૧૩ તાંબુલ, ૧૪ ફળ, ૧૫ પ્રદક્ષિણા, અને ૧૬ નમસ્કાર.

રાવેછે તે છઠ્ઠા પ્રકારની પૂજા કહેવાયછે, ત્યાર પછી વાઘા અને પવિત્રાં ધરાવે છે, અત્તર ચોળેછે, અને સુગંધીવાળાં પુષ્પ ચડાવેછે અને અગરબતી સળગાવેછે, મુખ આગળ દીવા પ્રકટવામાં આવેછે એ બારમી પૂજા છે. પછી ભાત ભાતનાં ભોજન કરાવેછે અને પાનસોપારી આરોગાવેછે તથા સવારની પેઠે આરતી કરેછે. પછી પ્રદક્ષિણા ફરવામાં આવેછે તે પંદરમી પૂજા કહેવાયછે ને છેલ્લીવારે સ્તુતિ કરવામાં આવેછે.

કેટલાક લોકો એકવાર પ્રદક્ષિણા ફરેછે, કેટલાક સાત વાર ફરેછે અને કેટલાક એકસોને આઠવાર ફરેછે. પ્રત્યેક વેળાએ ફરનાર નીચેનો શ્લોક ભણેછે,—

पापोहं पापकर्माहं पापात्मा पापसंभवः

त्राहि मां पुंडरीकाक्ष! सर्वपापहरो हरिः

यानिकानि च पापानि मेरुमंदरसमानि च

तानि सर्वाणि नश्यंतु प्रदक्षिणा पदेपदे॥

હું પાપછું, હું પાપકર્મ વાળોછું, હું પાપઆત્માછું, અને પાપમાંથી મારો સદ્ભવ થયો છે, માટે હે સર્વ પાપના હરનારા હરિ ભગવાન્! મને તાર. મારાં ગમે તેવાં પાપ મેરૂમંદરના જેવડાં હોય તોપણ તે સર્વે પ્રદક્ષિણાને પગલે પગલે નાશ પામો.*

* એની સાથે નીચેનું મેળવો—"મિસલેટોનાં પાંદડાં અથવા ડાખલિયો "વિના એ કે પણ બળિદાન અપાતું નહિ; અને તે આપવાને માટે વર્તુલાકારના "ધર્મ સ્થાનમાં (સર્કલમાં) પેસતા પહેલાં તેઓએ તેની આસપાસ સૂર્યના માર્ગ "પ્રમાણે પ્રદક્ષિણા કરી, અને બળિદાન આપ્યા પછી પણ તેજ પ્રમાણે "તેઓએ કર્યું.

"સર્કલની આસપાસની પ્રદક્ષિણા "ડિયાસ સોઈલ" કહેવાયછે. ડિયાસ=દ "ક્ષિણ અને સોઈલ=સૂર્ય લગ્ન વસરે, સ્ત્રીને પ્રસવ થયા પછી બાળકને ધર્મ "સંસ્કારોપચાર કરવામાં આવે ત્યારે, અને ભૂમિદાહની વેળાએ દેવલની આસ"પાસ એવી પ્રદક્ષિણા કરવામાં આવેછે. આ ક્રિયા ડ્રૂઈડ એકલાજ કરતા "એમ નથી; પાલાસની ચિતાની આસપાસ પણ કરેલી જણાયછે; Virgil Æ. Lib. XI. 188-190.

છેલ્લુ પચોપચારી પૂજન રાત્રની વેળાએ કરવામા આવેછે દેવને ચદનપુષ્પ ચડાવવામા આવેછે, અગરબત્તીનો ધૂપ થાયછે, દીવાપ્રકાશ છે અને દુત્ત તથા પૂરી અને બીજી સામગ્રી વાજીને માટે ધરાવવામાં આવેછે, પછી તેમને પોહોડાડવાનો સમય થાયછે અને મૂર્ત્તિ જો ઉચકી લેઇ જવાય એમ હોયછે તો ઉપાડીને સુખશય્યામા પોહોરાડેછે નહિંકર તેજ ઠેકાણે શાનઆદિ ઓરાડવામા આવેછે

વિષ્ણુના મદિરામા ઘણું કરીને બે મૂર્ત્તિઓ હોય છે, રામ અને સીતા અથવા રાધા અને કૃષ્ણ રામના ભાઇ લક્ષ્મણની મૂર્ત્તિ પણ ઘણે ઠેકાણે હોયછે રામ અને કૃષ્ણના જન્મદિવસને સમયે તેમજ બીજે પર્વને દિવસે મૂર્ત્તિઓને મુકુટ પેહેરાવેછે અને રાજકીય શગાર ધરાવેછે હોળીના દિવસોમા દેવને પીળા વાગા ધરાવે છે તથા પીચકારી અને કેસુડાનો રગ પાસે મૂકવામા આવેછે, તેથી હોળી ખેલવામા તેઓ સામેલ થાયછે એમ ધારવામા આવેછે જળયાત્રાનુ પર્વ આવેછે, ત્યારે વિષ્ણુની મૂર્ત્તિને નદિયે કે તળાવે લઈ જાય નવરાવેછે અને હોડી ચાલે એટલું પાણી હોયછે તો ઠાકોરજીને તેમા બેસારીને જળક્રીડા કરાવેછે

શિવના અને દેવીના દેવળોમાં પેહેલા ગીતા, અને ચોથાવિધિનીજ પૂજા માત્ર કરવામાં આવેછે જૈનધર્મવાળા મૂર્ત્તિને નવરાવેછે, પછી લુવેછે, ચદન ચડાવેછે, અને ઘરેણા પેહેરાવેછે તથા સાંજની વેળાએ આરતી કરેછે શ્રાવક લોકો અને તેમા મુખ્યત્વે કરીને તેમની સ્ત્રિયો જ્યારે દેરાસરે જાયછે, ત્યારે સરસ કોથળીમા ચોખા ઘાલીને લઇ જાયછે મૂર્ત્તિની પાસે ભડારની પેટી હોયછે, તેની ઉપલી બાજુએ કાણુ કરાવેલુ હોયછે તેમાં ચોખા નાખેછે, તે આઠ દશ દિવસે ઉઘાડીને કાહાડી લઇ જનાવરને નાખેછે અથવા તેમાં જીવાત પડે નહિ માટે આપી દેછે કેટલાક લોક પૈસો પૈસા નાખેછે ને તેનું નામ ભડાર કેહેવાયછે તેથી અગાઉ તેજ નાખવાનો ચાલ હશે

ગૂજરાતમા હિદુઓ વર્ષની ત્રણ ઋતુ કલ્પેછે, શિયાળો, ઉન્હાળો, અને

તેઓ ચાચકિત હથિયાર સજેલા એવા નણવાર ચિતાની આસપાસ તો પા ચિતાનો સઘોક અગ્નિ નબુવાર તેઓએ પાણીમા નાખ્યો, અને પછી પોકો મૂકી

*Lachlan Shaw's History of Moray*

ચોમાસું. શિયાળાના કાર્ત્તિક, માર્ગશીર્ષ, પોષ, અને માઘમાસ ગણાયછે; ઉન્હાળાના ફાલ્ગુણ, ચૈત્ર, વૈશાખ અને જેષ્ટ માસ ગણાયછે; અને ચોમાસાંના આષાઢ, શ્રાવણ, ભાદ્રપદ અને આશ્વિન માસ ગણાયછે.[1] એકેકા માસના શુદિ અને વદિ એવા બે ભાગ છે.[2] તેમાં શુદિ પક્ષ એ અજવાળિયું કહેવાયછે.

પેહેલા પર્વવિષે અમે આ ઠેકાણે લખિયે છિયે તે આશ્વિનના છેલ્લા ત્રણ દિવસથી બેસેછે. આ મહિનાની વદિ અથવા કૃષ્ણ પક્ષની તેરશ તે ધનતેરશ કેહેવાયછે. સવારના પ્રહરમાં ન્હાઇને મુહૂર્ત્ત હોયછે ત્યારે હિંદુઓ હળદર, દહીં આદિથી ધન ધોઇને પાટલા ઉપર મૂકેછે, તેની પૂજા કરેછે તેને ફૂલ ચડાવેછે, ધૂપ કરેછે અને બીજો સર્વ પ્રકારનો વિધિ કરેછે. તેજ વેળાએ ભરવાડ ગોવાળિયા અને બીજા લોક પોતાના ઢોરનાં શીંગડાં આદિ રંગવાની ધામધુમમાં મંડી જાયછે, માછી પોતાની જાળની પૂજા કરેછે * જમતા પેહેલાં આ પ્રમાણે પૂજા કરીને પછી કુટુંબના માણસ એકઠા થઇને ભોજન કરેછે. ગોવાળિયા પોતાના ઢોર દોડાવતાં ગામમાં

---

૧ ગૂજરાતી મહિનાને મળતા ઈંગ્રેજી મહિના નીચે પ્રમાણે (આસરેથી) છે.

| | | |
|---|---|---|
| શિયાળો. | કાર્ત્તિક | નોવેમ્બર. |
| | માર્ગશીર્ષ | ડિસેમ્બર. |
| | પોષ | જાન્યુઆરી. |
| | માઘ | ફેબ્રુઆરી. |
| ઉન્હાળો. | ફાલ્ગુણ | માર્ચ. |
| | ચૈત્ર | એપ્રિલ. |
| | વૈશાખ | મે. |
| | જેષ્ટ | જુન. |
| ચોમાસું. | આષાઢ | જુલાઈ. |
| | શ્રાવણ | આગસ્ટ. |
| | ભાદ્રપદ | સેપ્ટેમ્બર. |
| | આશ્વિન | આક્ટોબર. |

૨ શુદિ અને વદિ એ શબ્દો છે તે બબે શબ્દ મળી એક શબ્દ થયેલો છે શુ=શુક્લપક્ષ+દિ=દિન એમ "શુદિ" અને વ અથવા બ=બહુલ એટલે કૃષ્ણ+દિ=દિન એમ "વદિ" થયેલા છે. ર. ઉ.

* "તેટલા માટે તેઓ તેમની જાળને બળીદાન આપેછે, અને ગલના આંકડા આગળ ધૂપ કરેછે; કેમકે તેમને લીધે તેઓને રસાલ થયેલા ભાગ

એકઠાં થઈને ભોજન કરેછે. ગોવાળિયા પોતાના ઢોર દોડાવતાં ગામમાં અને ત્યાંથી પાછા આવીને ઘરઘર રોશની કરેછે. બીજે દિવસે કાળી ચૌદશ આવેછે તે સમયે હનુમાનની પૂજા કરેછે, અને રાત્રની વેળાએ મંત્ર સાધવામાં આવેછે. આ દિવસે પણ દીવા પ્રકટવામાં આવેછે અને ત્યાર પછી ગયા દિવસના કરતાં વધારે દીવા ઘેરઘેર પ્રકટવામાં આવેછે તે ઉપરથી તેનું નામ "દીવાળી"+ કહેવાયછે.

કાર્તિક શુદિ પ્રતિપદાને દિવસે હિંદુઓ દેવની આગળ અનકૂટ પૂરે છે. આ દિવસે પ્રાચીન સમયે ઈંદ્રની પૂજા કરવામાં આવતી હતી, પણ કૃષ્ણાવતાર થયો ત્યારે કૃષ્ણે સ્વર્ગના રાજાની પૂજાને બદલે શ્રી ગોવર્ધન પર્વતની પૂજા કરવાની ચાલ ચલાવી*

"મગનો હતો અને તેઓને પુષ્કળમાલ મળતુ હતું."—*Vide Habakkuk 1 16*
અને ક્રિશ્ચિયન ઈશ્વરનો કર્તા નીચેની લીટિયોમાં ઇસારો કરે છે—

"સદાકાળના કિનારા ઉપર દેવદૂતો આપણો અર્ધ્ય માન્ય કરે તેવામા રખે "ને આપણને નિરતર ખાતલ કરે એટલા માટે આપણી પોતાની જાતોને આપણે "નમન કરતા નથી"

+દીપ અથવા દીવ=દીવો+આલી=હાર જૈન ધર્મિયો કહેછે કે દીવાળીનું પર્વ અ- "મારામાંથી નીકળ્યું છે, તે એવે પ્રકારે કે ચોવીસમા તીર્થંકર વીર પ્રભુએ હસ્તિપાળ રાજાની નગરીમાં છેલ્લું ચોમાસુ ગાળ્યુ તે અવસરે રાજસભામા પીત દેશણા દેતા હતા તેવામા આસો વદિ અમાસની પાછલી બે ઘડી રાત્રે શાન્તિ નક્ષત્રમા મોક્ષે ગયા, ત્યારે દેવતા ત્યાં આગળ આવ્યા તેમના તેજથી ચારેમેર પ્રકાશ થયો. વીર પ્રભુ મોક્ષે ગયા એટલે ભાવ દીપક લય પામ્યા ત્યારે લોકોએ દ્રવ્ય દીપક પ્રકટ કર્યા, ભાવાર્થ કે પ્રભુ મોક્ષે ગયા તેથી જગતમાં તેમના વિના અંધારું થયુ ત્યારે લોકોએ દીવા પ્રકટીને અજવાળું કર્યું." રામે રાવણને વિજયાદશમિએ માર્યો તે પછી અયોધ્યા પધાર્યા તે દિવસ આસો વદિ અમાસનો હતો તે દિવસે પ્રજાએ આનંદમાં દીવા પ્રકટ્યા ત્યારથી મહિમા ચાલ્યો વળી શ્રી કૃષ્ણના સમયમા પ્રાગ્દેશના રાજા નરકાસુરને મારી તેણે હરણ કરેલી ૧૬૧૦૦ રાજ કુમારિઓ ને મુક્ત કરી અને તે પોતાને ઘેર ન જતાં કૃષ્ણને પરણી તેમને લઇ શ્રીકૃષ્ણ આસો વદિ અમાસે દ્વારકા આવ્યા ત્યારે દીપોત્સવ થયો, તે હજી પણ ચાલેછે.

(ભાષાન્તર કર્તા)

* આ વાતની વિગત ભાગવતના દશમસ્કંદ તથા 'પ્રેમ સાગરના" રપ થી તે ૨૮ મા અધ્યાયમાં છે.

મૂકેછે, ત્રીજની સવારમાં થોક પાછા આવીને જુવેછે ને રાતની વેળામે ખીહિશેઓએ આવીને જે દાણાની ઢગલીને નુકસાન કરેલું જોવામાં આવે છે, તો તે જાતના દાણાનો પાક આવતા વર્ષમાં બરાબર થશે નહિ એમ તેઓ ધારણા કરેછે જે દિશામણી રૂ ઉડીને ગયું હોયછે તે દિશામાં રૂનો ભાવ વધશે, અને તેજ પ્રમાણે રાજા અને પ્રધાનો જેમણે સ્થાપના કરેલા પથારે અને સોપારીને ત્યાંને ત્યાં રહેવા દીધા હોયછે તો તેઓને કોઇ હરકત થશે નહિ અને ખગેડવામાં આવ્યા હોયછે, તો હરકત થશે, એવી ધારણા ધારવામાં આવેછે આ રીતિ ગુજરાત મરતા ભાગમાં ચાલી આવેછે એમ કહેવાયછે ચ નગારાના કર્તા ગુજરાતી' લખે શકુનની યથાસ્થિત વિગત પોતાના ગ્રથમાં લખી છે રણભૂમિમાં જતાં નીચે લખ્યા પ્રમાણે એક સોતાને અપશકુન થયા તેથી તે હરી-

'પ્રથમ ચાલતા સન્મુખ છીંક થઇ કૂતરો રડ્યો લવ્યું એ શકુન સારાં નહિ જમણી બાજુએ શિયાળ ઉતર્યું ગધેડું ભૂંક્યું અને ગીધ પક્ષી ભયંકર રીતે બોલવા લાગ્યાં સન્મુખ વિધવા અને સન્યાસી આવી મળ્યા, તિલક વિનાનો દ્વિજ મળ્યો, ઉદાસી મળ્યો લોહનું વાસણ લઇને કોઇ મળ્યું, અને છૂટે કેશે સ્ત્રી મળી"+ તોપણ એક બીજે પ્રસંગે તે વીજ સેનાને ઉતારા ચાલતી સારા શકુન થયા તેથી તે આનંદ પામી-

'હાથમાં પુસ્તક ધારણ કરેલું એવો દ્વિજ પંડિત મળ્યો, છોકરા સહિત

---

+ચોપાઇ

માન સધવા પાણિયારી મળી; હથિયાર સજેલો ક્ષત્રી અશ્વાર મળ્યો. હાથમાં ફૂલની છાબ લીધેલી એવો માળી મળ્યો; વાછડા સાથે અર્ચિત ગાય મળી."*

હવણાંનો એક ગૂજરાતી ગ્રંથકર્ત્તા કેહેછે કે, "અખાત્રીજની સવારે, "કોઈ એક ગામમાં પાંચ જણા ટાહાડા શકુન જોવાને ગામની બાગોળે "ગયા. શિયાળ અને બીજા પ્રાણિયોના શબ્દના શકુન સાંભળીને તેઓ ઘર "ભણી પાછા જવાને જતા હતા, તેવામાં તેમના માહેલો એક જણ થમ- "ચ્યો અને નીચે બેશી ગયો, અને બીજા ચાર જણા તેને માટે ઉભા "રહ્યા. આ વેળાએ એક ખેડુતની સ્ત્રી તેના ધણી સાથે વાતો કરતી હતી, તે "તેમના સાંભળવામાં આવી; તેમાં તેણિયે કહ્યું કે, 'આ વર્ષમાં બળદ વે- "ચાતો લેવો પડશે કે નહિ?" ખેડુને ઉત્તર આપ્યું કે, આ ચાર જે ઉભા "છે તેમની તો કાંઈ ધારતી નથી, પણ આ એક બેઠો છે તેની આશા મને "ઓછી છે; એ આ વર્ષમાં મરી જશે એમાં કાંઇ સંદેહ નહિ." આવા શ- "કુન સાંભળીને જે માણસ બેઠેલો હતો તેને લાગ્યું કે 'હવે આ વર્ષમાં હું "જીવીશ નહિ.' મારા સાંભળવામાં આવ્યું કે તે એટલો બધો ડરી ગયો કે "જેટલી મુદ્દત કહી હતી તેટલાની અંદર ખરેખાત તે મરણ પામ્યો."

"એક ઘરડી કણબણના છાપરા ઉપર એક હોલો બેશીને બોલતો હતો,

---

* બ્રાન્ડ કેહેછે કે, "બહુ પ્રાચીન કાળથી, છીંક થાય તે અમંગળસૂચક ગણાતી આવી છે" ઈયુસ્ટેથિયસે હોમર ઉપર લખતા ઘણા દિવસ ઉપર લખ્યું છે કે, ડાબી બાજૂએ છીંક થાય તે માનશકુનિયાલ ગણાયછે, પણ જમણી બાજુએ થાય તે શકુનિયાલ ગણાયછે. ક્રિશ્ચિયન દેશમાં, માણસ છીંક ખાય ત્યારે તેને આશીર્વાદ દેવામા આવેછે, અને એ ચાલ સામાન્યપણે પ્રવર્ત્યોછે, તે મૂર્ત્તિપૂજાના સમયથી ચાલ્યોછે.

એજ ગ્રંથકર્ત્તા લખેછે કે રાત્રની વેળાએ જે પડોશમાં કૂતરું રડતું હોય તેમાં જે માંદુ હોય તે મરી જશે, એવા તે માનશકુન સૂચવેછે; વળી આળ- પંપાં બિલાડાં અવર જવર કરે તે પણ એવાજ શકુન ધારવામાં આવે છે. ટુંકામાં, ગૂજરાતમાં જે શકુન પ્રસિદ્ધ છે, તે ઇંગ્લંડ અને બીજા ઘણા દેશ જે ખરેખરા સુધારાનો ગર્વ કરતા (અથવા હઠ કરે છે) ત્યાંના શકુનની સમાનના ગણી શકાય.

"તે સાંભળીને તે ગયા દૂટા માડની એક વાર ત્યાં એક બ્રાહ્મણ આવી "પોહોચ્યો તેને તે રોતી કહેવા લાગી, ઓ મહારાજ ! આ માગ પીટયો "ટાલો મારી વાસે થયો છે, એણે મારા ધણીને, માના બે છોકરાને, અને "મારી છોકરી એટલાને ખાધા અને હવે તે મારા જીવ વાસે થયો છે, "નિત્ય આવીને મારા ઘર ઉપર બેશીને બોલેછે બ્રાહ્મણે તેને મંત્રીને સાત "કાંકરા આપ્યા તે સાત દિવસ સુધી હોલા માંમા નાખ્યા, ત્યાર પછી તે "ફરીને પાછો આવ્યો નહિ, તે ઉપરથી તે પરડી ડોશીને બ્રાહ્મણને પ્રે "શ્વર જેવો જાણ્યો"

"ગૂજરાતમાં લોકો એમ માનેછે કે નિત્ય જો હોલો કે ઘુડ ઘર ઉપર 'આવીને બેસે તો ઘરના કોઇ માણસનુ મરણ નીપજે વળી જો કાગડો 'માણસના ઉપર બેસે અથવા તેના ઉપર ચરકી પડે તો તેનો આવરદા "ઘટે એમ માનેછે આવા સંકટમાથી ઉગરી જવા માટે, જેને ઉપર એમા "શે બનાવ બન્યો હોય તે તે અવસર પેહેરેલા લૂગડા બ્રાહ્મણને આપી દે 'છે અને ન્હાઇ નાખેછે જો આવો બનાવ રાજાને બને તો તે હોમ ક 'રાવેછે જ્યારે આકાશમાથી તારા ખરે, અથવા ધરતી કંપ થાય અથવા 'જંગલી પ્રાણિયો ગામડામા પેસે, અથવા ગમે તે ઉત્પાત થાય તો શાંત

---

* ઘુડ અને કાગડા નિરંતર અપશકુનિયાળ પક્ષી ગણવામા આવ્યા છે Ellis Brand's Popular Antiquities" એમા બીજા દૃષ્ટાન્તોની સાથે નીચેના પણ છે—

ધુમાડિયાની ટોચો ઉપર ઘુડ જ્યારે ઘુઘવે ત્યારે કોઈના મરણ વિષે અમારા સાંભળવામા આવશે એ વાત નક્કી છે' Reed's Old Plays, VI ? /

"ડાબી બાજુથી ભવિષ્ય સૂચવનાર કાગડો તેના છાપરા ઉપર બેઠો અને અપ 'શકુનિયાળ બોલ્યો તેથી આપણને આપણા ભાગ્ય વિષેની ચેતવણી આપી'

Gay's Pastorals

"તારા જન્મની વેળાએ ઘુડ ઘુઘવ્યો એ ખોટી નિશાની છે ભાગ્યહીન 'પણું સૂચવનાર રાતનો પક્ષી બોલ્યો કૂતરા રડ્યા, અને વિકરાળ તોફાનો 'એ ઝાડો ઉખેડી નાખ્યા, ધુમાડિયાના માથા ઉપર કાગડો બેઠો અને તી 'ણી કરતી ગુંજતિ બેસુરો અગર અવાજ કર્યો Third Part of King Henry VI Act V sc 6

"વેદ પ્રમાણે રાજાને વિધિ કરવો પડેછે. જો રાજા આ પ્રમાણે કરવાને "કસુર કરે તો લોકો એમ માનેછે કે જે દેશ ઉપર તે રાજ્ય કરતો હોય તે દેશ ઉપર ભારે ઉત્પાત થાય. તોપણ ઉપાય ગમે તો કરો અથવા ના "કરો તથાપિ જેમ બનવાનું હોયછે તેમ બન્યાં જાયછે."

"ગૂજરાતી ભાષામાં "ઓખાહરણ" એ એક લોકપ્રિય કવિતાનું પુસ્તક છે, તેમાં લખ્યું છે કે, 'બાણાસુર અને તેની રાણી એક દિવસને સમયે પ્રાતઃકાળમાં દરિયા કિનારા ઉપરના પોતાના [1]શોણતપુરના મેહેલના ઝરૂખામાં બેઠાં હતાં, તે સમયે એક ચાંડાલણી રસ્તામાં ઝાડુ કાઢાડવાને આવી અને રાજારાણીનાં મુખ જોવાય નહિ એટલા માટે તેણિયે પોતાની સાવરણી આડે ધરી, તે જોઇને રાજાએ તેને બોલાવીને ધમકી દઇ પૂછ્યું કે તે સાવરણી આડી કેમ ધરી? ત્યારે તેણે પ્રથમ એમ કહ્યુ કે, હુ અધમ જાત છુ તેથી તમને મોહો દેખાડુ તો તમે મને મારી નંખાવો એટલા માટે મે એમ કર્યું. આ વાત રાજાએ માની નહિ અને ધ-

સિન્ધુ નદી ઉપર મછવા ફેરવવાવાળા તેમના વાહાણો ઉપર કાગડાને બેસવા દેતા નથી, અને તેને અતિશય માનશકુનિયાળ ગણેછે. બીજી જાતિના કાગડાની પેઠે સ્વીડનમા શુષ્કલી, ગુહ્યાર્થ સૂચક, અને હરહડવી ડાકણનું પક્ષી ગણાયછે અને તે પિશાચ અને રાત્રની બીજી ગુહ્ય શક્તિયોના તાબાનું છે જ્યારે ડાકણો "વાલપરજીની" રાત્રે "બ્લોકલી" ભણી અસ્વાર થઈને જાયછે. ત્યારે તેઓ પોતાની મેળે શુષ્કલીનુ રૂપ ધારણ કરેછે. જ્યારે આ પક્ષિયોનાં રૂવાટાં ઉન્હાળામાં ખરી જાયછે અને ડોક તે વિનાની થઇ જાયછે ત્યારે ગામડાના લોકો કેહે છે કે તેઓ બ્લોકલી પાસે જઇ આવેલીછે અને તેમણે એ દુષ્ટની ઘાસ વહી આણવા માંડીછે તેથી ધૂસરાએ ઘસીને તેઓના રૂવાટા ખરી પડયાં છે. ડેન્માર્કમા કાગડો શકુન જોવાનું પક્ષી ગણાયછે પણ તે ખસુસ કરીને અપશકુનિયાલ ગણાતો નથી. ઓલાફ્રીગવાસન એક ક્રિશ્ચિયન છતાં પણ કાગડો ડાબે કે જમણે પગે ઉભો રેહે તો તે જોઇને તે સારા કે નઠારાનું ભવિષ્ય વર્તતો, તે ઉપરથી તેના શત્રુઓએ તેની કકબીન (કાગડાનો પગ) એવી ખીજ પાડી. ઉત્તર જર્મનીમાં કોઇ ઘર ઉપર કાગડો કાકા કરતો ઉડે તો તે ઘરમાંનું કોઇ માણસ જલદી મરશે એવું માનવામાં આવતું.

[1] શોણિતપુર મિસરદેશ (ઈજિપ્ત) માં હતું.

મકી આપીને ખરૂં કારણ કેહેવાને આજ્ઞા કરી અને કહ્યું કે તારા વાંકની તને ક્ષમા કરીશું, ત્યારે તેણે કહ્યું કે, મહારાજ! તમને કાંઈ સંતાન નથી ને સવારના પોહોરમાં વાંઝિયાનું મુખ જોવું અપશકુનિયાળ ગણાયછે માટે મે એમ કર્યું. આવું સાંભળીને રાણીને ઘણું દુઃખ થયું અને તે સારી પેઠે રડવા લાગી; અને રાજાને કેહેવા લાગી કે આ રાજમેહેલ બાળકના પારણા વિનાનો મને ગોસાઇના મઠ જેવો અને સ્મશાન જેવો લાગેછે; માટે તમે સંતાન સારૂ શિવની પ્રાર્થના કરો. બાણાસુરે પછી કૈલાસમાં જઈને શિવનું ઉગ્ર તપ કરવા માંડ્યું, ત્યારે શિવે પાર્વતીને પૂછ્યું કે આ આગ્રહી તપસ્વીનું હવે શું કરવું? પાર્વતીને ગણેશ અને ઓખા (ઉષા) એવાં બે સંતાન હતાં, તેમાથી એક પણ આપવાની તેણે ના કહી. પણ શિવે ઘણો આગ્રહ કરીને તેને ઓખા અપાવી, અને પોતાના સંતાનની પેઠે તે પુત્રીને ઉછેરવાની આજ્ઞા કરી.

ત્યારપછી કેટલેક વર્ષે બાણાસુરને શિવે ઘણું બળ આપ્યું હતુ તેથી ગર્વિષ્ટ થઇને, કોઇ લડવાને મળ્યું નહિ એટલે મહાદેવનાજ સામો થયો, તે ઉપરથી મહાદેવને ઘણો કોપ ચડ્યો અને શાપ દીધો કે ઓખાનો વડસસરો તારા હાથનું બળ નરમ પાડશે. આવો બનાવ બન્યો તેથી બાણાસુરે તે કન્યાને ઠેર કરવાનો નિશ્ચય કર્યો, પણ તેના પ્રધાને તેને સમજાવ્યો કે, ઓખાને કુવારી રાખજો; એટલે પછી કાંઈ બીક રેહેશે નહિ. તેણે તે પ્રમાણે કરવાને એકદંડિયો મેહેલ દરિયા કિનારે બંધાવ્યો, તેના ઉપર કોઈનાથી ચડાય એવું રાખ્યું નહિ. ત્યા ઓખાને અને તેની સખીને રાખ્યાં. અને મેહેલની આસપાસ ચોકી મૂકી દીધી અને આજ્ઞા કરી કે બન્નેને માત્ર ખાવા જેટલીજ સામગ્રી સમય થાય ત્યારે દોરડું નીચે નાંખે તેણે બાંધવી એટલે તે ઉપર ખેચી લેશે. ઓખાએ આ કારાગ્રહની જગ્યાએથી પણ વરને માટે પોતાની માતા પાર્વતી અથવા ગૌરીની પ્રાર્થના કરવા માડી તેણિયે ત્રણવાર ગૌરીની પ્રાર્થના કરી તે ઉપરથી દેવિયે તેને કહ્યું કે તુ ત્રણ સ્વામી વેરે પરણીશ, પણ ઓખાએ પ્રાર્થના કરી કે બે વાર મને રડાપો આવે એમ થવુ જોઇયે નહિ. તે ઉ... ગૌરિયે કહ્યું કે, "એક વાર સ્વપ્નમા પરણીશ, બીજી વાર ... રીતે પરણીશ, અને ત્રીજી વાર પ્રસિદ્ધ રીતે પરણીશ."

પણ ત્રણે વેળાએ તું એકજ ધણી સાથે પરણીશ ગૌરીના કથન પ્રમાણે શ્રી કૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્નના કુંવર અનિરુદ્ધ વેરે તે પરણી અને શ્રી કૃષ્ણે (શિવ તેની વની લજ્જા તોપણ) બાણાસુરનું બળ ખુંચી લીધું.*

આ પ્રમાણે 'ગૌરીપૂજન' નું પર્વ ચાલ્યું. તે ચૈ માસના પેહેલા મહિના આષાઢ શુદિ ૧૨ ને દિવસે બેસેછે, તે દિવસની તૈયારીને માટે પાંચથી તે દશ વર્ષની બાલકિયો માટીની ગૌરીની મૂર્તિ બનાવીને વસ્ત્ર પેહેરાવેછે અને બને બાજુએ ઘઉં અને જુવારીના જવારા વાવ્યા હોય તે મૂકેછે. બારશની સવારમાં તેઓ પથારીમાંથી ઉઠેછે તેવી નદિયે (કે તળાવે) નાહવા જાય છે. ત્યાંથી પાછી આવીને ગામની બધી છોકરિયો એક ઠેકાણે એકઠી થાયછે. અને ત્યાંથી શ્રી કૃષ્ણનાં ગીત કે ગામના ધણીનાં ગીત ગાતી ગાતી જે બ્રાહ્મણના સ્વાધીનમાં ગૌરીનીમૂર્તિ સોંપેલી હોયછે તેને ત્યાં જાયછે, ત્યાં ષોડશોપચારી પૂજન કરેછે અને તેના મ્હો આગળ જે મૂકેછે તે બ્રાહ્મણને મળેછે, છોકરીની મા કે પછી મ્હોટી બેહેન ત્યા આવીને છોકરીને કેહેછે તે પ્રમાણે તે ગોરમા પાસે માગેછે કે મને "મારો વર આપજો" પછી ગોરને ઘેરથી પોતાને ઘેર જાયછે અને રસ્તામા પીપળાના ઝાડની, ગાય, કુવો અને છેવટે પોતાના બાપના ઘરના ઉમરાની પૂજા કરેછે ગોરો[?]વ્રત કરનાર આખા દિવસમા માત્ર એકજ વાર ખાયછે, પણ આ ચાલ માત્ર કેહેવા જેવોજ રહ્યો છે,[1] સાંજે ચાર વાગતા ફરીથી બધી બાલકિયો પોતાના બાપના ગજા પ્રમાણે લૂગડાં લત્તા અને ઘરેણા પેહેરીને દર્શન કરવાને નીકળેછે અને સર્વ દેવની એક પછી એક પૂજા કરેછે, ગોરોનો દિવસ છોકરિયો ઘણું કરીને ગામના તળાવને કિનારે રાત પડતા સુધી કહાડેછે, તે વેળાએ ટોળું વળીને આવતી ચાલની જેમ કોઇ મરી ગયું હોયને સ્ત્રિયો કુટે તેમ "હાયરે, ડેવ, હાય! હાય!" એમ કહીને કુટેછે અગના ઉંડાને બદલે તેમના રાજાનો શત્રુ જે કોઇ બીજો રાજા હોય તેને નામે કુટેછે કે પછી લોકનો અણગમતો કોઈ પુરુષ હોય તેને નામે કુટેછે.

---

* બાણાસુરના હાથ છેદી નાખ્યા એવી કથા છે ભા. ક.

1 એને અલોણો બેઠા છે એમ કેહેછે, કેમકે જ્યા સુધી ઉઠીને હાલ ચાલ કરે નહિ ત્યાં સુધી બેઠા બેઠા ખાતામા બાધ ગણાતો આવતો નથી આ વ્રતને ***** કાઠિયાવાડમા ગોળાજાત (મોળુ એટલે વગ વિનાનું અલોણ—ખાવું.) કેહેછે. ૨ ૩

ઋષિને ચોમાસાના નવા પાણીના અર્ધ્ય આપવામા આવેછે. અને તેમના દાગા દેવે ત પોહોચેછે

પછી ગોર પોતાના યજમાનોને રક્ષા બાધેછે. તે રેશમની કે સૂતરની હોયછે અસલને વારે એ મહિનામા રોગ ચાલતો હતો તેથી દોરા બાધવા ઉપરથી એ ચાલ પડેલો છે એમ કહેવાય છે[1] પછી બ્રાહ્મણો ગામમા આવીને પોતાના યજમાનોને અને સગા વહાલાને રાખડિયો બાધે છે.

ભાદ્રપદ શુદિ ચોથનો દિવસ ગણેશચતુર્થી કહેવાયછે, તે દિવસે ગણેશનો જન્મ થયેલો છે. માટીના ગણપતિ બનાવીને ભારે પોશાક તેમને પેહેરાવેછે અને સ્થાપના કરચા પછી તે અગિયારસ સુધી નિત્ય પૂજા કરેછે અને તે દેવને જે પ્રિય ભોજન (મોદક) છે તેનુ નિત્ય નૈવેદ્ય ધરાવેછે અગિયારશને દિવસે મ્હોટી ધામધુમથી ગાજને વાજને ગણપતિને જળમા પધરાવાને લઇ જાયછે એક બ્રાહ્મણ પછી પોતાના દાગમા ગણપતિ લઇને

---

૧ વિષ્ણુએ વામન અવતાર લઇ બલિ રાજાને સાત પાતાળ (૧ અતલ, ૨ વિતલ, ૩ સૂતલ, ૪ તલાતલ, ૫ રસાતલ ૬ મહાતલ, અને ૭ પાતાલ) માના ત્રીજા સુતલ લોકનુ રાજ્ય આપી નિરંતર પોતે તેની ચોકીમા રેહેવા લાગ્યા પછી દેવતાઓ વિષ્ણુના દર્શન વિના મુઝાતા શ્રાવણ શુદિ ૧૫ ને દિવસે, લક્ષ્મીજીને સમજાવી બલિરાજાની બેહેન તરીકે યાચના કરવા મોકલ્યા દેવિયે ત્યા જઇ, પોતાનો ભાઇ ગણી, બલિરાજાને રક્ષા (રાખડી) બાધી આશિષ દીધી તે પરથી બલિરાજા પાસે વીષ્ણુએ ચોમાસાના ચાર માસ પાતાળમા રેહેવુ અને આઠ માસ પોતાના સ્થાનમા રેહેવું એમ ઠરયુ ત્યારથી રક્ષા બધનનો રીવાજ ચાલ્યો કહેવાય છે રક્ષા બાધનાર આ રીતે આશીર્વાદ આપે છે —

येन बद्धो बलीराजा, दानवेन्द्रो महाबल
तेनत्वामपि बध्नामि, रक्षे माचल माचल.

(મહાબળ વાળો દાનવોનો ઈંદ્ર એવો જે બલિરાજા તે જેનાથી બધાયો તેથી હુ તને બાધુછુ હે રક્ષા, તુ ચલાયમાન થજે મા થજે મા)

કોઈ કહેછે કે અભિમન્યુ (પાંડવ અર્જુનનો કુવર) ચક્રાવાના યુદ્ધમા ચડ્યો ત્યારે તેની દાદી કુંતાજિયે તેને રક્ષા બાધી હતી તે ઉપરથી રાખડી બાધવાનો ચાલ પડ્યો

અહર્નિશ જપ કરવામાં આવેછે તો આળ આવતું નથી. કેટલાક લોક ચંદ્ર જોવાય નહિ એટલા માટે ઘરમા પેશીને બારિયો બંધ કરી રહેછે. કેટલાકને કોઈ કામને પ્રસંગે બાહાર જવું પડેછે અને ચંદ્ર જોવાયાં આવેછે તો ગાળો ખાવા માટે લોકોના છાપરા ઉપર ઇંટો નાખેછે તે એવી સમજથી કે ગાળો ખાવામાં આવે એટલે બીજું આળ માથે આવે નહિ અને એટલાથીજ પતી જાય

ગણેશચતુર્થીની પછીનો દાહાડો "ઋષિપંચમી" કેહેવાયછે આ દિવસે ગુજરાતના લોકો સામો ખાયછે તે એવા વિચારથી કે ઋષિઓ નવાર ખાઈને રેહેતા હતા માટે આપણે પણ એક દિવસ એવીજ જાતનું અનાજ ખાઈને રેહેવું.

ચોમાસામા બીજી ઋતુ કરતા જીવોત્પત્તિ વિશેષ થાયછે એવી ધારણા કરીને કેટલાક જૈનધર્મી બે માસના અપવાસ કરેછે તે "પજુસણ"[1] કેહેવાયછે ખરેખરો પોસો કરવામા આવે તો એ મહાતપ છે શ્રાવક હોયછે તે નાહાતા નથી, અને ગમે તે પ્રકારની પોતાની સ્વચ્છતા રાખવાથી દૂર રેહેછે કશુ ખાતા પણ નથી, ને માત્ર ઉકાળેલુ પાણી ઠંડુ પડ્યા પછી પીને રેહેછે ઘણા ખરા જૈનધર્મી કેટલાક દિવસના અપવાસ કરેછે, અને પજુસણનો છેલો પોસો જે ઋષિ પંચમીને દિવસે આવેછે તે તો સર્વ કોઈ કરે એમ માનવામાં આવેછે પોસા કરવાથી ઘણા લોકનુ મરણ નીપજ્યું હોય તે જાણવામા આવે એ હેતુ ઉપરથી (એમ કેહેવામા છે) દરેક શ્રાવક પોતાના સગાવાહાલાને ઘેર જાયછે રતે જેવો પોતાના સગાવાહાલાને ઘેર જાય કે તુરત તેને ખભે ખળો આકાડીને મળેછે અને નીચે પ્રમાણે કેહેછે —

---

૧ पर्युषण એટલે સેવન, તે ઉપરથી માગધી ભાષામા પજ્જુસણ થયુ અને તે ઉપરથી 'પજુસણ' શબ્દ થઈ ગયો (ભા. ક)

૨ જેમ દીવાળીના પડવા (કાર્તિક શુદિ ૧) ને રોજે એક બીજાને મળવાનો રીવાજ છે તેમ જૈન લોકોમા પજુસણને બીજે દાહાડે એક બીજાને મળી, આખા વરસમા જાણે અજાણે થયલા અપરાધની (ગુન્હા) ક્ષમા માગવાનો રીવાજ છે તેને ખમત ખમણા કેહેછે

કરેછે. આ પ્રમાણે કરવાનો સાધુ નિયમ લેછે એટલે દેશાવરમાંવાત ફેલાય-છે અને તેના દર્શન કરવાને ચોમેરથી શ્રાવક લોક આવેછે. કહેછે કે પંદર દિવસ સુધી એ સાધુ બેશી શકેછે અને ત્યારપછી પથારિયે સૂવેછે, અને આમપાગ બેઠેલા વીનું લુગડું કરીને તેના સોસાઇ જતા શરીરે ઢાંકેછે પણ કોઇ પગ જાતિનું ખાવાનુ નહિ આપવાને બહુ કાળજી રાખેછે.

જ્યારથી સાધુ વ્રત ધારણ કરેછે ત્યારથી તેની માંડવીની તૈયારિયો થવા માંડેછે, ઝાકા અને રગીન કાગળો ચોહોડીને શૃંગારેલી માંડવીમાં (પાલખીમા) તેને બેસારેછે અને નિશાન નગારાં સહિત ધામધુમથી કાઢાડે-છે તે વેળાએ જે સ્ત્રિયોને છોકરાં થતાં નથી તે સાધુની માંડવી તળેથી નીકળી જાયછે અને તેના લૂગડાના કકડા લેવાની ધાલમેલમા પડેછે.

ભાદ્રપદ શુદિ ચૈદશ તે "અનત ચૌદશ" કેહેવાયછે, એ નામ પૃ-થ્વીધર શેષશાઇના નામ ઉપરથી પડેલુ છે ગમે તે કાર્યસિદ્ધિને માટે અ-નંતનું વ્રત ધારણ કરવામા આવેછે, તે ચૌદ વર્ષ સુધી કરવું પડેછે પણ તે કરવામાં ઘણી ખટપટ નથી. દર વર્ષે ચૌદ ગાંઠનો નવો દોરો જમણે હાથે બાંધવો પડેછે, વ્રત ધારણ કરતી વેળાએ વિષ્ણુની પૂજા કરેછે અને નર-જાતિના ભોજનનું નૈવેદ્ય ધરાવેછે દરવર્ષે નવો દોરો ચૌદવર્ષ સુધી બદલ્યા પછી ઉદ્યાપન કરવામા આવેછે તે દિવસે હોમ કરેછે પછી વિષ્ણુને સારૂ જૂદાં જૂદા ધાન્યના મંડળ પૂરીને ચૌદ ત્રાંબાના કોડિયા તથા નાળિયેર

---

કાઠિયાવાડ માહેલા ગોંડલમા મ્હોટુ શ્રાવકોનુ દેરાસર છે ત્યા આશરે પંદર વર્ષ ઉપર ઢુંઢિયા અને તપા વચ્ચે ધાંધળ ઉઠી હતી, તેમા ઢુંઢિયાની જીત થવાથી તેઓએ મૂર્તિઓનો નાશ કરયો ત્યાર પછી વાંકાનેરમા પણ એવીજ લડાઈ ઉઠી હતી તેમા સગા વાહાલા એક બીજા ઉપર હથિયાર લઈને ઉઠ્યા હતાં. ઝાલા ઠાકોરના માણસ લડાઈ થતી અટકાવવાને વચ્ચે પડ્યા તેથી બન્ને પક્ષવાળા જુસ્સાભેર તેમના ઉપર તુટી પડ્યા હતા.

કચ્છના તપાઓને એવું ભય લાગ્યું કે ઢુંઢિયા આપણે ઠેકાણે થઈ જશે એટલે તેમણે શ્રાવકના બે વિભાગ કરી નાખ્યા. અમદાવાદમા તપા અને ઢું-ઢિયા એકઠા જમેછે પણ કન્યા આપતા લેતા નથી ઢુંઢિયાઓ પોતાના વ-ધારે વૈરાગ્યને લીધે તેમના પ્રતિપક્ષિયો કરતાં આજ સુધી ઘણા સાધર્મી મે-ળવી શકયા છે, અને એક નવો અને વધારે સખતાઇવાળો પંથ સમવેગી કરીને તપાઓમાં નીકળ્યો છે.

મૂકેછે પછી દેવની સ્થાપના કરીને પૂજન કરવામાં આવેછે આ વેળાએ બાધા મૂકનાર બીજાં જે કોઇને વ્રત લેવાની ઇચ્છા હોય તે તેને ચૌદ દોરા આપેછે અને સ્ત્રીપુરૂષના જોડાને ઉમામહેશ્વર ઠરાવીને પૂજા કરેછે અને ચૌદ જોડી વસ્ત્ર આપેછે.

અનંતનું પુસ્તક એક પુરાણ ગણાયછે તેમાં કેટલીક કથા છે તેમાં કૃષ્ણે યુધિષ્ઠિર અને બીજા પાંડુ પુત્રોને કહ્યું છે કે હું અનંતનો અવતાર છું માટે એ વ્રત તમે ધારણ કરો તેનો મહિમા વર્ણવતાં સત્યયુગમાં એક બ્રાહ્મણની સ્ત્રિયે એ વ્રત ધારણ કર્યું તેથી પોતાના સ્વામીને ધન કેવી રીતે મળ્યું અને અજાણપણે તેના ધણિયે દોરો છોડી નખાવ્યો તેથી તે કેવી રીતે ઓગળી ગયું તેનું કારણ જ્યારે જાણવામાં આવ્યું ત્યારે બ્રાહ્મણે પશ્ચાતાપ કરીને અનંતની પ્રાર્થના કરી એટલે તેમણે ધન કેવી રીતે આપ્યું તથા તે સાથે તેને ધર્મ આપીને મરણ પામ્યા પછી વિષ્ણુ લોકમાં વાસ કરવાની આશા કેવી આપી અને એવીજ બીજી ચમત્કારી વાતો, અનંતની* પૂજા કરવાથી કેમ બની તે વર્ણવેલું છે પણ તે સર્વ આ ઠેકાણે દાખલ કરવાને બની આવે એમ નથી.

આશ્વિન શુદિ પડવાથી તે નવમી સુધી નવરાત્રીનો તેહેવાર ચાલેછે. એ પર્વ શિવની અર્ધાંગના દુર્ગા અથવા કુલદેવીનું ગણાયછે પર્વને પેહેલે દિવસે ભીંતને ધોળીને તેના ઉપર સિન્દુરવતે ત્રિશૂલ ચીતરેછે માતાનું સ્થાનક પર્વત ઉપર અથવા જંગલ કે એવીજ બીજી જઈ શકાય + નહિ એવી જગાએ હોયછે. તેનું અનુકરણ કરવા ત્રિશૂલની આગળ માટી પૂરીને ઢગલામાં ઘઉં, જવ ઇત્યાદિ વાવીને તે ઉપર ત્રાંબાનું પાણીવાસણ મૂકીને તેમાં નાળિયેર મૂકી ષોડશોપચાર પૂજા માંહેલા પ્રથમ ઉપચારથી તેનું આવાહન કરેછે. ત્રિશૂલની પાસે ગરબો કોરાવીને તેમાં દીવો કરી મૂકેછે. ગામડામાં તો ક-

---

* શેષ એટલે કાંઈ પણ વધતું બાકીનું, જેમ કે હસ્તલિખિત પુસ્તકના લખવામાં આવેલાં નહિ એવાં કોરાં પાનાં, અને તે ઉપરથી જગતની આસપાસના અને આધારભૂત અવકાશને પણ તે લાગુ પાડવામાં આવેછે. આ પણ વળી "નાગ" (ગતિ હીન) અનંત અને શેષનાગને વળી ભૂધર (ભૂ=પૃથ્વીનો ધર=ધારણ કરવાવાળો) શબ્દ લગાડવામાં આવેછે

\+ એ ઉપરથીજ દેવીનું નામ, દુર્ગા એટલે જેની પાસે જવાને કઠિણ એમ પડ્યુંછે.

ભિયા વચ્ચે મડપ કરી ત્યાં મૂકેછે અને દીવા શણગારી તેની આસપાસ તાળિયે પાડીને ગરબા ગાયછે. નવરાત્રીના નવે દાહાડા લગી માતાની આગળ ઘીનો દીવો અખંડ બાળેછે અને ઘરમાંથી જે નવરાત્રો કરતું હોય છે અને અન્ન ખાતુ નથી તે દીવાની સંભાળ રાખેછે. તેની દીવટ સકોરેછે અને ઘી પૂરેછે. ગોર પૂજા કરાવેછે અને ચંડીપાઠ કરી જાયછે આઠમને દિવસે હવન થાયછે. આરાસુરી માતાને દેરે અને ચુંવાળદેવીને પારે કેટલા લોકો આવે પ્રસંગે પોતાના સગાવાહાલાની કે છોકરા માદાં પડ્યાં હોય તેની બાધા રાખી હોય તે પ્રમાણે જીવતુ બળિદાન આપેછે નવમીને દિવસે માટી ઊપર વાવેલા જવારા ઉગ્યા હોય તે નદીમા કે તલાવના પાણીમા પધરાવેછે કે જેથી કરીને તે અપવિત્ર થાય નહિ દીવો ગરબામાં મૂકેલો હોયછે તે સુંદર ગરબો લાવીને માતાને ત્યાં મૂકેછે નવરાત્રીના દિવસોમા રજપૂત ઠાકોરો અને બીજા ક્ષત્રિયકુળના માણસો પોતાના અને પોતાના આશ્રિતોના આખા વર્ષમાં ભલાને અર્થે, કુલદેવીના દેરા આગળ પશુવધ કરી બળીદાન આપેછે તોપને તેઓ દુર્ગાદેવીનુ રૂપ સમજીને તેના ઉપર ત્રિશૂળ કાહાડેછે ચાલા કરેછે અને દીવા સળગાવેછે

નવરાત્રીની નવમીની પછીનો દિવસ "દસરા" કેહેવાયછે એ દિવસે પાંડુપુત્રોએ વૈરાટ નગરમાં પ્રવેશ કર્યો હતો અને શ્રી રામચંદ્રે લંકાના રાવણ રાજાને મારી નાખ્યો હતો; તેથી તે એક પર્વ ગણવામા આવેછે. આ બન્ને વાતો મહાભારત અને રામાયણમાં વર્ણવામાં આવી છે અર્જુને અને તેના ભાઇઓએ શમી વૃક્ષ ઉપર પોતાનાં હથિયાર રાખ્યાં હતાં તે ઉપરથી દસરાને દિવસે હિંદુઓ શમીની પૂજા કરવા જાયછે. તેને અપરાજીતા અથવા કદિ જીતાય નહિ એવી દેવીને નામે પંચામૃત* ઢોળેછે પાણીનુ પ્રક્ષાલન કરેછે, અને વસ્ત્ર ચડાવેછે, તેના ગુપ્ત આગળ દીવો પ્રકટેછે, ધૂપ કરેછે અને ચંદનના છાંટા નાંખેછે અને નૈવેદ્ય ધરાવેછે ત્યારપછી પ્રદક્ષિણા કરતાં કરતાં નીચે પ્રમાણે શ્લોક ભણેછે.

* દૂધ, દહીં, ખાંડ, ઘી, અને મધ એટલાનું મિશ્રણ

शमी शमयते पापं शमी शत्रु विनाशिनी
अर्जुनस्य धनुर्धारिरामस्य प्रियवादिनी+
अर्जुनस्य धनुर्धारि, रामस्य प्रियदर्शनम्
लक्ष्मणप्राणदातृच, सीताशोकनिवारण.

પછી એક પછી એક દશે દિગ્પાળનું પૂજન કરેછે તેમાં પ્રથમ તો પૂર્વ દિશાના અધિષ્ઠાતા ઇન્દ્રની નીચે પ્રમાણે પ્રાર્થના કરેછે —

"पूर्वस्या यानि कार्याणि तानि कार्याणि साधय"

પૂર્વમા તમારે જે કાંઇ કામ હોય તે સર્વે પરિપૂર્ણ કરો"

એજ પ્રમાણે બાકીના નવની પ્રાર્થના કરેછે. આ વેળાએ, બળેવને દિવસે રાખડી બાંધી હોય તે તોડી નાખેછે.

રજપૂત ઠાકોરો દશરાની સાંજે ગઢ રક્ષણ કરનારી ગઢેચીદેવીનું પૂજન કરેછે શમીપૂજન કરીને ઘર ભણી પાછા વળેછે ત્યારે ટોળિયો થઇને ભાલા ફેરવેછે, ઘોડા દોડાવેછે અને સેના જેમ રણક્ષેત્રમાં જતી હોય એવી રીતે કરેછે તોપની સલામતી પણ આપવામા આવેછે

ઘણા હિંદુઓ ઘેર જતી વેળાએ શમીના થડ આગળની માટી, પોડાં તેનાં પાદડાં, સોપારી, અને દુર્ગાની સ્થાપના કરી હોય તે વેળાએ ત્યાં જે જવારા વાવ્યા હોય તે લે છે. પછી તે સર્વેને એકઠું કરીને બાંધી રાખેછે અને પરગામ જવું હોયછે ત્યારે સગાથે લેતા જાયછે. જવારા શણગાર તરીકે પાઘડીમાં પણ ઉભા ખોસેછે

---

## પ્રકરણ ૭.

### લગ્ન.

ગૂજરાતના હિંદુઓની જૂદીજૂદી નાતો બધાયની છે અને પ્રત્યેક નાતમાં જૂદાજૂદા પાખિયાં બધાયા હોયછે જ્યારે તેઓમા લગ્ન થવાનું હોયછે ત્યારે પોતના પાખિયામાજ લગ્ન કરેછે બ્રાહ્મણો લગ્ન કરતી વેળાએ ગોત્ર જૂવેછે. ગોત્રનું નામ તેમના પૂર્વજના નામથી પડેલું હોયછે તે ક્યારે પડેલું તે ચોખી રીતે તેમના જાણુવામાં હોતુ નથી. તેથી એકજ ગોત્રમાં તેઓ લગ્ન કરતા નથી. બીજા જે હિંદુઓને બ્રાહ્મણોની પેઠે પોતાના પૂર્વજોની વાત જાણુવાનું સાધન હોતુ નથી તેઓ બ્રાહ્મણોની પેઠે એટલા બધા ચોકસ રેહેતા નથી પરંતુ ધોરણ તો તેજ રાખેછે વહીવંચા અથવા નાતભાટ હોયછે તે ઘણું કરીને વીશ પેઢેડી સુધી તપાશી આપી શકેછે, અને અમુક પેહેડી સુધી લગ્ન થાય કે ના થય એવું જે ઠરાવેલુ હોયછે તે પ્રમાણે નાતભાટની સૂચના સાથે મેળવી જોઈને લગ્ન કરવુ કે નહિ તેનો નિશ્ચય થાયછે આ નિયમસિવાય બીજો એક ચાલ છે તે ઓછો વજનદાર છે તથાપિ બધે પાળવામા આવેછે, તેમાં એમ ઠરાવ્યું છે કે મોમાળપક્ષની પાચ પેહેડીલગી તથા ઓરમાઈ મોસાલની ત્રણ પેહેડીસુધીમાં લગ્ન થાય નહિ વળી એમ પણ ઠરાવ્યુ છે કે કાકીની બેહેન સાથે પણ લગ્ન થઇ શકે નહિ.

એકજ નાતમા જૂદા જૂદા કુળ હોયછે તે સર્વની ગણુના સરખી થતી નથી ઘણું કરીને જે કુળના પૂર્વજોએ નાતને જેવો લાભ કર્યો હોય તે પ્રમાણે બીજા કુળ કરતા તેની વિશેષ કુલીનતા બધાઈ છે * કન્યાનાં માબાપને, પોતાની પુત્રી સારા કુળમા પરણાવવાની સદા કાળજી રાખવામાં આવેછે પુત્રીને નીચા કુળમા પરણાવવી, એ હલકુ ગણુવામાં આવેછે, અને રજપૂત તેમજ વળી ગૂજરાતના કણબિયો (પાટીદાર) મા દૂધપીતી

* મારા "કુળવિરે નિબધ" મા આ સબધી વધારે ખુલાસેથી લખેલુ છે ભાષાન્તરકર્તા.

હે વાંકામુખવાળા, મ્હોટી કાયાવાળા, કોટી સૂર્યના જેટલું તેજ જે-મા છે એવા અને સર્વ કાર્યમાં સિદ્ધિ આપનાર, મારા કામમા વિઘ્ન આવે નહિ એવુ કરય.

કન્યાનો બાપ પછી વરના બાપને નમસ્કાર કરેછે અને શુભ લક્ષણ સૂચક એવુ જે કંકુ તેથી તેના પગ રંગેછે તથા તેની પોશમા સોપારી હ-ળદર અને પુષ્પ આપેછે, તે એવુ બતાવાને કે, મે મારી કન્યા દીધી સારપ-છી તે વરને ચાલ્લો કરેછે અને તેના હાથમા નાળિયેર આપેછે તે નાળિયે-ર મદેલું આપવાની તેનામા શક્તિ હોતી નથી તો તેના ઉપર કંકુનાં ટપકા કરેછે અને ઉપર રુપાનાણું મૂકેછે પછી ગોર પેહેડીનમુ ભણી જાયછે અને વિધિનો પાર આવેછે. ઘરની સ્ત્રિયો તથા પાડોશીની બાયડિયો મળીને પ્ર-સંગને અનુસરતા ગીત ગાયછે સારપછી તેમને ધાણા નાળિયેર ગો-ળ આપેછે

થયા પછી તરતજ હું તેના છૂટા છેડા કરીશ આવી રીતે સરને પરણીને છૂટી થયેલી કન્યા નાતરૂં કરેછે.

ખર્ચ થાય નહિ એટલા માટે ઉપર પ્રમાણે વિધિ કરવામાં આવેછે નાતરું કરતી વેળાએ કન્યાના બાપને ખર્ચ કરવો પડતો નથી. પણ માત્ર વરની સાથે તેના સગાંવાહલાં જે આવેછે તેઓને જમાડવાં પડેછે. કન્યાનાં વસ્ત્ર વર પુર્યાં પાડેછે. પરણાવ્યા વિનાની કન્યાનું નાતરૂં થઈ શકતું નથી.

જ્યારે કન્યાનું વય નવ કે દશ વર્ષનું થાયછે ત્યારે જોશીને બોલાવીને લગ્નનું મુહૂર્ત ઠરાવેછે. તેમાં કુટુંબમાં કોઇ શોક હોયતો વીતવા દેછે, લગ્નનો દિવસ ઠરયા પછી વર અને કન્યાનાં સગાંવાહાલાને કંકોતરિયો મોકલવામાં આવેછે. તે લખીને પછી તેમાં કંકુના છાંટા નાંખેછે અને તેની મતલબ ઘણું કરીને નીચે પ્રમાણે હોયછે.

"સ્વસ્તિ શ્રી અમદાવાદ મહા શુભસ્થાને પૂજ્યારાધ્યે અનેક સર્વે શુભોપમા યોગ્ય, પરોપકારી, સર્વ સદ્‌ગુણના નિધાન, સકળ કળા ગુણ જાણ, ઉત્તમોત્તમ ચોદવિદ્યા ગુણજાણ શેઠજી શ્રીપંચ શેઠ સાભાગદાસ બેહેચરદાસ તથા શેઠ કરમચંદ પ્રેમચંદ દિન દિન અધિક પ્રતાપ જોગ શ્રી મહુવા બંદરથી લી૦ શા૦ આત્મારામ ભૂધરદાસના જયગોપાળ વાંચજો, વિશેષ લખવા કારણ એ છે જે અત્રે સર્વ કુશળ છે તમારી કુશળતાના પત્ર લખજો. બીજું બેહેન કંકુબાઇનું લગ્ન ચૈત્ર વદિ બીજને બુધવારનું નિરધાર્યું છે માટે તે ઉપર સાથ સર્વેને તેડીને વેહેલા પધારવું, તમો આવ્યાથી મંડપને શોભા મળે."

પછી તિથિ લખવામાં આવેછે, કોઇ વાર તો આગળ ઉપર કંકોતરી લખી હોય ને તે પ્રસંગે કોઈ આવ્યુ હોય નહિ ત્યારે નીચે પ્રમાણે વધારે લખવામાં આવેછે

"તમે ભાઇ છગનના લગ્ન ઉપર આવી શક્યા નહતા તેથી આ ફેરો જો આવશો નહિ તો તમારે અમારે ફરીને ભેગાં બેસીને પાણી પીવાનો વ્યવહાર રેહેશે નહિ. થોડું લખ્યું ઘણું કરી વાંચજો"

લગ્નના વીશ દિવસ આગમચ ઘરને ચોખ્ખું કરીને શોભાવવામાં આવેછે અને ધનવાન્ લોકો તો મોતીના અને ભરતનાં તોરણ બાંધેછે અને ગરીબ આસો પાલવનાં બાંધેછે ઘરને આંગણે મંડપ બાંધવામાં આવેછે. ગ

રીબના ઘરનો મંડપ સાધારણ થાયછે, પણ ધનવાનનો ઘણો શોભાયમાન બનાવી દેછે, તકતા બાંધી દેછે અને હાંડિયો લટકાવેછે, મૂલ્યવાન પડદા લગાવેછે ? અને મખમલના ગાલીચાથી અને ભભકદાર ચીજોથી આખો મંડપ ઝગઝગાટ કરી મૂકેછે. મંડપના એક ખૂણામાં એક લાકડાનો થંભ જે માણેકસ્તંભ કેહેવાય છે તે ઉભો કરવામાં આવેછે, તેને પુષ્પ ચડાવેછે અને બીજા શૃંગારથી શોભાવીને તેની પૂજા કરેછે. મંડપમાં ગ્રહ, ગણપતિ—વિઘ્નરાજ અને પૂર્વજની પૂજા થાયછે—છેલ્લાની પૂજા એટલા માટે થાયછે કે કુટુંબમાં કોઇના જન્મથી કે મરણથી સૂતક આવી પડે નહિ

રેહેવાના ઘરમા ગોત્રજની સ્થાપના કરેછે. ભીંતને ધોળીને ઉપરથી એક, તેની નીચે બે અને તેની નીચે ત્રણ એ પ્રમાણે શંકુ આકારે ચડતા સાત સુધી કંકુના ચાંદલા કરેછે ને તેની નીચે ઘીના સાત ચાલા કરેછે તે ગરમાઇથી પીગળેછે તેથી તેના નીગાળા ઉતરેછે એ પ્રમાણે ગોત્રજનું ઝાડ પૂજા કરવાને થાયછે.

વરરાજાને, તેમજ કન્યાને (પોતાના બાપને ઘેર) પોતાના ઘરની છત્ર પ્રમાણે શણગારવામાં આવેછે જો તે રજપૂત હોયછે તો કીનખાબનો કે જરીનો સુરવાલ પેહેરેછે. જો તે બ્રાહ્મણ કે વાણિયો હોયછે તો રેશમી-કોરનું ધોતિયું પેહેરેછે અને ત્યારપછી લાલ કે પીળો જામો પેહેરેછે અને દુશાળો અથવા ખેસ રાખેછે; માથે શિરબંધ અથવા લાલ રંગની પાઘડી પેહેરેછે. કન્યાનો બાપ તેને પીળો ઉતરિયો આપેછે કન્યા ધોળા રેશમની કાંચળી પેહેરેછે અને પીળો કે લાલ ચણિયો પેહેરેછે તથા ઉપર ચૂંદડી ઓઢેછે. વિવાહના દિવસમા કન્યા માથે મોડ પેહેરેછે અને તેના ઉપર મ્હોટો ચોખંડો લાલ કકડો નાંખેછે તે ઓજલ પડદાનું કામ સારેછે. વરને અને કન્યાને જમણે હાથે મીંઢળ બાંધવામા આવેછે તે લગ્ન થઇ રહ્યા પછી છોડી નાખેછે. હિંદુમા ગરીબનાં છોકરાંનું લગ્ન થવાનું હોયછે ત્યારે વરને એક સોનાની ઉતરી અને પરવાળાની માળા એટલું ઘરચા વિનાચાલતું નથી. તે કોઇની પાસેથી માગી લાવેછે અથવા ભાડે આણેછે. તે આ વેળાએ વરરાજાનું પદ ધારણ કરેછે. તેની સાથે તેની ઊંમરના સોબતિયો

દાણ જમ આ વિના હુ એને કરીને પેહેરીશ નહિ ગરીબ માણુસ હોય-
છે તે થાળી અથવા લોટો એજ રીતે ઉછીતો કરેછે

પ્રભાસ અથવા સોમેશ્વર પાટણની યાત્રા ઘણુ કરીને કાર્તિક શુદિ ૧૧ થી શિરૂ થાયછે તે પચરાત્રી ચાલેછે અને તે પચરાત્રી પૂર્વજની કેહેવાયછે. ઘણુ કરીને આખા કુટુંબને યાત્રાએ જવું પડેછે તેમા તે માણુસનો ભાઈ તેની વહૂઓ વગેરે સર્વેએ જવુ જોઇયે, કેમકે જો કોઈ પછવાડે રહી જાયછે તો બીજા કોઇની સાથે ભુત પ્રભાસ નહિ જતાં ઘેર રહી જાયછે* પછી સર્વ જણુ પગે ચાલીને, જોડા પેહેર્યા વિના કે પા-

* "તેઓ કેહેછે કે નિસને કાઢાડી મુકવાને આપણે ઈચ્છિયે તો તે કામ "ઘણુ કઠણ થઇ પડેછે (સ્કાટલંડમા ઘરનુ કામ કર્યા કરે એવા સખના રેહે-'નારા પિશાચને બ્રાની કેહેછે, અને જર્મનીમા જેને કોમોલ્ટ કેહેછે તેનેજ "ડ્કાન્ડીનેવિમાયા નિસ કેહેછે) એક ઘરમા એક માણસ રેહેતો હતો ત્યા 'નિસે હદપાર ઢોંગ કરવા માંડ્યા તેથી તેને ત્યા એવું ઘરતુ મુકીને બીજે 'ઠેકાણે જઈ રેહેવાનો તેણે નિશ્ચય કર્યો કેટલાક ગાડા ભરાય એટલો સામાન 'લઇ ગયા પછી બાકી રહેલો છેલવેલ્લો સામાન લેવાને તે પાછો આવ્યો તે 'સામાન માત્ર ખાલી પીપ નળા અને બીજે એવાજ પ્રકારનો હતો બધો સા-"માન ગાડામા ખડકાઇ રહ્યો એટલે પોતાના નવા રેઠાણમા સુખ થવાની ઈચ્છા 'થી પેલા માણુસે પોતાના જુના રેઠાણને અને નિસને છેલી સલામ કરી કે 'ત્યાર પછી તુરતજ તેને કાંઈ કારણને લીધે ગાડાના પાછલા ભાગમા જોવાને 'જવુ પડ્યુ તે વખતે જુવેછે તો જ્યા તે જાય ત્યા તેની સાથે જવાને એક "પીપમા નિસ ભરાઇ પેઠેલુ તેના જોવામા આવ્યુ એટલે તેની આટલી બધી 'મેહેનત વ્યર્થ ગઈ તેથી નિરાશ થતા તે ભલો માણસ વળી આશ્ચર્ય પામ્યો, 'પણ પેલુ નિસ તો અતિશય હસવા લાગ્યુ અને પીપમાથી પોતાનુ માથુ ઊ-'ચુ કરીને આભા બની ગયેલા ખેડુતને કહેવા લાગ્યુ 'હાહા' આપણુ ઉપરથી ઠાઢાડીને આભા બની ગયેના ખેડુતને 'હવે કુચ કરિયે છિયે, જોયુ'

'આ વાત જર્મની ઈગ્લંડ અને આયર્લંડમા ચાલેછે જર્મન દેશની વા-તમા, કોમોલ્ટને બાળી નાખવાને પેલો ખેડુત કોઠાર સળગાવી મૂકેછે એમ છે, 'અને પાછુ હાંકી જતા તેનો ભડકો જોવાને તે પછવાડે જુવેછે તો તેણે કોમોલ્ટને તેની પછવાડે ગાડામા જોયુ અને તે બૂમ પાડી કહ્યુ કે "અમને "બાહાર નીકળી આવવાને વેળા મળી, અમને બાહાર નીકળી આવવાને વેળા "મળી — Vid Keightley's Fairy Mythology

મડી ઘાલ્યાવિના, અથવા જેવી બાધા રાખી હોય તે પ્રમાણે પાળીને જાય છે ત્યાં પોહોચેછે એટલે સોમપુરા બ્રાહ્મણ હોયછે, ને તેમના સામા આ વેલાજ હોયછે એ લોકોનો એવો ધારો હોયછે કે, જ્યારે મંધ આવેછે ત્યારે તેમાંથી પોતાના યજમાન જે હોય તેમને પોતાને ઘેર લઇ જાયછે યાત્રાજનાર માણસનું કોઈ પૂર્વજ આગળ યાત્રાએ આવેલું હોય તેણે જેને ગોર કર્યો હોય તે, અથવા તેના કુટુંબનો જે હોય તે, પેલાના ગોરપણાનો દાવો કરેછે ત્યાં પોહોચ્યા પછી બીજે દિવસે સવારે હજામત કરાવી, મૂછો મૂડાવીને સરસ્વતિયે જઇને દેહશુદ્ધપ્રાયશ્ચિત અને શ્રાદ્ધ કરેછે (એ વિષેનું વર્ણન પછવાડે કરવામાં આવ્યું છે) પછી ગોરની સૂચના પ્રમાણે સ્નાન કરેછે. સ્રીપુરૂષને એક વસ્રે ન્હાવાની બાધા હોય તો તે પ્રમાણે કરીને ન્હાયછે પછી ગોર યાત્રાળુઓને કેહેછે કે, "નદીમાં જઇને તીર્થદેવને નમસ્કાર કરો" તેઓ તે પ્રમાણે કરેછે, તેવામાં ગોર નીચે પ્રમાણે શ્લોક ભણેછે —

गंगे च यमुने चैव गोदावरि सरस्वति
नर्मदे सिन्धु कावेरि जलेस्मिन्सन्निधिं कुरु.

ગંગા, યમુના, ગોદાવરી, સરસ્વતી, નર્મદા, અને કાવેરી નદી આ જળમાં પ્રવેશ કરો

પછી સંસ્કૃતમાં વર્ષ, મહિનો, તિથિ અને વાર ભણીને બોલેછે — "મન, વાચા અને કર્મથી જે જે મેં પાપ કર્યાં હોય તે ધોઈ નાખવા "સારૂ હુ આ તીર્થમાં સ્નાન કરૂછું, તેજ શ્રીપરમેશ્વરની કૃપા સંપાદન "કરવાને અર્થે, દેહ શુદ્ધ કરવાને કાજે, અને પૂર્વજની ગતિ પમાડવાને "અર્થે હુ સ્નાન કરૂ છુ" પછી ગોર ન્હાનારને કેહેછે 'હવે તમે તમારૂ "સ્નાન પૂર્ણ કરો" આ પ્રમાણે સર્વેને એક પછી એક ન્હવરાવેછે, તેઓ જેવા ન્હાઇને ઉપર આવેછે કે, માગણ લોગ, તેમાં મુખ્યત્વે કરીને બ્રાહ્મણો હોયછે તે, તેમને વળગી પડેછે એટલે દક્ષિણા વેહેચી આપેછે ત્યાં આગળ એક પીપળાનુ ઝાડ છે તે શ્રીકૃષ્ણના વારાનુ છે એમ મોટ ધારેછે યાત્રાળુ લોકો આ પીપળાની પૂજા કરીને પછી તેને દહુ પાણી રેડેછે, તેનુ કારણ એવુ કે પૂર્વજદેવના પીવામાં તે પાણી આવે પછી તેની આસપાસ પ્રદક્ષિણા

ફરેછે. એ પીપળાને જોઇને વળગાડવાળું માણુસ તુરત ધૂણવા મંડી જાય-છે અને આંખ્યો ફેરવી દેછે. પછી ગોર તેને કેહેછે કે "હવે તમે અહિં રેહો, તમે જે ધર્મ કરવાને કેહેશો તે પ્રમાણે કરવામાં આવશે." જો તે વાત ભૂત કબુલ કરેછે તો પછી કેહેછે કે ૧૦૮ બ્રાહ્મણ જમાડો અનેનીલ (વાછડોવાછડી) પરણાવો. જે રીતે માણસ પરણેછે તે રીતે વાછડોવાછડી પરણાવીને તે બન્નેનાં પૂછડાં એકઠાં એક જણ ઝાલી રેહેછે. મરનારનાં કુટુંબી તે પૂછડાં ઉપર પાણી, દૂધ, તલ, સહિત તર્પણ કરેછે તેનું વર્ણન વેદના કર્મકાણ્ડમાં કરેલું છે તેમાં એક શ્લોક એવો છે કે,—

भूतयोनिषु ये जाता प्रेतयोनिषु ये गताः
ते सर्वे तृप्तिमायान्तु नील पुच्छेषु तर्पिताः

ભાવાર્થ—જે કોઇ મારા પૂર્વજમાંથી ભૂત જાતિમાં ઉપજ્યા હોય તથા પ્રેત જાતિમાં ગયા હોય તે સર્વે આ નીલને પૂછડે તર્પિત કરવાથી તૃપ્ત થાઓ.

આવા શ્લોક આશરે ૧૨૫ છે તે ભણીને જળ રેડેછે, તથા જેટલાં પોતાનાં કુટુંબી મરી ગયાં હોય તેને સભારીને પાણી રેડેછે. પછી રાંધેલા ચોખાના ૧૦૮ પિંડ કરીને પૂર્વજોને નામે મૂકેછે. બીજાનાં નામ આવડતાં નહોય એટલે નીચેનો શ્લોક ભણીને મૂકેછેઃ—

विद्युच्चोरहता येच दंष्ट्रिभिः पशुभिस्तथा
तेषामुद्धरणार्थाय इदं पिंडं ददाम्यहं.

ભાવાર્થઃ—મારા પૂર્વજમાંથી જે કોઈ વીજળીથી, ચોરથી, દાંતવાળાં જાનવરોથી, તથા પશુથી મરણ પામ્યાં હોય તેઓનો ઉદ્ધાર થવા સારૂ આ પિંડ હું આપુંછું.

આમ છતાં પણ કોઇ વાર તો ભૂત કેહેછે કે, "અહિં મને સારૂં "લાગતું નથી માટે હું મારા ઘરમાં જઇને રહીશ, ત્યાં એક ગોખમાં "મારા નામનું શ્રીફળ મૂકીને તેની પૂજા કરજો." પછી ગોર તેને બહુ કાલાવાલા કરીને કેહેછે કે, "સરસ્વતીના કિનારા ઉપરની આવી રમણીય

"જગ્યા મૂકીને તમે જાઓછો ? ના ના નક્કી તમારે તો અહિયાંજ રેહેવું." આટલું કેહેતાં છતાં પણ કેટલાંક ભૂત તો ઘેર પાછાં જાયછે. જો તે રેહેવાને હા કેહેછે તો તેના કહેવા પ્રમાણે પ્રભાસમાં પુણ્યદાન કરેછે.

સાંજ પડેછે ત્યારે હજારો યાત્રાળુ લોકો એકઠા થઈને સરસ્વતીનું પૂજન કરેછે. ત્યાર પછી પડિયામાં ઘીના દીવા કરીને વેહેતા મૂકેછે તેથી કરીને નદીમાં ઝગઝગાટ થઈ રેહેછે*

આ પ્રમાણે યાત્રા પૂરી થાયછે એટલે સર્વ યાત્રાળુ લોકો ઘેર જાયછે.

જો કદાપિ ભૂત નીચી જાતનું હોયછે તો તેને ભૂવા લોકો કાહાડી મૂકેછે. તેઓને ગ્રહદેવી પ્રસન્ન હોયછે, જેવાં કે, બહુચરાજી, ખોડિયાર, ગરેચી, શીકોતર, મેલડી, અને બીજી. બ્રાહ્મણથી તે નીચી જાત સુધી સર્વે જાતના ભૂવા હોયછે. જે દેવીનો તેને હાથો હોયછે તેનું સ્થાનક વેસે પોતાના ઘરમાં કરેલું હોયછે, ત્યાં આગળ ભૂવો ભૂત કાહાડવા જવાની આજ્ઞા લેછે, તેમાં જો વધાવો આવેછે તો ભૂવો ભૂત કાહાડવા જાયછે તેની સાથે કાંશીજોડાવાળા અને ડાખલાવાળા હોયછે ને વળગાડવાળાને સામો બેસારીને વગાડતાં દેવિયોના દુહા ગાયછે,—

માનસરોવરો માય, ચાલ ચુંવાળના ચોકની
બરદાલી બેહેચરા, આવે ઉગમણુ ગોખની.

* * * * *

અથવા,

ખરી દેવિ ખોડિયાર, દીઠે વાલો ડુંગરે
સમરી સાચ દેનાર, આવે માના આકરી !

* * * * *

વળગાડવાળાના સામો ભૂવો બેઠેલો હોયછે તે, પોતાને માતા આવ્યાં હોય એવું ડોળ ધારણ કરીને ભૂતને ડરાવવાના જૂદા જૂદા પ્રકારના ઉપાય કરેછે. આ કામ કોઇ કોઈ વાર તો પાંચ પાંચ ૭ ૭ દાહાડા સુધી ચાલેછે; છેવટે વળગાડવાળો માણસ (ભૂતરૂપે) બોલી ઉઠેછે કે, "હું જ-

* ચાણાક્યની પાપશુદ્ધિમાંથી આ રીત ખરેખરી ચાલેલી જણાયછે જુવો ભાગ પેહેલાને પૃષ્ઠ. ૧૦૪ મે.

ઉઠ્યું. મારૂંધું" પછી દેવોને નામે કેટલાક રૂપિઆ ખર્ચવાના રૂપ આવછે એટલે તેનો નીકાલ કરેછે.

---

* સેતાન જે પરમેશ્વરનું સામાન્ય નકલ કરનાર છે તે આ બાબતમાં પણ તેની 'નકલ કરેછે' એવું બિશપ હાલે વિશ્વાસ વિષે અવલોકન કરતાં કહ્યું છે "તે બીજી બાબતો વિષે પણ આપણે સદાય લાગુ પાડી શકિયે ૨ રાજાઓ વિ- "વેના ત્રીજા અધ્યાયના ૧૫ મા પદમાં એલાઈશા વિષે લખેલું છે કે, તેણે "ગવૈયાને બોલાવ્યો, અને એવો બનાવ બન્યો કે તે ગવૈયાઓએ જ્યારે વગાડવા "માંડ્યુ ત્યારે ઈશ્વરનો હાથ તેના ઉપર આવ્યો ઉપર લખેલો ગ્રંથકર્તા કહેછે કે એલાઇશાએ સંગીત મંગાવ્યું તે કાંઈ તેમના કાનને માટે નહતું, પણ એલાઈશાના પોતાના હૃદયને માટે હતુ કે તેથી તેના મનોવિકાર અથવા ભૂત અતિશય ઉછાલા મારયા પછી સારી રીતે શાન્ત પામે, અને પરમેશ્વરનું શાન્તિ ભરેલું દર્શન પામવાને યોગ્ય વલણ ધારણ કરે (આહાબ એક દુષ્ટ રાજા હતો તેણે દુશ્મની લડાઇ સારૂ ઈહોશાફાટ નામના ભલા રાજાને કહ્યુ ત્યારે તેણે ઉત્તર આપ્યુ કે એ કામ ઈશ્વરને ગમતુ હોય તો તેમા હુ આશ્રય આપુ આહાબે કહ્યું કે હા તેમ છે પછી તેઓ એલાઈશા પાસે તે વિષેનું વચન કઢાવાને ગયા. આહાબ દુષ્ટ હતો માટે તેનુ મ્હો જોવાને એલાઈશા રાજી નહતો પણ પેલા ભલા રાજાની ખ તર તે બોલ્યો અને પેલા દુષ્ટને જોઇને તેના મનોવિકારે (ભૂને) ઉછાળા મારયા તેથી શાન્ત થવાને તેણે ગાણાવાળાને બોલાવ્યા)

( ભા ક )

ક્રિશ્ચિયનધર્મપ્રસારકફેરરના ચેવાના કૃત્ય વિષેના સોળમા અધ્યાયના ૧૬ મા પદમાં પિશાચ વળગેલી અથવા ભવિષ્ય કહેનાર ભૂતના વળગાડવાળી સ્રી વિષે લખ્યું છે, તે દેવી આવેલા માણસ વિષે અમે લખિયે છિયે તેને કેટલીક બાબતમાં મળતું છે.

એક વાંજિયા ભૂતના ઉપાસનથી નીચે લખેલો દાવો કરવામાં આવ્યો હ- તો-તે મુંબઈની સદરદિવાનીઅદાલતે ફેસલ કરેલા ફેસલા પસંદ કરીને છ- પાવેલા છે તેના પેહેલા પુસ્તકને ૯૧ મે પાને નીચે પ્રમાણે દાખલ છે —

પિતામ્બર નરોત્તમ, અપ્પીલનો વાદી.

મકનદાસ કુબેર, અને રાયજી મકન, અપ્પીલના પ્રતિવાદી.

"આ દાવો અપ્પીલના વાદિયે અપ્પીલના પ્રતિવાદિયો ઉપર આબરૂનું નુક- "સાન ભરી લેવાને રૂ૯૯૫) નો કરયો હતો.

"પક્ષકાર દશાદિશાવાલ વાણિયા હતા. અપ્પીલના વાદિયે પોતાની અરજી- "માં જનાવ્યું છે કે, અમારી નાતનો એક ઈશ્વર મુળજી કરીને સંવત ૧૮૮૦ ના "કાર્તિક સુદિ ૮ (તા. ૪ થી નોવેમ્બર સન ૧૮૨૩) ને રોજ નાત કરવાની રજા

૫૯

ટલા ઉપર કરીને પડદો રાખેછે ને લાકડાની ન્હાની મૂર્તિને (સિંદુર અને ઘીથી) લાલ રંગેલી હોયછે. આ લોકોને જ્યારે કોઇની સાથે દુશ્મનાવટ થાયછે ત્યારે તેને દેરું મોકલવાનું કહીને બીવરાવી મારેછે. કદાપિ તેબીક બતાવતો નથી તોપણ સર્વના માનવામાં એમ આવી જાયછે કે એનું દેરું એના ઘરમાં છે તે એની માતા નકી એના શત્રુની ખબર લેશે. જેને ઘેર દેરૂ મોકલવામા આવેછે તેનુ ઘર પૃથ્વી હાલતી હોય ને થાય તેમ ઝોલે ચડેછે, નળિયાં હલમલી જાયછે, ઘરનાં ઢોર ધ્રુજી જાયછે, અને ઘરધણી પોતે દેવીથી ત્રાસ પામી જાયછે. આ પ્રમાણે બનેછે એટલે પછી તે વળગાડવાળા માણસને આસપાસ બેઠેલા પૂછેછે કે તું કોણ છે? ત્યારે આ માણસ મરડી હાથ પગ પછાડીને બોલી ઉઠેછે કે "હું શિકોતર છું, મને એ-"ચરિયા કોળિયે મોકલી છે, જો એચરિયાને રાજી કરવામાં આવશે તો "અને તે મને પાછી બોલાવી લેશે તો હું જઇશ, નહિકર ઘરનાં બધાં "માણસોનો અને ઢોરનો હું જીવ લઇશ." પછી એચરિયાને તેડવા મોકલીને તેને કહેછે કે ભાઈ તમે ગમે તે લઇને તમારા દેરાને પાછું બોલાવી લ્યો. એચરિયાને વળગાડ થયો હોય એમ તે કરેછે અને એક લુગડાનો કાકડો કરીને તેલમાં બોળી સળગાવેછે પછી તે ઘરનાં સર્વે માણસના ઉપર અને ઢોર ઉપર ઉતારીને બે ત્રણ વાર પોતાના મ્હોંમાં

---

"આ મુદ્દાનો પુરાવો પુરતો જાણીને આ જજજે બીજા બે સાક્ષિયો રજુ રાખે-"લા લીધા નહિ અને ઠરાવ કરયો કે અપ્પીલનો વાદી પોતાની આબરૂને નુકસાન "પોહોંચ્યાનું સાબિત કરી શકયો છે, અને ભૂત કાહાડવાની ગમે તે જાતિની "માત્ર ક્રિયા કરવાના કારણ ઉપરથી તેને નાત બાહાર મુકવો એ પૂરતું કારણ "નથી, તેથી આબરૂને નુકસાન કરવાનો કાંઈ સબબ નોહોતો માટે આસિસ્ટન્ટ "જજજે આબરૂનું નુકસાન તથા અપ્પીલના વાદિયે જમણ ખાધું તે ધ્યાનમાં લ-"ઇને બધા ખર્ચ સાથે રૂ ૯૯) નુકસાનના અપાવ્યા અને અપ્પીલના પ્રતિ-"વાદિયોએ દાવો નાસાબિત કરવાને જે સાક્ષિઓને સમન્સ કરાવી બોલાવ્યા હ-"તા તેમની કોર્ટને અગત્ય નહિ જણાવાથી રજા આપી.

આસિસ્ટન્ટ જજજનું આ હુકમનામું, જજજે ફેરવ્યું પણ છેવટે અપ્પીલકોર્ટે મુદ્દામાં મંજુર રાખીને (સન ૧૮૩૨) અસલ વાદીને એક રૂપિયો તથા બધું ખર્ચ અપાવ્યું.

ખોસેછે અને પછી સળગતો બાહાર કાહાડીને પોતાના શરીરમાં દેરાને પાછુ લીધુ એમ જણાવેછે આ ચમત્કાર જોઇને જોનાર દંગ થઇ જાયછે કોઇ વાર તો વળગાડવાળાનુ મરણ હોયછે તે ગામના ઠાકોરને ત્યાં ફ-રિયાદ જાયછે. મનમા દુખુપણુ થતા ઠાકોર બેચરિયાને તેડવા મોકલેછે અને પોતાને કાંઇ વચ્ચે પડવાની પચાત નથી અને એના ઉપર કાંઇસત્તા ચલાવાની નથી એવું ડોળ બતાવીને દેર પોતાને ઘેર બોલાવી લેવાનુ તેને કહેછે બેચરિયો સમજેછે કે ઠાકોરની સાથે વધારે હુજ્જત કરવી ઠીક નહિ એટલે માતાને પાછી બોલાવી લેવાનુ વચન આપેછે

કોઇ કોઇ વાર તો હાગર પે તે પોતાનુ દેર રાખેછે એક અમારા ઓળખાણવાળા ઠાકોર હતો તેને કેસરબાઇ માતા આવતા હતા. જ્યારે તેના ખેડુત ગામ છોડીને જવાની મરજી જણાવતા ત્યારે તે તેમને કહેતો કે મારી માતા તમારી પછવાડે આવશે, એટલે ખેડુતો બીહીને રહી જ-તા. વળી એમ પણ કહેછે કે તે પોતાના લેણદારોને એજ રીતે બીવરા વીને લેણું પતાવી દેતો હતો.

દેરાનો વળગાડ કાહાડવાને કેટલીક વાર ભૂવાને પણ બોલાવવામાં આવેછે.

જોતિષ્યમાં કેટલીક તિથિયો લખેલી છે તે દિવસે કોઇ સ્ત્રી જન્મી હોયછે તો તે વિષકન્યા અથવા ખોટીનજરવાળી કહેવાયછે. તે ડાકણના નામથી ઓળખાયછે અને જેના ઉપર તેની નજર પડે તેને વળગાડના જે-ટલી પીડા થાય એમ ધારેછે. કોઇને કાંઇ બેચેન થાયછે તો તેને લાગેછે કે કોઇ ડાકણની નજર લાગવાથી થયું છે. ઘણું કરીને ચારણ કે વાઘરી-ની નાતની બાયડિયો ડાકણ હોયછે નજર લાગે નહિ એટલા માટે ઘણી સાવધાની રાખવામાં આવેછે, તેમાં લોહોડુ પાસે રાખવામાં આવેછે, કે કાળી નિશાની શરીરે કરેછે, અથવા મંત્ર કે માદળિયું પાસે રાખ-વામાં આવેછે

ગૂજરાતમાં ૭ પ્રકારના મંત્ર ચાલેછે, તે મંત્ર શાસ્ત્રમાં વર્ણવેલા છે. "૧ મારણમંત્રનામાં માણસને મારી નાંખવાની શક્તિ છે ર મોહન "મંત્ર કાનને તથા આંખોને ભ્રમ ઉપજાવેછે. ૩ સ્તંભન મંત્ર, ચાલતું "હોય તેને બંધ કરેછે., ૪ આકર્ષણ મંત્ર વડે કોઇને ખેંચી લેવુ હોય

"તો તેમ થઇ શકેછે. ૫ વશીકરણ વડે કોઇને વશ કરવું હોય તો તેમ "થાયછે, ૬ ઉચ્ચાટણ એટલે કોઇને પીડા કરવાના મંત્ર છે.

ઇ૦ સ૦ ૧૮૪૫ ની સાલમાં ભાવનગરના રાવલ વજેસિંહનો ટીલાયત કુવર દાદુભા સિહોરમાં મરણ પામ્યો. આના સમયમાં તેના ઓરમાઇ ફટાયા ભાઇ નારૂભાએ પચીશ બ્રાહ્મણોને ભાવનગરમા પ્રયોગ કરવા બેસારયા હતા, દાદુભા પણ પોતાના મરણ પેહેલા થોડીવાર અગાઉ ભાવનગરમાં રાવળની સાથે દરિયો પૂજવાના વાર્ષિક તેહેવારને દિવસે હાજર થવાને આવ્યો હતો ત્યા આગળથી તે માંદો પડયો, આ વાત ઉપરથી સિહોરના લોકને ભ્રમ પડયો કે નારૂભાએ પોતાના ભાઇનો જીવ લેવા સારૂ બ્રાહ્મણો પાસે પ્રયોગ કરાવ્યો અને નારૂભાની મા ન્હાનીબાએ કુવરને શણગારવાના ફૂલમા દિદલ મનાવીને નાખ્યા હતા દાદુભાની માએ પોતાના દીકરાની રક્ષા કરવા સારૂ પોતાની પાસેનો બધો પૈસો ખર્ચીને ઘણા દેશી પરદેશી મંત્રજંત્ર જાણનારા બ્રાહ્મણ, જતિ, ફકીર, આદિકને ભેગા કરયા લોકોમા ચાલતા વેહેંમ વિષેના નિબંધ ઉપરથી જે અમોએ ઘણો ભાગ લીધેલો છે તેનો કર્ત્તા પણ શાસ્ત્રિયે બોલાવેલા બ્રાહ્મણોમા હતો બધા મળીને આશરે ૧૦૦ જણ હતા તેમાં કેટલા એક મૃત્યુંજયના મંત્રથી મહાદેવ ઉપર અભિષેક કરતા હતા, તથા કેટલાક બગલામુખી આદિ દેવીના પાઠ કરતા એક કલકત્તાનો વાણિયો હતો તે મંત્રજંત્રમા ઘણો કુશળ હતો સર્વેએ પોતાનું ચાલ્યુ એટલું કરયુ, તથાપિ કુવર દાદુભા તો દેવલોક પામ્યો ને ઉપરથી એવી વાતો ચાલી કે નારૂભાએ હવન કરાવ્યો તેમાં બકરાના મ્હોમા ડાગર ભરીને તેમને કુંડમાં હોમ્યા તથા પ્રયોગમા બેસનાર બ્રાહ્મણો તેલમા તથા લોહીમાં ન્હાયા હતા તેમા ગિરજાશંકર કરીને એક મુખ્ય હતો. તેને બીક લાગી જે કુવરના બણીના માણસ મને મારી નાખશે, તે ઉપરથી નારૂભાએ તેને પાંચ સિપાઇ આપ્યા હતા તે તેની સાથે જ્યાં જાય ત્યા જતા હતા ઘણા લોકો એમ સમજેછે જે, આ બ્રાહ્મણે પ્રયોગ કરીને દાદુભાને મારયો છે.

એ પ્રમાણે બીજી ઘણી વાતો મારણમંત્રની સભળાયછે. કોઇ માંણસ અચાનક મરી જાયકે, તો એવું ધારવામાં આવેછે કે, એને મૂઠ મારીને મારી નાખ્યો મૂઠ મારવાથી ઝાડ સુકાય, પથ્થર ફાટે, એવી અખ્ખાંની વાતોનો લખતા પાર આવે નહિ એમ છે.

મોહનમંત્રની વાતો મંત્રશાસ્ત્રમાં છે તેઓના રચનારાઓને તે વેળાએ એ વિષેનું જે જ્ઞાન હશે તે કરતાં હવણાં ગુજરાતમાં વધારે મોહનવિદ્યા સંભળાયછે. તે એવી રીતે કે આંખોને તથા કાનોને મોહ ઉપજાવવાની કળાઓ જાણનારા કોઈ ઘરેણું કૂવામાં નાંખી દઈને બીજી જગ્યાએથી કાહાડી દેખાડેછે, તથા અજાણ્યા માણસોનાં નામ બોલી દેખાડેછે, તથા લૂગડું બાળી દેખાડીને સાજું કરેછે. આંબાનું ઝાડ તુરત ઉત્પન્ન કરેછે. ચામડાનો સર્પ કરેછે; કાંકરાના રૂપિયા કરેછે, ઠાલા હાથમાંથી હરેક પ્રકારની જણસો કાહાડેછે, તે દેખીને મૂર્ખ લોકો એમ સમજે છે કે કોઈ દેવની સહાયતા વિના આવું કામ થઇ શકે નહિ.

સ્તંભનમંત્ર વિષે એવું લખવામાં આવ્યું છે કે, એથી શત્રુનું લશ્કર આવતું હોય તો થોભી રેહે તથા વાજાંવાળા લોકોનાં વાજિંત્ર બંધ થઇ જાય, સામાવાળિયાની બુદ્ધિ બંધ થઇ જાય, વેહેતું પાણી બંધ થઇ જાય અને નાસતો ચોર ઉભો રેહે

આકર્ષણમંત્ર વિષે નીચે લખેલી વાત બહુ સાધારણ છે, કોઇ એક રાણિયે પોતાની દાસીની પાસે ચૌટામાંથી ફુલેલતેલ મંગાવ્યું હતું તે લઈને દાસી આવતી હતી તેવામાં તેને એક જતિ મળ્યો, તેણે કહ્યું કે એમાંથી મને એક શળી ભરીને લેવા દે, એમ કહીને તેણે આકર્ષણમંત્ર ભણીને પેલી શળી તેલમાં ફેરવી પણ તેની દાસીને કાંઇ ખબર પડી નહિ. કટોરામાં તેલ ફરતું દેખીને રાણિયે દાસીને પૂછ્યું કે રસ્તામાં તને કોઈ મળ્યું હતું? ત્યારે તેણે કહ્યું કે આપણા ગોરજિયે એક શળી ભરી લીધી છે, એ વિના બીજું કોઈ મને રસ્તામાં મળ્યું નથી રાણિયે તે સાંભળીને એક મ્હોટો પથ્થર પડ્યો હતો તેના ઉપર તેલ રેડી દીધું એટલે રાતમાં તે પથ્થર ઉડીને પેલા જતિના અપાસરામાં પડ્યો પછી એ વાતની રાજાને જાણ કરી ત્યારે તેણે જતિને મારી નાંખ્યો

આપણા જોવામાં આવ્યું તે પ્રમાણે, બીજા ભીમદેવના સભાદકાર જગ્મરસિંહ શેવડાએ માણસ, સ્ત્રિયો, અને દેવને વશ કરી લીધાં હતાં, તે વશીકરણ મંત્રની સહાયતાથી. તેનો ધણી પણ મંત્રવિદ્યા જાણતો હતો. એવું તેને માથે બોતાન છે.*

* જુવો પ્રથમ આવૃત્તિ ભાગ ૧ લો પૃષ્ઠ ૨૫૧-૫૨.

કોઈ એક રાજા હતો તેને બે રાણીઓ હતી ને દરેકને એક બ્રાહ્મણે વશીકરણ મંત્રની ચાઠી આપી તેમાં લખ્યું હતું કે "જો મ્હોટી રાણી પસંદ કરવામાં આવશે તોપણ ઠીક છે ને ન્હાની રાણી પસંદ કરવામાં આવશે તોપણ ઠીક છે." બન્ને રાણીઓએ પોતપોતાના મનમાં જાણ્યું કે આ લો આપણું કામ થયું. રાજાને આ વાતની ખબર પડી આવી એટલે તેણે જે માદળિયામાં ચીઠીઓ ઘાલી હતી તેમાંથી કહાડી બહાર વાંચી જોયું તો તેણે લખેલું આવ્યું. એજ પ્રમાણે ભવિષ્યવર્તનાર બ્રાહ્મણો કોઈ સ્ત્રીને બાળક અવતરવાનું હોય છે ત્યારે તેમને ચીઠીઓ મંત્રીને આપે છે અને કહે છે કે કહ્યું પણ અવતર્યા અગાઉ વાંચવી નહિ. તેમાં લખે છે કે "પુત્ર નહિ પુત્રી," એનો અર્થ, પુત્ર નહિ પણ પુત્રી એમ થાય અને એથી ઉલટો પણ થાય. કોઈ કોઈ વાર તો પુરૂષને છાનું ગંગાજળના સોગન દઈને કહી રાખે છે કે તમારી સ્ત્રીને દીકરો અવતરશે અને તેની સ્ત્રીને પણ તેવાજ સોગન દઈને કહી રાખે છે કે તમને દીકરી અવતરશે. જ્યારે જે અવતરવાનું હોય છે તે અવતરે છે, ત્યારે પેલા વહુવરના જોડાને તે કહે છે કે તમારા એનાથી કોઈને શ્રદ્ધા હતી નહિ માટે ખરી વાત તમારાથી સંતાડી રાખી હતી.+

---

+ ડાક્તર હેનરીના એટ્રિકના ઈતિહાસના સાધનમાં પૃષ્ઠ ૩૦૪ મે મંત્રના મંતર મંત્રના શોધનો ઉતારો કરી લેતાં આવું કહે છે કે જાદુગરના મંત્ર ઉપર વિશ્વાસ રહેવાથી ચમત્કાર ઉત્પન્ન થયેલા છે તે વિષેની વાતો આપણા દીખણી ગ્રંથકર્તાએ લખી છે તે અતિશય હસવું આવે એવી છે. તેમાં એક વાત એવી છે કે દુખ પામનાર માણસના આગળ એક ગરીબ સ્ત્રી વાડા-શહેર બનતી જઈને બધા રોગ નિવારણ કરી દેતી હતી અને તેને બદલે તેને એક પેની ને એક પાઉં મળતો હતો. છેવટે આ જગતમાં અને આવતી દુનિયામાં બળી મરવાનો તેને ત્રાસ લાગ્યો તેથી તેણે કબુલ કર્યું કે મારું બધું જાદુ આ સબળ અક્ષરોમાં રહેલું છે, એ અક્ષરો મારા માણસના કાનમાં ઝીણે સ્વરે કહેતી હતી, તે આ પ્રમાણે છે—

"Thy loaf in my hand,
"And thy penny in my purse,
'Thou art never the better
'And I—am never the worse'

જેઓએ વાંચેલું હોય તેઓને અમે સ્મરણ કરાવિયે છિયે કે ઉપરની વ

ॐ ह्रीं क्लीं गंगाजलायनमः

એ મંત્રથી સ્નાન કરેછે. ત્યારપછી,

ॐ ह्रीं क्लीं आनंद देवायनमः

એ મંત્રથી શુદ્ધ વસ્ત્ર પેહેરેછે, ત્યારપછી.

ॐ ह्रीं श्री भूमादि देवतायैनमः

એ મંત્રથી પૃથ્વીની પૂજા કરીને તે ઠેકાણે બેસેછે. પછી ધૂપ તથા ઘીના અને તેલના દીવા સળગાવેછે. પછી કાગળ ઉપર કે તાડપત્ર ઉપર ઘંટાકરણ વીરની મૂર્ત્તિ કાહાડેછે તેમાં તેના કાનમાં ઘંટા પેહેરાવેલા ચીતરેછે અને નીચે લખેલો મંત્ર તેમાં લખીને તેનો જપ કરેછેઃ—

ॐ नमो घटाकर्णोमहावीरः सर्वव्याधिविनाशकः
विस्फोटकभये प्राप्ते रक्षरक्ष महाबल. १
यत्र त्वतिष्ठसि देव लिखितो ऽक्षरपंक्तिभिः
रोगास्तत्र प्रणश्यंति वातपित्तकफोद्भवाः २
तत्र राजभयं नास्ति याति कर्णे जयाक्षरं
शाकीनी, भूत, वैताला राक्षसाः प्रभवन्तिन. ३
नाकाले मरणतस्य नच सर्पेण दश्यते
अग्निचोरभय नास्ति ॐघटाकर्ण नमोस्तुते. ४

ठः ठः ठः स्वाहा

આ મંત્ર બેતાળીશ દિવસમાં થઈને તેત્રીશહજાર વાર જપવો પડેછે પછી ધૂપ હોમમાં આવેછે એટલે મંત્ર પરિપૂર્ણ થાયછે. તે પછી માદળિયામાં રાખે તો ભૂત પ્રેતાદિક નાશી જાય, રાજાનો ભય ઉપજે નહિ, બુદ્ધિમાન વધે, શત્રુ વશ થાય; અથવા તેની સ્ત્રી તેને વશ થાય, (કોઈવાર આ કામ કઠિણ થઈ પડેછે) તેમજ ઘરની ભીંત ઉપર તેને ચોહોડવામાં આવે તો સાપ, ઊંદર અને બીજા ઝેરી પ્રાણી તેમાંથી જતાં રેહેછે તેમજ ભૂત પણ નાસવા માંડેછે

* રક્ષણી (વજ્રમુટ્ટી) અને લપટતાના ઉપર દ.ળ રાખનાર સાધન તરીકે વધારે કુલીન રોમન છોકરાઓની ડોકમાં માદળિયું ઘાલવા વિષેનું સ્પષ્ટાર્ક કેહેછે. પણ યાહુદી લોકો જેમ ખ્રિસ્તની વેળા પછીથી તેમના રક્ષણીને મંત્ર

આ મંત્રમાં ઉપર ઉપરથી અર્થવિનાની અને શેલભેળ ભાષા જણાઇ આવેછે તોપણ શાસ્ત્રિય નિયમને અનુસરીને તેની રચના કરવામાં આવેલી છે એમ કેહેવામાં આવેછે

---

અથવા રક્ષા તરીકે ખોટાથી બચી જવાનું સાધન ગણતા હતા તેમ ખ્રિસ્તના સમયમા પણ તેની ગણના તેઓ એ પ્રમાણે કરતા હતા એવો સંભવ છે ખ્રિસ્તના પછી સુમારે ૫૦૦ વર્ષે લખેલું હિબ્રુ ટારગમ અથવા યાહુદી લોકોનું ખાલડી ભાષામા ધર્મ પુસ્તક છે તેમાં એક વાક્ય ચમત્કારિક છે તે ખ્રિસ્તે (Matt xx iii 5) શું કહ્યું છે તે બતાવી આપેછે, તથા હવણાંના યાહુદી લોકોના પોતાના રક્ષણી વિષે શા વિચાર છે તે જણાવેછે તે વાક્ય આ પ્રમાણે છે—"ઈઝરાયલના ઈશ્વરપૂજક સમાજે કહ્યું છે કે, સર્વ લોકોમાંથી મને પસંદ કર્યા છે કેમકે હું મારા ડાબા હાથ ઉપર અને મારા માથા ઉપર રક્ષણી બાધુંછું, અને મારા બારણાની જમણી બાજુએ, લેખ બાંધ્યો છે તેનો ત્રીજો ભાગ મારા સુવાના ઓરડાની સામે આવેલો છે કે જેથી કરીને દુષ્ટ પિશાચો મને નડવાને સન્મિમાન્ થાય નહિ"—See Parkhurst's Greek Lexicon, also Bishop Patrick, and Calmet, quoted by D'Oyly and Maut, in a note on the passage in St Matthew.

રેફરમેશનના પેહેલા, એડિમ્બરોના બાંધેલા ઘરોના દ્વાર ઉપર આવાં વાક્યો છે—"*In thee, O lord, is all my truist,*" "*In Deo est honor Volet gloria,*' "*Blissit be ye Lord in al his giftis*" તે મંત્ર અથવા રક્ષણી તરીકે લખવામાં આવેલાં કેહેવાયછે તે એવા ઈરાદાથી કે ઘરમાં દુષ્ટ પિશાચો રહી શકે નહિ, અને દેવતાનુ નામ નિરંતર કાયમ કરવામાં આવેલું છે તે ઉપરથી આ વાતને ટેકો મળેછે—*St. Chamber's Traditions of Edinburgh*

સેંટ ઇરુમ કેહેછે કે "જેમ યાહુદિયોમા બલિદાન આપેલા ઘેટાના લોહી વતે ચોકઠા ઉપર નિશાનિયો કરવાનો ચાલ હતો તેમ પ્રાચીન કાળના ખ્રિસ્તિઓ પોતાના બારણા ઉપર અમુલ્ય અને છવાદ ક્રાસ કાઢતા હતા" રોમનિયાનો ઘરમા પ્રવેશ થાય નહિ તેટલા માટે મુસલમાનો કુરાનની કલમો લખીને પોતાના ઘરમા ચોટેછે તે પણીવાર અમારા જોવામાં આવ્યું છે

નાઈગર નદીના મૂળનો શોધ કરવાને જે લોકો ગયા હતા તેઓ માઉન્સા (Maussa)ગામમા એક મ્હોટા ઝુપડામા ઉતર્યા હતા તે વિષે તેઓ આ પ્રમાણે વર્ણન

નિબંધકર્ત્તા કહેછે કે, આગળના કરતાં હવણાં ભૂત ઘણાં ઓછાં થઇ ગયાં છે, તેનાં કારણ લોકમાં ચાલેછે તે માહેલું એક તો ઘણું નવાઈ જેવું છે. "કેટલાક અજ્ઞાની લોકો કહેછે કે, અંગ્રેજ સરકારની પડ"ઘમના ઘોળથી ભૂત નાશી ગયાં, તેનું કારણ કે પડઘંમની એક બાજુએ "ગાયનું ચામડું મઢેલું હોયછે (તેના શબ્દથી હિંદુના દેવ નાશી ગયા,) "તથા બીજી બાજુએ સુવરનું ચામડું છે (તેના શબ્દથી મુસલમાન લોકોના "દેવ નાશી ગયા) તેથી ભૂત ઓછાં થયાં અને મંત્રજંત્ર પણ જૂઠા પ"ડ્યા." કલોડિયસ બચાનન જેણે મેન્ટટોમ ક્રિશ્ચિયનનાં કેટલાક દેવલ જોઈ આવીને તેનું વર્ણન લખ્યુંછે તે તેમાં લખેછે કે, ઉપરના શિખરની અંદર ઘંટ લટકાવવાને બદલે કેટલાક દેવલના ઘટ તેના બીજા ભાગમાં લટકાવવામાં આવ્યા હતા; તેનું કારણ જ્યારે પૂછવામાં આવ્યું ત્યારે એવું ઉત્તર મળ્યું કે, "હિંદુનું કોઇ દેવાલય પાસે હોયછે ત્યારે અમારા દેવળના

આપે છે (ભાગ બીજે પૃ ૨૧૭)—"એના મધ્ય ભાગમા મ્હોટા ઝાડનું એક થડ છે તેને આધારે છાપરું રહેલું છે; તેમા બારણાને ઠેકાણે બે બારાં રાખ્યા છે તે એક બીજાની સામે છે, અને તેમના ઉપર ભીંતે લટકાવેલા આરબી ભાષામાં લખેલા બે મંત્રના કાગળ છે તે એટલા માટે રાખેલા છે કે આગથી ઘર બળી જાય નહિ." વળી એજ પુસ્તકના બીજા ભાગને પૃષ્ઠ ૨૩૧–૩૨ મે જુવો.

આવા ધર્મના મંત્રનો રૂશિયામા હજી લગભ એવા પ્રકારનો એ કરતા વધારે ઉપયોગ કરવામા આવેછે 'ઘણું કરીને વ્યાપારિયો, તેમા મુખ્યત્વે કરીને "જાહેર બજારના વ્યાપારિયો, પોતાની દુકાનમા વસતા નથી (હિંદુઓની પેઠે) "અને આ પ્રમાણે તેઓને રક્ષણ વિનાની રેહેવા દે છે, પણ તેઓ સાંકળ અને "તાંડાથી પાકો બંદોબસ્ત કરેછે તો પણ તેનાથી તેનું રક્ષણ થાયછે એમ "તેઓ ઘણુંકરીને માનતા નથી, પણ પોતાના દેશના લોકના વેહેમથી તેનું રક્ષણ "થાયછે એમ માનેછે. તેઓ બારણાને અને બારિયોની ફરેરીને છાપ કરેછે; અને "તેઓનો સાધુ સેંટનિકોલાસ આવા પ્રકારની જગ્યાનો રક્ષક છે એમ તેઓ માનેછે "તેથી કોઈ ચોર ચોરી કરવાને હિંમત ચલાવતો નથી. બાઈબલ સાહેબો અને દાસ "તો તેમના જોર આગળ ટકી શકે નહિ" * * * મૂર્તિપૂજનના સમયમાં બુ?ની પૂજન તેના સમાનની હતી —Russia, by Thompson Smith, Elder and Co., 1848.

ઘટનો મ્હોટો નાદ સાંભળવો તેમને ઠીક લાગતો નથી કેમકે તેઓ કહેછે કે એથી અમારા દેવ ત્રાસેછે *

*મુસલમાન બાંગ પોકારતા હોય છે ત્યારે તેનો અવાજ કાને પડે નહિ એટલા માટે હિંદુઓ કોઈ કોઈ વાર પોતાના કાન બંધ કરેછે શિખ સરકારે તાણીને બાંગ પોકારવાનો ચાલ ખરેખરો બંધ કરચો છે Vide Shore's Notes on Indian Affairs, Vol II P 412

જ્યારે નવમા સેંકડાના મધ્યમા ગ્રેટ આનસાહની સત્તાથી ઇંગ્લાંડમા ક્રિશ્ચિયન ધર્મની સંપૂર્ણ જીત મળી ત્યારે 'તેઓને બેઠો કૂટો મળી તે સાથ ઘટ વગાડવાની છૂટ પણ મળી" મૂર્તિપૂજકો જાદુના ડરથી આ ચાલ પ્રથમ ચલાવવા દેતા નહિ ઈંગ્લાંડમા ગડદાને જ્યારે દેવળમા લઇ જવામા આવેછે અને ચાધી ધાર ગુગળ થઈ જાયછે ત્યા સુધી જે ઘટ વગાડવામા આવેછે તેથી પિશાચો નાશી જાયછે એવી ધારણા થતી--Vide Brand's Popular Antiquities દેવળના શિખરમાથી થતા ઘટનાદે કરી સ્કાન્ડેનેવિયામાથી ટ્રોલો ઘણા ખરા નાશી ગયા અને બ્રીટનીના કોરિગનોને પણ એજ કારણ કરીને ટકી રહેવાનુ ઘણુ ભય ભરેલુ થઈ પડ્યુ--Vide Kenghtley's Fairy Mythology

# टीप. अ.

ભૂતનિબંધ વિષે નીચેની ટીકા, ઑમ્મે કવાટરલી મ્યાગેઝીન અને રિવ્યુના આકટોબર ૧૮૫૦ ના અંકમા "હિંદુસ્થાનમા ભૂતનો વળગાડ, ભવિષ્ય કથન, અને વૈદ્યોપચારની ચમત્કારિક ક્રિયા" એના મથાળાના વિષય માથી અત્રે દાખલ કરી છે —

ભૂતનિબંધ પ્રસિદ્ધ થતા પેહેલા ડબ્લિન યુનિવર્સિટી મ્યાગેઝીનમા વારણુ વિષેનો વિષય શિરૂ થયો હતો, તેના કેટલાક સાધણુ છપાયા હતા પણ તે રહીરહીને આવતા હતા તેથી તેના આવતા સંબધમા અંતરાય પડી ગયો હતો શુદ્ધ અને મલીન એવા દુષ્પટ પ્રકારના વળગાડની પિશાચી સત્તાવાળી બધી ભૂતવિદ્યાનો મરાઠાઓમા ચાલતા વારણુશબ્દમા સમાવેશ થાયછે, (વારણુ એ શબ્દ ગ્રીકના ન્યુમા શબ્દની સાથે મળતો આવેછે,) તોપણ આ દેખીતુ દુષ્પટપણુ માત્ર ઉપર ઉપરથી છે એવુ લખનાર ધારે છે, અને તે મનુષ્યના સવર્ધનની બે અવસ્થા બતાવવાને માટે છે, આ જૂદી જૂદી અવસ્થાઓ લોકસમૂહના સબંધ સાથે વિચારતા, એકની પછી બીજી એમ જૂદે જૂદે કાળે ચાલેછે અથવા તો તેના તેજ દૈહિક અને આત્મિક ચમત્કારથી લોકસમૂહ ઉપર જૂદી જૂદી વેળાએ, અથવા જૂદાજૂદા વર્ગના માણુસો ઉપર બે છેક જૂદી આત્મિક અસરો કરીને એકજ વેળાએ તેના જૂદા જૂદા અગભાગમા સગાથે રેહે છે વારણુ વિષેના વિષયમા જે સત્તાઓ નિશ્ચયપૂર્વક લખવામાં આવેલી છે તેને ભૂતનિબંધ બહુ પુષ્ટિ આપેછે. એ સત્તાઓ વાચવા ઉપરથી યુરોપિયન વાંચનારાઓને કદિ અપ્રતીતિ આવી હોય એમ નહિ થયુ હોય પણ કેટલુક આશ્ચર્ય તો લાગ્યુ. એ વાંચનારાઓ એવા હતા કે, એવા બનાવ બનેલા તે જગ્યાએથી દૂર વસેલા, તેમજ જે સુધારાના સમયમા તે બનાવ બનેલા હોય તેમાં તેઓની સ્થિતિ નહિ અને જે પોતાની કેલવણીને લીધે ભૂતના વળગાડ* સબંધી, એ વિષય લખનારનાથી તેના ભેદની વાતમાં કદાપિને અવશ્ય કરીને જૂદા પડેલા નહિ પણ પિશાચની સત્તાના (જે પેલા ખુનીની મૂળથીજ સત્તા છે, અને જેને મરણુની સત્તા છે, તથા જે મારતો

---

* માર્ચ ૧૮૪૮ થી તે એપ્રિલ ૧૮૫૦ સુધીના જૂદા જૂદા અંકોમા

ઘંટનો મ્હોટો નાદ સાંભળવો તેમને ઠીક લાગતો નથી કેમકે તેઓ કહેછે કે એથી અમારા દેવ નાસેછે *

*મુસલમાન બાંગ પોકારતા હોય છે ત્યારે તેનો અવાજ કાને પડે નહિ એટલા માટે હિંદુઓ કોઈ કોઈ વાર પોતાના કાન બંધ કરેછે  શિખ સરકારે તાબેના બાંગ પોકારવાનો ચાલ ખરેખરો બંધ કર્યો છે *Vide* Shore's Notes on Indian Affairs, Vol II P 412

જ્યારે નવમા સૈકાના મધ્યમાં પોપ આનસ્તાસની સત્તાથી જરૂસલેમમાં ક્રિશ્ચિયન ધર્મની સંપૂર્ણ છૂટ મળી ત્યારે 'તેઓને બીજી છૂટો મળી તે સાથ ઘંટ વગાડવાની છૂટ પણ મળી" મૂર્તિપૂજકો જાદુના ડરથી આ ચાલ પ્રથમ ચલાવવા દેતા નહિ  ઈંગ્લાંડમાં મડદાંને જ્યારે દેવળમાં લઇ જવામાં આવેછે અને ચાપેલ બાર આગળ લઈ જાયછે ત્યાં સુધી જે ઘંટ વગાડવામાં આવેછે તેથી પિશાચો નાશી જાયછે એવી ધારણા થતી--*Vide* Brand's Popular Antiquities  દેવળના શિખરમાંથી થતા ઘંટનાદે કરી સ્કાન્ડીનેવિયામાંથી ટ્રોલો ઘણા ખરા નાશી ગયા અને બ્રીટનીના કોરિગનોને પણ એજ કારણ કરીને ટકી રહેવાનું ઘણું જગ અઘરું થઈ પડ્યું--*Vide* Keightley's Fairy Mythology

# ટીપ. अ.

ભૂતનિબંધ વિષે નીચેની ટીકા, ઑગ્સ્ટ ક્વાર્ટરલી મ્યાગેઝીન અને રિવ્યુના આકટોબર ૧૮૫૦ ના અંકમાં "હિંદુસ્થાનમાં ભુતનો વળગાડ, ભવિષ્ય કથન, અને વૈદ્યોપચારની ચમત્કારિક ક્રિયા" એવા મથાળાના વિષયમાંથી અત્રે દાખલ કરી છેઃ—

ભૂતનિબંધ પ્રસિદ્ધ થતા પેહેલાં ડબ્લિન યુનિવર્સિટી મ્યાગેઝીનમાં વારણ વિષેનો વિષય શિરૂ થયો હતો, તેના કેટલાક સાધણ છપાયાં હતાં પણ તે રહીરહીને આવતાં હતાં તેથી તેના ચાલતા સંબંધમાં અંતરાય પડી ગયો હતો. શુદ્ધ અને મલીન એવા દુપ્પટ પ્રકારના વળગાડની પિશાચીસત્તાવાળી બધી ભૂતવિદ્યાનો મરાઠાઓમાં ચાલતા વારણશબ્દમાં સમાવેશ થાયછે, (વારણ એ શબ્દ ગ્રીકના ન્યુમા શબ્દની સાથે મળતો આવેછે,) તોપણ આ દેખીતું દુપ્પટપણુ માત્ર ઉપર ઉપરથી છે એવુ લખનાર ધારેછે, અને તે મનુષ્યના સંવર્ધનની બે અવસ્થા બતાવવાને માટે છે; આ જૂદી જૂદી અવસ્થાઓ લોકસમૂહના સંબંધ સાથે વિચારતાં, એકની પછી બીજી એમ જૂદે જૂદે કાળે ચાલેછે અથવા તો તેના તેજ દૈહિક અને આત્મિક ચમત્કારથી લોકસમૂહ ઉપર જૂદી જૂદી વેળાએ, અથવા જૂદા જૂદા વર્ગના માણસો ઉપર બે છેક જૂદી આત્મિક અસરો કરીને એકજ વેળાએ તેના જૂદા જૂદા અગભાગમાં સંગાથે રેહેછે. વારણ વિષેના વિષયમા જે સત્તાઓ નિશ્ચયપૂર્વક લખવામાં આવેલી છે તેને ભૂતનિબંધ બહુ પુષ્ટિ આપેછે. એ સત્તાઓ વાંચવા ઉપરથી યુરોપિયન વાંચનારાઓને કદિ અપ્રતીતિ આવી હોય એમ નહિ થયું હોય પણ કેટલુંક આશ્ચર્ય તો લાગ્યું. એ વાંચનારાઓ એવા હતા કે, એવા બનાવ બનેલા તે જગ્યાએથી દૂર વસેલા, તેમજ જે સુધારાના સમયમાં તે બનાવ બનેલા હોય તેમાં તેઓની સ્થિતિ નહિ અને જે પોતાની કેલવણીને લીધે ભૂતના વળગાડ સંબંધી, એ વિષય લખનારનાથી તેના ભેદની વાતમાં કદાપિને અવશ્ય કરીને જૂદા પડેલા નહિ પણ પિશાચની સત્તાનાં (જે પેલા ખુનીની મૂળબીજ સત્તા છે, અને જેને મરણની સત્તા છે, તથા જે મારતો *

* માર્ચ ૧૮૪૮ થી તે એપ્રિલ ૧૮૫૦ સુધીના જૂદા જૂદા અંકોમાં.

અને માણસના દેહને જેટલા પ્રકારની પીડા થઇ શકે તેટલી કરીને દુખ દેનો. નિહની પેઠે ભટકતો ફરે છે.) તરતનાં સાધન, તેની રીત, અને કમ જે ભૂતના દેખાવમા કામે લાગેલાં સર્વ એક સરખી રીતે માન્ય રાખેછે, તેમા તેઓ અતિશય જૂદા પડેછે

'મરાઠા અને ગૂજરાતના લોકોપ્રમાણે શિંગાલી લોકોમા એવાજ પ્રકારનુ માનવામા આવેછે, અને ઘણુ કરીને એવાજ પ્રકારની રીતિઓ સાથે ઙે લંકામા સાની વસતીમા ચાલતા આવા આશ્ચર્યજનક તરંગની સત્તા અને તેના પ્રસાર વિષે સા વસનાર એક અગ્રેજ પાદરિયે આશ્ચર્ય અને ગમત ાી સાથે ઘણી વાર સુધી અવલોકન કર્યુ છે, તેથી સાં ચાલતા ચ મત્મરો તેના જોવામા જેવા આવ્યા છે તેના જેવાજ વારણના વર્ણનમા લખેલા ચમત્મારો તેને લાગ્યા છે, અને એક પ્રવાસિયે બન્ને ઠેકાણાની રી તિઓના સમાનપણા વિષે લખેલો કાગળ અમારી પાસે રજુ છે તેને તે ખરો ઠરાવી આપેછે.

"તથાપિ આજને સમયે પણ તે માત્ર હિંદુસ્થાનમાજ છે એમ નથી હવણાના પ્રવાસિયોએ, દેશી અમેરિકન જાતિના હાકિમોના અપવાસની વિ ધિઓ અને સિબેરિયન જાદુગરોની ક્રિયાઓ વિષેનું વર્ણન આપ્યુ છે તે વારણને સાધનાર અને તેને કાલાવાલા કરનાર ભક્તોની ક્રિયાઓ સાથે ઘટ મળતુ આવેછે

"પણ હિંદુની ભૂત વિષેની રીતિનું ઘણુ ચમત્કારિક અને પરિપૂર્ણ મળતાપણુ એવી જગાએ જોવામા આવે છે કે આ ઓગણીસમા સૈકામા એ પ્રમાણે હોય એવી આપણે આશા રાખિયે નહિ આયર્લેન્ડના વૈદિક વેહેમ વિષે ડબ્લિન યુનિવર્સિટી મ્યાગેઝીનમાં ગયા વર્ષમાં બેત્રણ લાંમા વિષયો દાખલ થયા છે, અને સિદ નામની પરિયો અથવા પૃથ્વી ઉપરની દેવિયો વિષે, અને મનુષ્યપ્રાણીના અંગ ઉપરની તેઓની સત્તા વિષે જે વિગત આપી છે તે લોકોના ચાલતા વિ ચારની સાથે એકંદરે ચમત્કાર ભરેલુ મળતાપણું બતાવેછે, એટલુંજ નહિ, પણ કેટલીક બાબતોમાં તો—મુખ્યત્વે કરી ને સ્ત્રિયોના વળગાડ, હલવાઈ જવાપણું, તાવ, અને બીજા મટે નહિ એવા વિલક્ષણ રોગ—ભૂતનિગ ધમાં અને વારણના વિષયમાં લખેલી બાબતો સાથે અતિશય બારીક ને

ચમત્કારિક વિગતની સાથે મળતું આવેછે. હિંદુસ્થાનની પિશાચવિદ્યાનું વર્ણન આપવાના પ્રથમ પ્રયત્નમાં લખેલી વાતો કે જેનો ઘણો ભાગ બહુ ચમત્કારિક પ્રકારનો છે તે એક બીજાથી આટલા બધા છેટાની જગ્યાઓની વાતોની સાથે સાદૃશ્યતા બનાવાથી નક્કી થાયછે, એ ચમત્કારિક અને તૃપ્તિ દાયક છે. કારણ ઉપરથી કાર્યની આશા આપણે ખરેખર રાખિયે તે પક્ષે ભૂતવિષેની શ્રદ્ધા અને દક્ષિણ તથા કોકણના ગામડાંમાં પ્રકટપણું જોવામાં આવ્યું તેઓને મળતું બ્રાહ્મણી ગૂજરાતમાં અને બૌદ્ધમતવાળી લંકામાં પણ હોય; જંગલી દ્રાવિડનોના જ્યાં રહેઠાણ છે એવા ગંભિર જંગલો અને ધોધવાવાળી જગ્યાઓમા ધર્મની ઘેલછા ભરેલી જેમને લીધે એવાજ પ્રકારની અસરો આપણને માલુમ પડી આવે તે ઉપર ? અમને એટલું આશ્ચર્ય લાગ્યું હોત નહિ, અથવા સિબિરિયાના ભયંકર મેદાનો ઉપર વસનારા લોકો કે જેઓનામાં ઇશ્વરી જ્ઞાનનાં કિરણ પ્રગટ પામ્યા નથી અથવા ઇશ્વરી પ્રેમ જ્યાં પોહોચ્યો નથી તેમનામાં જોવાથી પણ નવાઇ લાગત નહિ; પણ હિંદુસ્થાનથી આટલા બધા દૂરના બ્રિટિશ બેટમા એવીજ જાતની આસ્તા કિંચિત્ ફેરવાળા અલૌકિક પડદા નીચે જોવામા આવે તેથી ખરેખર આશ્ચર્ય પામવા જેવું છે.

ભૂતનો મૂળ અર્થ જોવા જઇયે તો "તત્વ" થાયછે. ગૂજરાતમાં ભૂતને શેતાન તરીકે ગણવામા આવતાં નથી, (પ્રભુ અને મનુષ્યના પિશાચી મહાશત્રુ વિષેનો વિચાર તેમનામાં નથી). પણ "મરણ પામેલાં સ્વરૂપ- "રૂપના પ્રેત જે તે સ્થિતિમાં પણ મનુષ્યના મનોવિકાર, ઇચ્છાઓ અથવા "ચિંતાઓમા અસુખી થઇ લપટાઇ રહેલાં ગણાય છેઃ—

'અરેરે ! ગરીબ ભૂત !'

"અને જીવતા માણસના દેહમાં થોડીવાર "પેશીને તેના સાધન વડે
"દુઃખ દેવાને, ફૂમવણી કરવાને, અથવા સુખ ભોગવવાને તેના ઉપાય
"શોધેછે."

હિંદુસ્થાનના બીજા વિભાગોમાં તેઓ જૂદા જૂદા આકારથી પ્રસિદ્ધ છે. "મહિસોરના હિંદુઓ વિષે કહેતાં અબ્બી ડુબોઇસ કહેછે કે, એ 'મોટામાં અસુર (ભૂત) ની પૂજા સર્વત્રપણે વ્યાપી ગઇ છે અને તે પ્રમાણે કરવામાં આવેછે તેઓ તેને ભૂત કહેછે, તેનો વળી 'ક્રૂર' એવો

અને માં થાયછે, જાણે કે તે તત્વ તે બીજું કાંઇ નહિ પણ જે દુષ્ટ રૂહનો નિર્દોષ અને જેમાંથી સ્વભાવ અથવા સૃષ્ટિના સર્વે ગડબડાટ અને ભૂતભાગટ ઉત્પન્ન થાયછે તેઓનું તે ધારણ કરેલું રૂપ છે. અતિ દુષ્ટ તેમાં પેણ વળી પિશાચ અથવા દૈત્યના સામાન્ય નામથી ઓળખાયછે.

"એ અપદેવતાની પૂજાને માટે ઘણા ભાગમાં દેવાલય આપણા જોવા "માં આવેછે, વળી કેટલાક પરગણા એવા છે કે જેમાં અપદેવતાની પૂ"જા પ્રમાણે ચાલેછે. જે ડુંગરાના લાંબી હાર મહિમોરની પશ્ચિમ બ"ણીના ભાગમાં વિસ્તાર પામી છે તે જગ્યા એવી છે, અને ત્યાંના ઘણા "ખરા રહેવાસિયો અપદેવતા વિના બીજાની પૂજા કરતા નથી પ્રત્યેક ઘરમાં "અને પ્રત્યેક કુટુંબમાં પોતપોતાનું ઠરાવી રાખેલું ભૂત હોયછે તે તેનો "ઇષ્ટ દેવ ગણાયછે, અને તેને પ્રતિદિને તેઓ શાન્તિકારક બલિદાન આપેછે "અને તેની સ્તુતિ કરેછે, તે તેમના ઉપર પોતે કપટકાર્ય ચલાવતું બંધ "પડે એટલાજ માટે નહિ, પણ તેમની પડોશનાં ભૂત અને તેમના શત્રુ "તેમનું ભોટું કરે તેથી રક્ષણ કરવા માટે કરેછે. એ ભાગોમાં અપદેવ"તાની મૂર્તિ દરેક ઠેકાણે જોવામાં આવેછે તેનો ભયકર આકાર હોયછે "અને ઘણે ઠેકાણે તો આકારવિનાનો પથ્થર બેસારેલો હોયછે. આ પ્ર"ત્યેકનાં જૂદાં જૂદાં નામ હોયછે અને જેઓ બીજાઓના કરતાં જે "પ્રમાણે શક્તિમાન અને જુલમી હોયછે તે પ્રમાણે તેઓને પસંદ કર"વામાં આવેછે"

"સર્વે અપદેવતાને પ્રાણીના બલિદાનઉપર પ્રેમ હોયછે, અને તેટલા "માટે તેઓના ઉત્સવ ભકતો પાડા, ભૂંડ, ઘેટા, કુકડા અને બીજા એવાજ "પ્રાણિયોનો ભોગ આપેછે. જ્યારે ચોખાનું નૈવેદ્ય ધરાવેછે ત્યારે તેને "લોહીમાં રગદોળવા પડેછે; અને વળી તેઓને માદક દારૂથી પણ શાન્ત "કરવામાં આવેછે, ફૂલ ચડાવતી વેળાએ જેટલાં લાલ રંગનાં હોયછે "તેટલાંજ ચડાવામાં આવેછે.

"ભૂતની પૂજા સંબંધી અને તે કેમ ચલાવવી તે વિષે હિંદુઓના ચોથા વેદમાં લખેલું છે, તે અથર્વવેદ કહેવાયછે, અને આટલા કારણ "માટેજ તેને બહુ સંભાળથી બ્રાહ્મણોએ સંતાડી રાખ્યો છે.

"એ પ્રસરેલી રીતે મારા જોવામાં આવ્યું છે કે લાગલીજ અપદેવ-
"તાઓની પૂજા અરણ્યોમાં, એકાન્ત જગ્યાઓમાં, અને પાહાડી મુલ્કોમાં
"ઘણી ચાલેલી છે, એનું કારણ એમ છે કે, એવા લોકો શેહેરી લોકો
"કરતાં ઓછા સુધરેલા અને વધારે અજ્ઞાન અને બીકણ હોયછે, અને
"તેટલાજ માટે વેહેમની વાતો ભણી તેમનું વલણ વધારે હોયછે, તેથી
"જે જે તેમને વિપત્તિઓ આવી પડેછે તથા પીડા થાયછે તે સર્વે તેમના
"અપદેવતાના કોપથી થઇ એમ તરત તેઓ માની લે છે.

"જંગલી લોકોનો ઘણો જથો જે મલબાર કિનારાના જંગલોમાં વિ-
"ખરાતો વસેયો છે અને કાડુ કુરૂમેરૂ, શોળિગુએરૂ, અને દુરલરના જં-
"ગલોમાં અને પર્વતોમાં રહેલો છે તે ભૂતવિના બીજા કોઇ દેવતાને
"માનતા નથી."

'જર્મન ઇવાન જેલિક મિસ્શન' જે ત્યાં છે તેનો દશમો રિપોર્ટ
બંગલોરમાં ૧૮૫૦ ની સાલમાં છપાયો છે તેમાં નીચે પ્રમાણે છે.—

બંગલોરથી ૩૦ મેલ ઉપર ઉત્તર દિશામાં એક અચિલા નામે
"ગામ છે ત્યાં ગયાં વર્ષથી ધર્મને અર્થે મંડળી થયું છે, અને મિશનને
"કેટલીક મુદત ઉપર પઠિયણ જમીનનો મ્હોટો ભાગ કૃપા કરીને આપણ
"કરેલો છે. આ જગ્યાની પાસે વસનાર એક નામીચો કોરાજી પૂજારી છે,
"તેણે મૂર્તિ પૂજાનો ધર્મ છોડી દીધો છે અને ભૂતના દેવાલયને તોડી
પાડીને તે બાયબલ શાસ્ત્રના પંથમાં ભળ્યો છે" ત્યાર પછી એ ગામમાં
ગામના ભિખાવર ફકિરનુ વૃત્તાન્ત ચાલેછે, તેણે ઘણા દિવસ વિચાર કર્યાં,
ત્યાર પછી "છેવટે તેને બાયબલ શાસ્ત્રના ઉપર પ્રેમ થયો, આખા એક
"વર્ષ લગી તે ચૂપજ રહ્યો, પણ આશરે ત્રીજા અઠવાડિયા ઉપર, રીત
"પ્રમાણે વળગાડ આણીને તેના કુટુંબના ભૂતની પૂજા કરવાની તેના
"માબાપે આજ્ઞા કરી એટલે તેણે ઉઘાડી રીતે જાહેર કર્યું કે હું એ પ્રમાણે
"કરીને નીચ થવાનો નથી,—આવી જાતની પૂજા બધી જૂઠી અને પાપ
"ભરેલી છે"

મહિસોર કરતાં વધારે દક્ષિણમાં, અને કન્યાકુમારીની પડોશમાં
તીનેવલી કરીને દેશ છે, ત્યાના શાનારો વિષેના અતિ રમુજી વિષયમા રે-
વરેન્ડ મિ૦ કાલ્ડવેલ અપદેવતાના બે ભેદ જૂદા પાડેછે તેમાંથી બીજા

લોકના માનવામાં એવું છે કે, જે તરસ જોવામાં આવેછે તેતો ઘણોખરો "લાગ બાઉદાસોએ દેહાન્તર કરવાથી બનેલો છે, અને જે માણસને બા- "ઉદાસનો વળગાડ થયો હોયછે તે ભૂમે પાડેછે તે તરસના ભૂકરાની સાથે "મળતી આવેછે. વળી તેઓ એમ પણ માને છે કે સર્વે ફુલાનાઓ "(યાહુદિયોની એક જાત), ઘણાક મુસલમાનો, અને કેટલાક ક્રિશ્ચયનો પણ "બાઉદાસ હોયછે. ડાકટર ગોબાટ કહેછે કે, જ્યારે હું સખત તાવથી પિડા "પામતો હતો ત્યારે મારી આસપાસના માણસો એમ ધારતા હતા કે "જાદુગોરિયાઓની અસર પોહોચી છે. જે પોતાની મેળે અદૃશ્ય થઇ જાય "અથવા તરસનું રૂપ ધારણ કરીને મનુષ્ય જાતિ ઉપર શિકાર કરે એવા કોઇ મનુષ્ય પ્રાણિયો ખરેખર હેજ નહિ એવી વાત સદરહુ પાદરી પો- તાની આસપાસના માણસોના મનમાં ઉતારી શકયો એમ જણાયછે, પણ બાઉદાસની હૈયાતી હેજ નહિ અને પિડા કરવાની સત્તા તેને નથી એ વાત તેઓના મનમાં ને ઉતારી શકયો નહિ. આ આબીસિનિયાના લો- કોનો ખરો સિદ્ધાંત શો છે? તેનો તપાસ કરવાને ડાકટર ગોબાટ એટલો બધો આતુર નહતો, પણ પોતાની તકરારમાં જે પ્રત્યુત્તરો તેને મળેલા છે તે ઉપરથી એમ જણાયછે કે, મનુષ્ય પ્રાણીવિના બીજા પ્રકારના બાઉ- દાસો છે એમ એ લોકો માનતા હતા, અને તે નવી સ્થાપનામાં લખેલા ચરની સાથે મળતા આવેછે. ભુત [Bhoots] અને બાઉદાસ [Bowdas] એ બે શબ્દો નામમાં અને પ્રકારમાં મળતા આવેછે તેથી જ્યારે એકવાર બળવાન આબિસિનીયાના રાજ્ય સાથે હિંદુસ્થાનનો વ્યાપાર ચાલતો હતો અને જે હવણાં બીલકુલ બંધ પડી ગયો છે તે વેળાએ એ બે શબ્દો એકજ મૂળ ઉપરથી ઉત્પન્ન તો થયા નહિ હોય? તેનો તપાસ કરવાનું સુઝી આવેછે.

ડાકટર ગોબાટ લખેછે (અને વેહેમ લોકોને કેટલા દુઃખી કરેછે તે- નો એ દાખલો છે) કે આબિસિનિયાના લોકો ચપળ છે, "પણ જ્યારે "લોકો બેચેન થાયછે ત્યારે એમ જાણેછે કે આપણા ઉપર ભૂત અને "જાદુગરોની સત્તા ચાલી છે, તેથી તેઓ બમણા દુખી થાયછે."

નાથાનિયલ પિયર્સે આબિસિનિયાની રીતભાત વિષે ન્હાનું પણ ખરૂં વર્ણન લખ્યું છે, તે મુંબઇની "લિટરરી સોસાઇટીના ટ્રાન્ઝાકશન"ના

ત્રીજા ભાગમાં છપાયું છે તેમાં ઉપરના વિષય વિષે નીચે પ્રમાણે લખેલુંછે:—

"આબિસિનિયામાં ઘણા પ્રકારના રોગ થાયછે, તે ભૂતનાથી થાયછે "એમ તેઓ કહેછે; તે વિષેનું ખરૂં વર્ણન હું આપુછું. એકને ટેગ્રીમાં બ'ર "કહેછે અને આમરસમાં ટબ્બીદ કહેછે તે મારા દેશના લોકોને ફેફરૂ ચડી 'આવવાથી મેં પિડા પામતા જોયા છે, તેના જેવોજ એ એક ધુજારો છે એમ મને લાગેછે, પણ તે લોકો એથી ઉલટું કહેછે, અને જે લોકો ચાકુ "બનાવવાનું, ભાલા કરવાનું, અને હલ બનાવવા વગેરેનું લોહોડાનું કામ "કરે છે અને જે માટીનાં વાસણ બનાવેછે તેઓનાથી એ રોગ થાયછે "એમ માનેછે. એ બધા લોકો બુડર અને ટબીદના નામથી ઓળખાય "છે અને તેમનો મુસલમાનો કરતાં પણ બહુ ધિક્કાર થાયછે તથા તેઓ "ક્રિશ્ચિયન ધર્મ પાળેછે તો પણ તેમને સંસ્કાર પામવાની આજ્ઞા નથી.''

પછી પિયર્સ ટેગ્રેટિયર નામનો એક બીજો રોગ થાયછે તે વિષેનું વર્ણન આપ્યાં જાયછે, પણ તે વિષે તો એ એવું કબુલ કરે છે કે, "એ-માં શેતાનનું નક્કી કાવતરું છે" એમ મને લાગે છે. આ ઠેકાણે લખવું જોઇયે કે ટબિ અને બુડર એ માત્ર એકજ શબ્દનો સોવરા ફેરફાર થઇ ગયેલો છે.

આફ્રિકામા ફેટિશના વળગાડ વિષે જૂરો 'લાન્ડર્ન ટ્રાવલ્સ" ભાગ બીજો પૃષ્ઠ ૧૨૦, ૧૨૩—૨૮, ૨૩૧.

ટાંક્વિનના ભૂત વિષેનું વર્ણન નીચે પ્રમાણે છેઃ—

"મે મ્હોટા જાદુગરોમાંથી એક ટેમો (ચિન ભણી ઇન્ડીઝમાં ટાં-'ક્વિનમાં) કરીને છે તે લોકોને એમ સમજાવેછે કે, હું જે બનવાનું હો-"ય તે અગાઉથી કહી શકુ છું. આ ઉપરથી લોકોને જ્યારે પોતાનાં છોક "રાના લગ્ન કરવા હોયછે, કાંઈ જમીન વેચાથી લેવી હોયછે, અથવા "કાંઇ મ્હોટું કામ પ્રારંભવાનુ હોયછે ત્યારે તેને એક ભવિષ્ય કથન ક-"રનાર માનીને તેને પૂછેછે

'તે એક પુસ્તક રાખેછે તેમાં માણસ, અને પશુના આકાર કાહાડેલા હોયછે અને ગોળ તથા ત્રિકોણ કહાડેલા હોયછે, તથા ત્રણ પીતળના "કડકા રાખેછે, તેઓના ઉપર માત્ર એક બાજુમાં કાંઇક અક્ષરો કાહાડે "લા હોયછે, તેમને ત્રણ પ્યાલામાં નાખીને પછી સારી પેઠે હલાવીને જ-

"ન ધી બાપટિસ્ટે અદ્દભુત કર્મ કરવા સારૂ જીસસ ખ્રિસ્તના શરીરમાં "પ્રવેશ કરયો છે બીજી વેળાયે તેઓએ એમ લખ્યું છે કે, આત્માને સં- "પૂર્ણતાની ખામી હોય તે મેળવી લેવા સારૂ જીવંત દેહમાં તેઓ, પ્રવેશ "કરેછે. જેમકે તેઓએ કહ્યું કે, મોઝિઝનો આત્મા મેસિયાના આત્માની "સાથે જોડાવાનો છે, ઈસિદિ. દેહાન્તરનો બીજો પ્રકાર એવો છે કે, આ- "ત્માએ જૂના દેહમાં જે પાપ કરયાં હોય તે ધોઇ નાંખવાને અથવા તો "પવિત્રતાનું વિશેષ પદ મેળવી લેવા સારૂ તે નવા બંધાયલા શરીરમાં "પ્રવેશ કરેછે. યાહુદિયો ધારેછે કે, આવા પ્રકારનાં દેહાન્તર ઓછામાં "ઓછાં ત્રણ અથવા ચાર વાર થાયછે. તેઓ કહેછે કે, કેટલાક વિશેષ "ઉંચ પ્રકારના આત્માને સ્થૂળ પદાર્થનો ઘણો ધિક્કાર હોયછે; અને જી- "વંત દેહમાં તેઓ પાછા પ્રવેશ કરેછે તો તેમને ઘણો પશ્ચાતાપ થયા "વિના રેહેતો નથી. બીજા જે વિશેષ નીચ અને વિષયી હોયછે તેઓનું "વલણ સદા દેહ ભણી થયેલું રેહેછે અને માત્ર આ વિષયવાસના પ- "રિપૂર્ણ કરવાના કારણ માટે વારેવારે દેહમાં પ્રવેશ કરેછે. આવા પ્રકા- "રના દેહાન્તર અવાચક, પશુ અને નિર્જીવ પદાર્થોનાં પણ થાયછે એમ "તેઓ કેહેછે: અને આવો અભિપ્રાય ધરાવનારા લોકો છે તેઓની સં- "ખ્યા કાંઈ ઓછી નથી. યાહુદી વિદ્વાનો માંહેલા ઘણા પ્રખ્યાત છે તે- "ઓનો એવો અભિપ્રાય છે, અને એવું અભિમાન રાખેછે કે પૈથાગો- રાસ, પ્લેટો, અને વર્જિલ તથા પ્રાચિન વિદ્વાનોએ ઉપરનો અભિપ્રાય "અગિકાર કરયો હતો, તેઓએ અમારા ભવિષ્ય વાદિયોના લેખમાંથી તે "જાણી લીધો હતો.

"આવા પ્રકારનો વિચાર પૂર્વમા ઘણા પ્રાચીન કાળનો છે. ચીના "એમ કહેછે કે, ઈન્ડિયામાં આ મત પ્રથમ પ્રસિદ્ધ કરનાર કસેકિયા ક- "રીને એક ઇન્ડિયન વિદ્વાન હતો અને તે ખ્રિસ્તના પેહેલાં સુમારે ૧૦૦૦ "વર્ષ ઉપર જન્મ્યો હતો; ત્યાંથી પછી ખ્રિસ્તની પછી ૫૬ વર્ષે ચીનમાં "પ્રસરયો, ચીનાઓ એવો ઢોંગ કરેછે કે, કસેકિયાએ ૮૦૦૦ વાર અ- "વતાર લીધો હતો, અને તેનો છેલ્લો અવતાર શ્વેત હસ્તીનો હતો. ચી- "નાઓ અને ઈન્ડિયનો પોતાની મેળે મરણ પામવાને આડું પાછું જોતા "નથી, કેમકે તેમનાં છોકરાંનું પોષણ કરવાની તેને શંકા પડેછે ત્યારે તેમને

"મારી નાંખેછે; તે આવા અભિપ્રાયને લીધેજ." આ દેશના એક રાજાની "વાત એવી બની છે કે, તેને સહિયડ નીકળવાથી તેનું મુખ ગાભા પર "વાંધો બેડોળ બની ગયું તેથી આવો ભયંકર દેખાવ ધારણ કરીને તેને "જીવવું ગમ્યું નહિ, એટલે પોતાના ભત્રિજાને પોતાનું ડોકું કાપી નાંખવા "ની આજ્ઞા કરી, પછી તેને અગ્નિદાહ દેવામાં આવ્યો. એક ઇન્ડિયન વિ "દ્વાન કૅલાનસ કરીને હતો તે મ્હોટા શિકંદર પાદશાહની વેળામાં પો "તાની મેળે બળી મૂવો, તેની વાત સારી પેઠે પ્રસિદ્ધ છે. ઇન્ડિયનોમાં દે "હાન્તર વિષેનો વિચાર એવો પેઠી ગયો છે કે તેમાં કાંઇ શક લેવા "જેવી વસ્તુ તે ગણતાજ નથી અને તે ઉપરથી મોતની તેઓ કાંઈ દર "કાર કરતા નથી. અને તેઓનો બાપ દાદાઓએ અને પાસેના સગાઓ "એ પ્રાણિયોનો અવતાર લીધો હોય એમ માનીનેજ તેઓ કોઇ "પણ જીવતા પ્રાણિયોનો જીવ લેવાથી દૂર રહેછે. તેઓ ઘાતકી "પશુઓની સામે એટલો બધો પોતાનો બચાવ કરતા નથી, અને જે "પરદેશિયો પ્રાણિયોની હત્યા કરવાના હોયછે તેમની પાસેથી ધર્મની "ખાતર છોડાવેછે."

---

## ટીપ વ.

તત્વજ્ઞાન વિષયક અને શંકાશીલ વિચારની પક્ષના સાક્ષી તરીકે અમે ઍન્યમને રજુ કરિયે છિયે. એ ગ્રંથકર્ત્તા કેહેછે કે, "જો આપણે "મનુષ્યના હૃદયની અંદર વધારે ઉંડા ઉતરિયે તો, અદ્ભુત કર્મ જાણે આ"પણી શક્તિ વધારતું હોય અને અલૌકિક સાધનોની ઉપર આપણને સ"ત્તા આપતું હોય તેમ તેને માનવાનું છાનું વલણ તેમાં હોય એમ આ"પણા જાણવામાં આવશે. વળી જ્યારે આવા કેવળ કલ્પિત પ્રાણિયો સં"બંધી તકરાર હોયછે, ત્યારે તેની સાબિતી વિષે બારીકીથી ચોકશી કરવાને "વિવેક બુદ્ધિ, જોઇયે એટલી નિષ્પક્ષપાત નથી હોતી. વચ્ચે બીક આવે "છે; સંશય ભયભિત દેખાયછે; આ અદૃશ્યકાર્યાધીશોને રખેને આપણે "કોપાયમાન કરતા હોઇયે, એવી ધાસ્તી રેહેછે; અને તેઓને નહિ માનના"રાઓના ઉપર તેઓએ વેર લીધેલું તે વિષેની ઘણી વાતો લોકોના મ્હોમાં "ચાલતી હોયછે. આવાં કારણોએ કરીને વેતાલ, ભૂત, પળગાડવાળા મનુષ્ય, "અપદેવતા, પિશાચ, જાદુગરો અને જૂમંત્રવાળાઓ વિષેનો વિશ્વાસ બેશી "ગયોછે, આ બધા ભયંકર ચરોએ દરબારમા પોતાના ખેલ મચાવવાનું બંધ "કર્યું છે પણ હજી લગણ ઝુપડામાં દેખા દેછે"

પિશાચ ઉપરનો વિશ્વાસ અન્યથા કરવાથી થતી અસર વિષે હેબરે પોતાના સદાના મધુર અને સુસ્વર અવાજમાં વર્ણન આપેલું છે, પણ એ ઉપરથી એવિષેની અશ્રદ્ધા જે સર્વોત્કૃષ્ટ પ્રમાણોથી વિરૂદ્ધ છે તેવિષેની ભલામણ તે કરતો નથીઃ—

"દુષ્ટ પિશાચો ઉપરનો વિશ્વાસ, પછી તે ખરો કે ખોટો, એ એક "હરામ અને ખેગેનકર્તા છે. એ વિષે અવિચારી અને અતિશય સૂક્ષ્મ "રીતથી વિચાર કરવામાં આવે તો તેનો ઘણોજ માઠો પરિણામ નીપજે "છેઃ એથી કરીને કેટલાએક અતિશય ધિક્કાર ઉપજાવે એવા અપરાધ "કરેલા છે, અને કેટલાક અમલ દુખ ને અત્યાચાર ગુજારાયા છે; ધર્મ વિષેના અને "જાદુવિષેના ઢોંગનું એ સાધારણ મૂળ છે; અને એનો ખોટો ઉપયોગ "થવાથી બચપણની બીકથી તે ઉન્મદના ઘેલાપણા સુધી મનુષ્યના દુઃખના "અગણિત પ્રકારો નીપજેલા માલમ પડી આવેછે".

એજ ગ્રંથકર્ત્તા આગળ કહેછે કે, "જો ગડરાના* ધારેલા ભૂત
"ગ્રસ્તના ઇતિહાસમાં એ બાબતની સાથે સબંધ ધરાવનાર અપણા ખ્રિસ્ત
"અને તેના વ્યગ્ર રોગી વિના બીજુ કોઇ નહતું એમ સમજિયે; અને
"શેતાનને નામે જેણે ઉત્તર આપ્યું તે દુઃખ સહન કરનારની અવ્યવસ્થિત
"થઇ ગયેલી કલ્પનાજ હોય; તેમજ જો રોગીને પિડા કરનાર પોને ડુક-
રોમાં ભરાઇ પેસે એવી ઇચ્છા માત્ર ઉન્માદની ઘેલછાએજ કરી હોય
તો આપણો ખ્રિસ્ત સાદી વિનતિથી તૃપ્ત નહિ થતા અને ઘેલા માણસ-
ના બડબડાટ પ્રમાણે પોતાનું વચન પાલવાનો સંતોષ નહિ માનતાં ડુકરો
"ના ટોળાને એવાજ પ્રકારના રોગથી પિડિત કરીને ચમત્કારિક રીતે
"ઢોગને સ્થાપિત કરે એવી શું આપણે ધારણા કરી શકિયે'?"

બિશપ હોર્સલી કહેછે કે, "આવા તાર્કિક સમયમાં સમ્ભ્રમ જે વ-
"ઘમાડ કહેવાયછે તેના કારણ વિષે આપણે ઓછાજ મળતા આવિયે છિયે,
"જો આપણે ધર્મશાસ્ત્રનાઉપર આધાર રાખિયે તો રોગીની કલ્પના
"અને ચેતનારપદ ઉપર નરકના દૂતોની એ સ્વતન્ત્ર સત્તા હતી એમ જ-
"ણાઇ આવેછે ખરી વાત આ પ્રમાણેજ હતી એમ માનવાને મને પો-
"તાને વધારે અડચણ માલમ પડતી નથી. તર્કવાદ માનનારાઓ શ્રદ્ધામાં
"કાચા હોયછે એમ હું માનુછુ, અને તેઓ તર્કશક્તિમાં પણ બળવાન્
"નથી હોતા, તેઓ જૂની વાતોના શાયપણા વિષેની અજમાસ, તે સમય
"ના ઇતિહાસકર્ત્તાઓની સાક્ષી છતા પણ હવણાના સમયના અનુભવ
"ઉપરથી કરેછે. મારા વિચારનુ વલણ તો એમ થયેલુ છે કે, મનુષ્યોના
"તન ઉપર તેમજ તેઓના મન ઉપર નરકના પ્રેતોની સત્તા બહુજ ઓછી

---

*પાલેસ્તીનની ઉગમણુ દિશામા એ એક પ્રાન્ત છે, તેમા એક માણસને શેતાનનો વળગાડ થયો હતો તેનાથી સર્વે ડર ખાઈ જતા હતા. એક વાર તે ભટકતો હતો તેવામા તેને ખ્રિસ્ત મળ્યો અને શેતાનને નીકળી જવાને આજ્ઞા કરી ત્યારે શેતાને વિનતિ કરી કે, આ ડુકરોના ટોળામા આજ્ઞા હોય તો પેસું? ખ્રિસ્તે હા કહી તેથી તેણે ડુકરોમા પ્રવેશ કર્યો એટલે પછી ડુક્કરો સમુદ્રમા દોડી જઇને મરણ પામ્યા અને શેતાનના ખસવાથી પેલો માણસ સુખી થયો.

"થઇ ગઇ છે, અને તે જ્યારે પ્રભુના પુત્રે પોતાનું મહાકાર્ય સાધ્યું
"ત્યારે મનુષ્યના પગ નીચે શેતાનને છેલ્લી વારકી કચરી નાંખવાની જે
"તેની ઇચ્છા તેના એક પ્રારંભ દાખલ તે હતું; તથા આ બનાવ બનતા
"પેહેલાં મનુષ્યો નરકના ચરોની ઇન્દ્રિયગોચર નિર્બાધ સત્તા નીચે હતાં
"તેમાંથી તે દિવસથી તેઓ મુક્ત થયાં છે જ્યારે સિતેર જણ આપણા
"ખ્રિસ્તની પાસે આવીને તેમના આનંદની વાત કેહેવા લાગ્યા, કે તમારા
"નામથી અમે શેતાનને વશ કરી શકયા છિયે, તે સમયે તેણે ચમત્કારિક
"કથન કહ્યું છે, તે ઉપરથી પણ ઉપરની વાતનું સૂચન થાયછે. તેણે તેઓને
"કહ્યું કે, 'આકાશમાંથી વીજળીની પેઠે શેતાનને પડતાં મે જોયો.' આપણા
"ખ્રિસ્તે તેને પોતાની સત્તાના આકાશમાંથી પડતો જોયો; ત્યારે જે સત્તા
"તેણે ખોઇ તેની અસર હવે વધારે વાર જોવામાં આવે નહિ તેમાં શી
"નવાઇ છે ? આ વિષય સંબંધી વધારે ચોકશી કરયાવિના ઉપરના સામાન્ય
"ધોરણો ઉપરથી, વળગાડ એ નામ જેવો અર્થ સુચવે છે તે પ્રમાણે ખરે-
"ખરો હતો; અને પ્રથમકાલિક ખ્રિસ્તવન મતમાં પણ સામાન્યપણે તે
"પ્રસારેલો હતો અને હું તો તેના ઉપર શ્રદ્ધા રાખુંછું તથા તમો સર્વેને
"તે પ્રમાણે રાખવાની ભલામણ પણ કરૂંછું"

એક આધુનિક [1]ગ્રંથકર્તા કેહેછે કે, "આ વિષયનો આ પ્રમાણે વિ-
"ચાર કરવામાં એક ખામી છે તે હજી પણ કાહાડી શકાય એમ છે; તે એ
"કે, જો આ વલગાડ એ જૂદા પ્રકારના ચિત્તવિભ્રમ કરતાં પણ કાંઇ
"વધારે છે તો હવણા ભૂતમરનો નથી એમ કેમ બનેછે ? અને જગત્-
"માંથી તેઓ છેક જતા રહ્યા છે પણ હવે એકે નથી એવીજ ધારણા સિદ્ધ
"કરવાને બાકી રહેલી છે. * * *

"ચિત્તભ્રમ અને મૂર્છાવાયુના ઘણા બનાવોમાં ભૂતમરતોને ઘણી મ-
"ળતી આવે એવી એક સ્થિતિ થાયછે, પણ રોગી અને સામાન્યપણે વૈદ્ય
તેની ગણના જૂદા પ્રકારમાં કરેછે."

અમે નીચે એક ઉતારો આપિયે છિયે તેથી આ વિષયનો ઘણો ખ-
રો ખુલાસો થઇ જાયછે.—

---

[1] આ વિષેના વિગતવાર વર્ણન માટે ટ્રેન્ચે ચમત્કાર (Miracles) વિષે લખ્યું છે તેમાં ગડરાના ભૂતમરતો વિષેનું પ્રકરણ છે તે જૂઓ

"વળી વિશેષ, પ્રભુનો પુત્ર દેહ ધારણ કરીને આવ્યો તેથી નરકની
"સત્તા ઘણી તૂટી ગઇ એમાં આપણે સંશય કાઢાડી શકતા નથી; અને
"એનીજ સાથે શેતાનની સત્તા ઉપર દાબ બેસારવામાં આવ્યો; વીજ
"લીની પેઠે શેતાનને આકાશમાથી પડતાં મે જોયું,' બાપટીઝમ આપવા-
"થી અને ધર્મપુસ્તકનો ઉપદેશ કરવાથી તેનો કોપ અને બલાત્કાર ઘે-
"રાઇ ગયોછે, અને તેનો અટકાવ કરવામાં આવ્યો છે. હવણાં પણ મૂ-
"ર્તિપૂજકોની ભૂમિમા તેમાં મુખ્યત્વે કરીને જ્યાં શેતાનને શાન્તપણે
"જમ્પીને બેસવા વારો મળ્યો નોહોતો, પણ જ્યાં ખ્રિસ્તના ધર્મપુસ્તકનો
"પ્રથમ પ્રવેશ થવાથી અજવાળા અને અંધારા વચ્ચેની લડાઇના મ-
"હાન્ પરિણામદર્શક ભેદને માર્ગ મળતો હતો ત્યાં પણ જૂદી રીત થઇ
"છે. ત્યાં તો આવાં દુષ્ટ પિશાચ, પછી એટલાં બધાં કે એ કરતાં ઓછાં
"હોય એવી આશા રાખવામાં આવેજ. લ્યુથેરન પાદ્રી રેનિઅસે હિંદુસ્થાનથી
"ઘણું રમિક લખાણ કરી મોકલ્યુ છે, તેમાં પોતાના અનુભવની વાત એવી
"લખી છે કે,–દેશી ક્રિશ્ચિયનો તેમાં વળી ઘણાક તો ખરા ક્રિશ્ચિયનો પ્રમાણે
"વર્તતા નથી એવાછે, તોપણ મૂર્તિપૂજકોના આત્મા ઉપર અને શરીર ઉપર
"શેતાનની સત્તા ચાલેલી વારેવારે જોવામાં આવેછે તેવી તેમનામાં જો-
"વામાં આવતી નથી; અને એક ચમત્કારિક દાખલો આપીને તે બ-
"તાવેછે, અને તે એવો કે જેમાં દેક સુધી પોતાના જોવામાં આવ્યું છે.
"તે એ કે, અંધારાના ગજપમાં ખ્રિસ્તના નામ ઉપરથી જે હુમલો કરવામાં
"આવેછે તેમાં બધા પ્રકારની પૈશાચિક ટહેલ બહુ જોસ ભરેલા પ્રયત્નથી
"ચલાવવામાં આવેછે, તેજ પ્રમાણે જે માણસોને પૈશાચિક છન્દાનાં લા-
"ગણાંજ સાધન કરી મૂકેલા હોયછે તેમની મારફત સલતા તોડી પાડવાના
"પ્રયત્નો લાગુ કરવામાં આવેછે."

તો પણ એક બીજો ગ્રંથકર્તા* કહેછે કે, "આવા વળગાડ એ-
"કલા સુગ્ત મૂર્તિપૂજકોમાંજછે એમ નથી. જેઓએ તરતજ ક્રિશ્ચિયન
"ધર્મની કેળવણી લેવા માંડી હતી તેઓમાં, અને વધારે મુદતથી ક્રિશ્ચિ-
"યન થયેલા એવા કેટલાક દેશિયોમાં પણ વળગાડનાં ચાલતાં આવેલા

* The Rev. R. Caldwell B. A. in his Sketch of the Tinne-
velly Shanars

"ચિન્હ, જે પ્રમાણે શાનાર લોકો માને છે તે પ્રમાણે જેવામા આવેલાં,
"એવા ઘણા દાખલા મને મળી આવ્યા છે. ટીનેવલીના ઘણો ખરા પા-
"દરિયોને જે અનુભવ થયેલો તેની સાથે મને લાગેછે કે આ મળતુ
"આવેછે. વળગાડવાળાઓમાંથી ભૂતને કાહાડી મૂકવાની ચાલતી રીત પ્ર-
"માણે, ભૂત કાહાડવાનો પ્રયત્ન કરવાની સત્તા, તેનાં સગાંવાહાલાંને નથી
"એમ તેઓ સમજેછે. એટલા માટે યુરોપિયન ઉપાય કામે લગાડીને
"ભૂત કાહાડવા સારૂ કેટલીક વાર પાદરિયોને તેડાવેછે. તેઓ જ્યાં અ-
"જમામ કરવાને ગયેલા છે ત્યા ઘણું કરીને પોતાની તેમજ લોકોની ખા-
"તરી થાય એવી રીતે જય પામેલા છે. કેટલાક ભૂત તો જેઓને વળગ્યાં
"હોય તેમનામાંથી નીતિના બળથી અને ઉપાયથી રેહેતાં રેહેતાં નીકળી
"જાયછે; પણ ઘણી વાર તો તેમને કાહાડવાનો ખરેખરો અસરકારક ઉ-
"પાય ઉલટી કરાવનાર અર્ક થઇ પડેછે."

"મૂર્તિપૂજકોના દેશામા ભૂતના ખરેખરા વળગાડ કદિ બનતા
"નથી, એમ હું તકરાર કરતો નથી. જ્યાં શેતાન નિર્બાધ સત્તા ચલાવે
"છે, અને જ્યાં ભૂતના વળગાડ વારે વારે થાયછે અને તે ખરા છે એ
"વો વિશ્વાસ સાધારણ થઇ પડ્યો છે, ત્યાં એ પ્રમાણે માનવાને કાંઇ
"આધાર હશે એમ ધારવુ એ સ્વાભાવિક છે. લૌકિક ભ્રમમાં ઘણું ક-
"રીને કાંઇ ખરી વાત હોયછે આ વિષય વિષેના પૂરાવા સારૂ મારૂ
"મન તૈયાર થઇ રહેલુ છે, અને પ્રત્યેક દેશીને નજરે જેનારાઓએ કહેલા
"ચમત્કારિક દાખલા ઉપર વિચાર કરતા એવા પ્રકારનુ કોઇ દિવસ કાંઇ
"જેવાને મે આશા રાખી હતી, પણ એ વિષેના વિશેષ ચિન્હ જેવામાં
"આવે એવા લાગ મેં ભૂત પૂજનારા લોકોમા લગભગ બાર વર્ષ સુધી-
"ની લાંબી મુદત સુધી જેયા પણ હજી લગણ મને મળ્યા નથી. એક
"શક ભરેલા દાખલા વિના, મારા સાંભળવામાં આવ્યું છે તે પ્રમાણે સર્વે
"બ્રિટિસ અને અમેરિકન પાદરિયોનો આવોજ અનુભવ થયેલો છે. આ-
"પણા જર્મન ભાઇયો વધારે ભાગ્યશાળી જણાયછે."

અમે આ ઠેકાણે એટલું વધારિયે છિયે કે મિ૦ કાલ્ડવેલ અને તે-
ના મિત્રોએ સો વશા તો ઘણાજ પૂરાવાની ઇચ્છા કરી છે.

## પ્રકરણ ૧૦

### મરણ પછીની ગતિ—અધોલોક, સ્વર્ગ, મોક્ષ.

અગ્નિદાહ દેવામાં આવેછે તે દિવસથી રોજ સાંજે, મરનારને ઘેર બેસવાને લોકો આવેછે; તે વેળાએ બ્રાહ્મણ ગરૂડપુરાણ વાંચેછે. તેમાં મરણ પછી જીવની ખરેખરી ગતિ થવાની તેની પરીક્ષાના સાધન વિષે શ્રીકૃષ્ણે ગરૂડને કહી [૧]સંભળાવ્યુંછે; એમાં શ્રીકૃષ્ણે કહ્યુંછે કે, કે-

---

૧ નૈમિષારણ્યમાં શૌનકાદિ ઋષિઓ યજ્ઞ માટે એકઠા થયા હતા. તેની સમાપ્તિની વેળાએ મુખ્ય પૌરાણિક જે સૂત હતા, તેમને બીજા ઋષિઓએ પૂછ્યું કે, પ્રાણીના મરણ પછી અન્ય શરીરની પ્રાપ્તિ શી રીતે થાય છે તે વિષે ઘણા મતભેદ છે. તેમાંથી ખરૂં શું છે તે સમજાવો. આ ઉપરથી, શ્રી કૃષ્ણ અને ગરૂડનો આ વિષે સંવાદ થયેલો તે સૂતે કહી સંભળાવ્યો છે.

ગરૂડપુરાણ, કૃષ્ણ દ્વૈપાયન-મહર્ષિ શ્રી વેદવ્યાસ પ્રણીત છે તેના ઉત્તરખંડમાં પ્રેતખંડ છે તેના ૪૫ અધ્યાય છે તેમાં આ વિષેનું કથન આવેછે. બીજું પુસ્તક ગરૂડપુરાણનો સારોદ્ધાર એવા નામનું છે તેના ૧૬ અધ્યાય છે. ઝુંઝુણૂ નગરના શ્રી શાર્દૂલ મહીપતીના પુરાણી મિશ્ર શ્રી સુખલાલજીના પુત્ર હરિનારાયણના પુત્રે રચ્યુ છે. અને બીજું એક એજ નામનું છે તેના ૧૦ અધ્યાય છે.

કેટલાકનો એવો અભિપ્રાય છે કે, જેમ ખડમાકડી (તૃણ જલૌકા) પોતાના આગલા પગ પ્રથમ ગોઠવ્યા પછી પાછળના પગ ઉપાડેછે, તેમજ, પ્રાણીનો જીવ, એક ખોળિયું મૂકીને તરતજ બીજા ખોળિયામાં પ્રવેશ કરેછે. બીજા કેટલાકનો એવો અભિપ્રાય છે કે, મરનારની પછવાડે પિંડ આપવામાં આવેછે તેમાંથી નવો દેહ રચાયછે તેમાં જીવને પ્રવેશ કરવો પડેછે, અને તેને દેહ દ્વારાએ કર્મજન્ય નાના પ્રકારના દુખ ભોગવવાં પડે છે.

પ્રાણીનો મરણનો સમય થાયછે ત્યારે તેને દૈવી દૃષ્ટિ થાયછે, એટલે તે યમદૂતને પ્રત્યક્ષ દેખેછે, તેમજ આ લોક તથા પરલોક તેને દૃષ્ટિ ગોચર થતા હોય એવો આભાસ થાયછે. આવા આશ્ચર્યજનક બનાવથી તેનાથી કાંઇ બોલી શકાતું નથી. યમદૂતો હાજર હોવાને લીધે, તેનો ઇન્દ્રિયસંઘાત વિકલ થઈ જાયછે, ચૈતન્ય જડ થઈ જાયછે; અને તેના પ્રાણ પોતાના સ્થાનથી ખસવા માંડેછે, શ્વાસ નિજસ્થાનથી ચલાયમાન થાયછે; તેમજ તેનો એક ક્ષણ, આ સમયે, કલ્પ જેવડો થઈ પડેછે; અને તેને જાણે ૧૦૦ વિંછી કરડ્યાં હોય

ટલાક જીવ તો લાગલાજ સ્વર્ગમાં જાયછે. કેટલાક, મોક્ષ પામેલાની સાથે જરા ઓછાં નાશવાન સુખ ભોગવેછે. આવા પ્રસાદવાન જીવ વિષે અમે આગળ ઉપર લખીશું, પણ હવણાં તો, જે ઘણા જીવ યમના પ્રસાદ ગયેલા દ્વાર ભણીને રસ્તે અચકાયાં કરેછે તેઓ વિષે લખિયે છિયે.'

જે માણસોએ ઉપરના ગમે તે લોકમાં પ્રવેશ કરવાનો પોતાનો ખરો હક મેળવી રાખ્યો નથી તેઓના જીવને મોતની છાયાની ખોશમાં થઇને યમરાજના ન્યાયાસન આગળ રજુ થવું પડેછે. તેઓએ જે પ્રમાણે સુકૃત કે દુઃષ્કૃત કરયાં હોયછે તે પ્રમાણે તેઓને તેમના પ્રવાસમાં સુખ કે પછી નાના પ્રકારનું દુઃખ સહન કરવું પડેછે; પુરાણ રચનારાઓનો દેખીતો અભિપ્રાય એમ જણાયછે કે, મનુષ્ય પ્રાણીના મન ઉપર તેની આશા કરતાં ભય વધારે સેહેલાઇથી અસર કરેછે; તેઓએ ઘણું કરીને સર્વ ભય વિષેનુંજ વર્ણન આપેલુંછે.

---

એવી પીડા થાય છે; આવા પાપીના પ્રાણવાયુ અધોદ્વારથી નીકળી જાયછે. યમ ભયંકર દેખાવના ક્રોધયુક્ત દ્રષ્ટિવાળા; યમપાશ તથા દંડ ધારણ કરીને દાંત કકડાવતા; ઉર્ધ્વ કેશવાળા; કાગડાના જેવા કાળા; વક્રતુંડવાળા નખાયુધ, યમદૂતને જોઈ તેના મનમાં અતિત્રાસ ઉત્પન્ન થાયછે. અંગુષ્ઠ પ્રમાણનો પુરુષ (જીવ) હાહાકાર કરતો શરીરમાંથી બાહાર નીકળેછે એટલે યમદૂત તેને ગ્રહી લેછે, ને જીવ પોતાનું શરીર જોતો રેહેછે. પછી યાતના દેહમાં તે જીવને ઘેરીને પાશ ગળે બાંધી દીર્ઘ માર્ગે, અપરાધીને જેમ રાજભટો લઈ જાયછે તેમ, બે યમદૂત રસ્તામાં નરકનો ભય બતાવતા તેની તર્જના કરતા તેને લઈ જાયછે. બે અથવા ત્રણ મુહૂર્તમાં તેને યમ પાસે પોહોચાડેછે. પછી તેને આકાશ માર્ગે થઈને જ્યાં તેનું શબ પડ્યું હોયછે. ત્યાં પાછો આણેછે, એટલે તેને પોતાના દેહમાં પ્રવેશ કરવાની ઈચ્છા થાયછે પણ તેમ યમદૂત કરવા દેતા નથી તેથી તે રૂદન કરેછે.

આતુર સમયે પુત્રે અષ્ટ મહાદાન તથા પાછળથી પિંડ આપ્યા હોય તેનું ભક્ષણ કરેછે, તથાપિ તેને તૃપ્તિ થતી નથી, જેની પાછવાડે પિંડદાન આપવામાં આવતું નથી તે પ્રેતરૂપ થઈ અતિ દુઃખ પામતા નિરજન્ય અરણ્યમાં કલ્પ પર્યંત ભટકતા ફરેછે. પાપ કર્મ કરયા હોય તેનું ફળ ભોગવ્યા વિના તેનો નાશ થતો નથી અને નમયાનના મોક્ષ. વિના તેને મનુષ્ય જન

તેરમા પછી, નવું શરીર પામેલા પ્રેતને યમદૂતોજ યમપુરીનો રસ્તો પકડાવેછે; પાતકી જીવ હોયછે તેને તો યમદૂતો રસ્તામાં ત્રાસ ઉપજાવીને અને નાના પ્રકારની પજવણી કરીને કાયર કરી નાંખેછે, તેઓ પ્રેતને કેહેછે કે, "ચાલ દુષ્ટાત્મન્! ઉતાવળો, અમે તને યમપુરી લઇ જઇને કુંભીપાકાદિ નરકમાં નાંખીશું!" આવા ભયંકર પ્રસંગમાં તેમના ધમકીના બોલ સાંભળતો અને પોતાનાં સગાંવાહાલાંનું રૂદન જે જગત્ સાથેનું તેનું છેલ્લું બધન, તે કાન દઇને, અંતર વધવાને લીધે તે દુઃખ ભરેલા અવાજો સંભળાય નહિ ત્યાં સુધી, સાંભળતો, હાય! હાય! કરી વિલાપ કરતો, દુઃખમય માર્ગે ચાલેછે.

---

પ્રાપ્ત થતો નથી માટે દશ દિવસ સુધી, મરનારના પુત્રે પિંડ આપવા જોઈયે. આ પિંડમાંથી પ્રત્યેકના ચચ્ચાર વિભાગ કરવામાં આવેછે, તેમાં બે ભાગ દેહને અર્થે છે, ત્રીજો ભાગ યમદૂતોને મળેછે, ચોથો ભાગ તેને ખાવા મળેછે આ પ્રમાણે નવ દિવસ પિંડ પ્રાપ્તિ થયા પછી દશમે દિવસે તે પિંડમાંથી એક હાથ જેવડો તેનો દેહ બંધાય છે, એટલે માર્ગ ગમન કરવાને તે શક્તિમાન્ થાયછે, એ દેહ માર્ગમાં અશુભ ફળ ભોગવેછે.

પ્રથમ દિવસના પિંડમાંથી તેનું માથું બનેછે.
બીજા દિવસના પિંડમાંથી ગર્દન તથા સ્કંધ બનેછે.
ત્રીજાથી હૃદય બનેછે, ચોથાથી પૃષ્ટ બનેછે
પાંચમાંથી નાભી, છઠ્ઠાથી કેડ, ગુહ્યેન્દ્રિ, બનેછે,
સાતમાથી બે સાથળ, આઠમા અને નવમાથી જંઘો અને પાદ બનેછે

આ પ્રમાણે દેહ બંધાયા પછી દશમે દિવસે તેને ભૂખ અને તરસ લાગે છે એટલે અગિયારમા અને બારમાએ તેને પિંડ આપેછે. તે ખાયછે.

તેરમા પછી તે જવા માંડેછે, યમપુરી ૮૬ હજાર યોજન દૂર છે ત્યા પ્રતિ દિવસે ૨૦૦ યોજન ચાલતો ૪૭ દિવસે યમપુરીમાં પોહોંચેછે. ત્યાં રસ્તામાં તેને ૧૬ પુર આવેછે, તેમાંનું સૌમ્યપુર અથવા યામ્યપુર પ્રથમ આવે છે ત્યાં તે ૧૮ મે દિવસે પોહોચેછે એક માસનો પિંડ આપવામાં આવેલો હોય તો તેને આ સ્થાને ખાવાને મળેછે, અહિં તે પોતાનું દુષ્કર્મ કરેલું સંભારી હાય! હાય! કરી રડેછે

પૃથ્વીની નીચે [૧]ચોરાશી હજાર યોજનને છેટે દક્ષિણમાં યમપુરી છે, એ દિશાએ યઇને દુષ્ટ જીવને લઇ જવામાં આવેછે; તેના રસ્તામાં કાંટા છવાઇ ગયેલા હોયછે તેથી પગ વિંધાઇ જાયછે; અને ધીકાવેલા ત્રાંબા-ના જેવી ધરતી છે. આવા દુઃખદાયક રસ્તા આવેછે તેમાં દિવસે વિસામો લેવાને ઝાડની છાયા હોતી નથી, અને અંધારાની વેળાએ તેને કોઇ દયાળુનો હાથ ફેરવાને હોતો નથી. પ્રેતને આરામ કરયાવિના આલ્પાં-જ કરવું પડેછે. "હાય ! હાય ! રે મારા પુત્ર !' એમ કહીને તે પોકાર મારેછે, "[૨]મે બ્રાહ્મણને કાંઇ દાન આપ્યુ નહિ." એમ કહીને પોતાનાં પાપકર્મ સંભારેછે, યમકિંકર તેને દુઃખથી ડાટી નાંખેછે; વાંદરાને જેમ તેનો ધાનકી રક્ષક ખેંચેછે, તેમ અંકોડાવતી પ્રેતને તે ખેચે છે. એટલે તે પોતાના મનમાં ખેદ પામીને કહેછે, 'મેં બ્રાહ્મણોનુ પૂજન કર્યું નહિ, હોમહવન કરયા નહિ; મુકિતની જેથી પ્રાપ્તિ થાય એવા ગગાજળનો આદર કરયો નહિ; માટે અહો ! દેહ ! તું તારાં કર્મ ભોગવ." વળી તે કહે છે કે, "જ્યાં મનુષ્ય પ્રાણી, અને પશુ પક્ષીને જળાશયની અગત્ય હતી "ત્યાં તે મે બંધાવ્યાં નહિ; પશુને માટે ગોચર રાખ્યુ નહિ, નિત્યદાન કર્યું નહિ, રગવાન્હિક ન કર્યું; કોઇને વેદ કે શાસ્ત્ર અર્પણ કરયાં નહિ, અને મારાં સાકર્મ કરેલા પણ મારા સ્વાધીનમાં રહ્યાં નહિ."

અઢાર દિવસ પૂરા થાયછે ત્યારે પ્રેત સૌમ્યપુર[૩] આવી પોહોંચે છે;

---

૧ ગરૂડપુરાણમા મનુષ્ય લોકથી યમ લોકનું અન્તર ૮૬ હજાર યોજન છે એમ લખ્યુ છે, એજ પ્રમાણે ગરૂડપુરાણ સારોદ્ધારમા પણ છે.

૨ એક માયને એક દિવસમઃ જેટલાથી તૃપ્તિ થાય તેટલું ખાવાનું (જુવો ટીપ આંક ૫)

૩ વેદ કે શાસ્ત્રમા કહેલા વચન મે પ્રમાણ કરયા નહિ અને પુરાણમાં બનાવેલા ધર્મ માર્ગનું પણ મે સેવન કર્યુ નહિ (જુવો ટીપ આંક ૫)

જો મરનાર સ્ત્રી હોય તો તે કહેછે કે —

મેં હિતકર પતિનું વચન પાળ્યું નહિ; પતિવ્રતાધર્મ પાળ્યો નહિ; યુ-૩ એટલે સાસુ સસરા આદિ પૂજ્યવર્ગ વિષે નમ્ર (સેવા) ન કર્યું; વળી કેહેછે કે, ધર્મબુદ્ધિથી પતિની સેવા કરી નહિ વૈધવ્ય પ્રાપ્ત થયા પછી પણ તપ કર્યું નહિ માટે હે દેહિન્ તું તારૂં કર્મ ભોગવ.

• આ પ્રમાણે ૧૭ દિવસ સુધી તે એકલો પ્રેત, વાયુ વેગે ધાયેછે

ત્યાં પ્રેતનો સમુદાય ઘણો થાયછે, અને વસ્તી પણ પ્રેતનીજ છે, ત્યાં આગળ પુષ્પભદ્રા નદી છે, ત્યાં આગળ એક વિશાળ [૪]ઝાડ છે તેની નીચે યમકિંકર વિશ્રામ લેવાને બેસેછે, અને પ્રેત સ્ત્રીપુત્રાદિનું સુખ સંભારીને દુઃખી થાયછે, તેને આ ઠેકાણે તેના વારસોએ શ્રાદ્ધ કર્યું હોય તો તે ખાવાને મળેછે અને બીજાને તો જ્યાં કાંઈ લઈ શકાય નહિ, અને કોઈ આપનાર મળે નહિ એવા પ્રવાસમાં, કાંઇ સાહિત્ય અગાઉથી કરી રાખ્યું નથી હોતું, તેને માટે પશ્ચાત્તાપ કરી મરવું પડેછે

એક બીજા પખવાડિયા પછી તે [૫]ગૌરિપુર આવી પોહોંચેછે, ત્યાં જંગમ નામે રાજા રાજ્ય કરેછે, તે યમના જેવો ભયંકર છે આ ઠેકાણે પ્રેત દાખલ કરેછે, અને તે દિવસે તેના વારસે શ્રાદ્ધ કર્યું હોય તો તે ખાવાને

૪ પ્રિયદર્શન નામનો વડ છે આ ઠેકાણે તે શોચ કરેછે, તેને ત્યાના યમદૂત કહેછે કે જેનો તું શોચ કરેછે તેમાનું અહિં તો તારૂં કોઇ નથી માટે તારા કર્મથી જે કાંઇ તે ભેગું કર્યું હોય તેનો ભોગ કર કે તું હવે અહિંથી જા

૫ ત્રિપક્ષીનું શ્રાદ્ધ કરતી વેળાએ મળેલો પિંડ અને જળ આ સ્થાને તેને ખાવા ને પીવા મળેછે

ઉપર જે અંક ૨-૩ ની ટીપમાં છે તે સૌમ્યપુરમાં રહી તે પ્રેત તેનીચે પ્રમાણે બોલે છે —

जलाशयो नैव कृतो मया तदा ।
मनुष्यतृप्त्यै पशुपक्षितृप्तये ॥
गोतृप्ति हेतोर्नच गोचरः कृतः ।
शरीर ! हे निस्तर यत त्वया कृतम् (१०१)

અહિં જે જંગમ રાજા છે તે (कामरूपधृक्) સ્વેચ્છા પ્રમાણે સ્વરૂપ ધારણ કરે એવો છે એમ ગરૂડપુરાણમાં લખ્યું છે અને તેના સારોદ્ધાર નામના પુસ્તકમાં कालरूपधृक् એટલે કાળના જેવું રૂપ ધારણ કરનાર એમ લખ્યું છે

અહિં ભટના આઘાતથી પીડાયછે ત્યારે બોલે છે કે —

न नित्यदानं न गवाह्निकं कृतं ।
पुस्तं न दत्तं नहि वेदशास्त्रयोः ॥
पुराणदृष्टो न हि सेवितोऽप्यमा ।
शरीर ! हे निस्तर यत् त्वयाकृतम् ॥

મળેછે, ત્યાર પછી ત્યાંથી [1]નગેન્દ્ર ભવન, [2]ગાંધર્વ, [3]શૈલાગમ, [4]ક્રૌંચ, [5]ક્રૂ-

---

૧ નગેન્દ્ર ભવનનાં (જેમાં વિશાળ ઝાડનાં ઝુંડ છે.) રસ્તામાં રૌન્દ્રવન (અસિપત્ર આદિ) આવેછે. આ સ્થાને નિર્દયો એને ખેંચેછે તેથી દુઃખ પામેછે. બે મહિને અહિં પોહોંચેછે. અને બે માસનો માસિયો (દ્વૈ માસિક) તેના વારસ કરેછે તે વેળાએ પિંડ આદિ આપેલું હોય તે અહિં તેને મળેછે અને તેનું તે ભક્ષણ કરેછે. પછી ત્યાંથી આગળ યમકિંકર ગંધર્વ નગર ભણી લઈ જાયછે.

૨ આ નગર વેગળેથી દૃશ્યમાન છે પણ સમીપ આવતા તે અદૃશ્ય થઇ જાયછે માટે એનું નામ ગંધર્વ નગર રાખ્યુછે. આ ઠેકાણે તે ત્રીજે માસે આવી પોહોંચેછે, અને ત્રૈમાસિક પિંડ આપવામાં આવેછે તે ખાયછે.

૩ ચોથે મહિને પ્રેત શૈલાગમ નગરમા આવેછે (શૈલ+આગમ=પથ્થરનું ત્યાં આવવું એટલે વર્ષવું થાયછે. માટે એવું નામ પાડ્યુંછે) આ સ્થાને નિરંતર પથ્થરનો વરસાદ થાયછે. ચતુર્થ માસિક શ્રાદ્ધ વેળાએ આપેલા પિંડ આદિ પ્રેતને આ સ્થાને ખાવાને મળેછે. અહિં તે બોલેછે કે,

न ज्ञानमार्गो नच योगमार्गो
न कर्ममार्गो नच भक्तिमार्गः
न साधुसंघात् किमपि श्रुतंमया
शरीर! हे निम्न यत् त्वयाकृतम् [१११]

જ્ઞાનમાર્ગ, યોગમાર્ગ કર્મમાર્ગ, અને ભક્તિમાર્ગનું હે શરીર, તે સેવન કર્યુ નહિ, તેમજ, મેં સાધુના સમુદાય પાસેથી પણ કાંઇ (ધર્મમાર્ગ) સાંભળ્યો નહિ. તો હું તારૂં કરયુ ભોગવ

૪-૫ ક્રૌંચપુરમા પાચમે માસે આવેછે એમ સારોદ્ધારમાં લખ્યુ છે અને સાડાપાંચ માસે ક્રૂરપુરમા આવેછે એમ જણાવ્યુછે પણ ગરુડપુરાણમાં પાંચમે માસે ક્રૂરપુરમાં આવેછે અને સાડાપાચ માસે ક્રૌંચપુરમાં આવેછે એમ લખ્યું છે આ સ્થાને પાંચ માસનું શ્રાદ્ધ તથા ઉન છમાસી કરવામા આવેછે તે વેળાએ આપેલા પિંડ જલ ખાવા પીવાને મળેછે આ સ્થાને પીટાયી કપાયલો પ્રેત આ પ્રમાણે વિલાપ કરેછે —

हा मातर्हापितर्भ्रातः सुताहाहाममस्त्रियः [११२]
यस्माभिर्नोपदिष्टोऽहमवस्थाप्राप्तईदृशीम्

રપુર થઇને [૬]વિચિત્ર નગર આવી પોહોચેછે. તેમાં રસ્તામાં રૂદન જોઇને રૂદન કરેછે પત્થરોનો વર્ષાદ તેના ઉપર વર્ષેછે, અદૃસ્ય હાથથી તેના ઉપર માર પડેછે. ત્યાં વિચિત્ર નામનો રાજા રાજ્ય કરેછે તે યમનો ભાઇ થાયછે. જ્યારથી પ્રેત વિચિત્ર નગર છોડેછે, ત્યારથી તેના પ્રવાસના અતિ દુઃખદ ભાગનો પ્રારંભ થાયછે,

હવે તે વૈતરણી નદીને માર્ગે ચડેછે. વળી અસિપત્ર વન એટલે જે વનના ઝાડનાં પાંદડા તરવારના જેવીધારના અને લાંબાં હોયછે, તેનો ત્રાસ સહન કરવો પડેછે.

શ્રીકૃષ્ણ કેહેછે કે "વૈતરણી નદી મહાભયંકર છે પ્રેત એને કિનારે આવેછે કે તે જોઇને ત્રાસી જાયછે; એની પોહોળાઇ એક સો યો-

---

હે માતા ! હે પિતા ! હે ભાઇયો ! હે પુત્રો ! અરે મારી સ્ત્રિયો ! તમે મને શીખામણ દીધી નહિ તેથી મારી આવી અવસ્થા થઈ. આવું સાભળીને યમદૂત તેને કેહેછે કે.—હે મૂર્ખ ? તે તારાં કર્મથી મેળવેલું ચિર કાળ સુધી આ માર્ગમાં ભોગવ તારા માતા પિતા, સ્ત્રી પુત્ર અને મિત્ર આદિ ક્યાં છે ? પછી એક ઘડી આ સ્થાને રહીને તે વિલાપ કરતો ચાલેછે

૬ વિચિત્ર નગર અથવા ચિત્રભવનમાં છઠે માસે આવે છે ત્યાં વિચિત્ર રાજા છે તે યમનો અનુજ (ન્હાનો ભાઈ) થાયછે આ સ્થાને છ માસીનો પિંડ તથા જળઘટ મળેછે તે ખાઇ પીને આગળ ચાલેછે, અને તે પ્રાસ (ભાલા) ની અણીથી પીડાયલો વિલાપ કરેછે કે —

मातास्त्रातापितापुत्रः कोऽपिमेवर्ततेनरा
योमामुद्धरते पापं पतन्तं दुःखसागरे.

હું જે દુખ દરિયામાં પડેલો પાપી છું તેનો ઉદ્ધાર કરવાને મા, ભાઈ, પિતા, પુત્ર કોઇ છે કે નથી ।

આ પ્રમાણે વિલાપ કરતો, તરણી નદી આગળ આવી પોહોચેછે, ત્યાં કૈવર્ત (ખારવા) આવીને કેહેછે, વિતરણ એટલે ગાયનું દાન તે કર્યું હોય તો તે પુણ્યથી તરી શકાય એવી આ વૈતરણી નદી પાર ઉતરવા આ વાહાણ આવ્યુછે આવું વચન સાંભળીને પ્રેત અરે દૈવ ! એમ કેહેતો દાન દીધું નથી તેથી રડેછે, અને નદીમાં ટચકાં ખાયછે માછલાને બડિશ (કાંટાએ લોટ વળગાડેલો હોયછે તેથી મચ્છીમાર એવડે) તેમ પ્રેતને અધર રહેલા યમદૂત મ્હોમાં કાંટા નાંખીને ખેંચી એવડે વિલાપ કરતો ખેંચાતો પાર લય છે.

જનની છે, તેની રેતી માણસના માંસની બનેલી હોયછે, અને મનુષ્યનું લોહી અને પરૂ આદિથી તે ભરેલી વેહેછે, તે જેમ દેવતા ઉપર માખણ તાવતાં ફીણ આવે તેમ દીસેછે; તેના કિનારા હાડકાંના છે; તે ઘણી અગાધ અને દુસ્તર છે, તેમાં તે પાપી નીચે જાયછે અને ઉંચો આવેછે, કીડા અને જુવોનો તેમાં પાર નથી; તેમાં વિકરાળ મગર અને ઘોર પક્ષિયો હોયછે, તે પક્ષિયોની પાંખોનો જેટલો છાયડો પડે તેવિના છાંયડો પણ હોતો નથી, ત્યાં ગીધ પક્ષી હોયછે તેઓની ચાંચો તીક્ષ્ણ હોયછે," ભયંકર દેખાવથી કૃષ્ણ જેમ ત્રાસી ગયા હોય તેમ ગરૂડને કહેછે કે, "અહો ગરૂડ! જગત્પ્રલય વેળાએ જેમ બારે સૂર્ય તપે તેમ તે ઠેકાણે અગ્નિ વર્ષેછે. આવા કમકમાટ ઉપજાવે એવા ઠેકાણામા કેટલાક પાપિયોને અને તેમાં મુખ્યત્વે કરીને જેઓએ વૈતરણી ઉતરવાનું સાધન મેળવી રાખ્યું નથી હોતું તેમને, સદાકાળ ત્યાં રેહેવું પડેછે; અને બીજાઓને કૈવર્ત્ત મછવામાં બેસારીને પાર ઉતારેછે.

જે પ્રેત વૈતરણી નદીના ભયકર સ્થાનમાંથી બચીને આવેછે તેને ૭બહુાપદ, ૮દુઃખદ, નાનાક્રંદ, સુતપ્ત, ભવનસીતાઢ્ય, રૌદ્ર, પયોવર્ષણ અને બહુ-

---

૭ સાતમે મહિને તે બહુવાપદપુરમાં જાયછે ત્યા સાતમા મહિનાના શ્રાદ્ધના પિંડ આદિનું ભક્ષણ કરેછે. અહિ પરિઘ (ભૂંગળ) ના પ્રહારથી પીડાતો તે બોલેછે કે મેં કોઈને દાન દીધું નથી, હોમ હવન નથી કરયા, તપ નથી કરયું, તીર્થસ્નાન નથી કરયું અને કોઈ પ્રકારે પોતાનું હિત થાય એવું કરયું નથી માટે હે મૂઢ જીવ! જેવું કર્મ કરયુ છે તેવું ભોગવ

૮ આઠમે માસે આકાશમા ચાલતો પ્રેત દુઃખદપુરમા આવેછે ત્યાં આઠમા માસના શ્રાદ્ધના પિંડ ખાયછે ત્યાથી ચાલી નવમા માસમાં નાના ક્રંદ નામના પુરમાં આવેછે આ સ્થાને તેને મુશલનો માર મારેછે. નાના પ્રકારના આક્રંદ કરતા દારૂણ ગણોને જોઇને પ્રેતનું હૃદય શૂન્ય થઈ જાયછે, અને દુઃખથી રડેછે. પછી સુતપ્તભવનમાં આવેછે, ત્યા એને હલથી માર મારેછે અને દશમા માસના શ્રાદ્ધનો પિંડ ખાયછે તોપણ તેથી તેને સુખ થતું નથી. ૧૧ મે માસે રૌદ્રપુરમાં આવેછે. રસ્તામા તેના વાંસામાં માર મારવામા આવેછે ત્યારે કહેછે કે ઉત્તમ પથારીમાં જે પીડ પડતી તે ક્યાં અને પીઠે પડતો આવો માર ક્યાં? સાડા અગિયાર માસે તે પયોવર્ષણ પુરમાં આવેછે. ત્યાં એને કુઠાર (કુહાડા) નો માર મારેછે એટલે કહેછે કે, મારા ચાકર મારા "મસ્તક

ભીતિપુરમાં વાસ કરવો પડેછે. આ છે'લ્લાપુરમાં એક વર્ષ થઈ રેહેછે ત્યારે આવી પોહોંચેછે. સોળ શ્રાદ્ધથી આ ઠેકાણે એને હસ્ત જેવડું "શરીર પ્રાપ્ત થાયછે અને આટલી વાર સુધી જે જૂના શરીર સહિત એને પ્રવાસ કરવો પડતો હતો તે 'નાશ પામી જાયછે; જેમ કે રામની સાથે પરશુરામે હથિયાર ઉપાડ્યાં એટલે તેનામાંથી દેવતાઇ અંશ જતો રહ્યો તેમ."

આ સમયે જો સપિન્ડ શ્રાદ્ધ થયેલું હોયછે તો ઘણા જણ મુક્તિ પામી જાયછે. જીવ બહુભીતિપુરમાં રેહેછે ત્યાં તેણે જો પૃથ્વી ઉપર પુણ્ય કરેલું હોયછે તો તે પ્રમાણમાં તેને ઓછું દુઃખ ભોગવવું પડેછે.

એક મજલ આગળ ચાલેછે એટલે જીવ યમપુરીમાં આવી પોહોં-

---

ઉપર સુગંધી તેલનું મર્દન કરતા હતા તે ક્યા? અને આ યમનાકિંકર ક્રોધથી મસ્તક ઉપર માર મારેછે તેની વ્યથા ક્યાં? આ સ્થાને પ્રેતને દુખદાયક થઇ પડે એવા મેઘ વર્ષે છે ત્યા ઉનાબ્દિક (ઉનવર્ષી) શ્રાદ્ધના પિંડનુ ભક્ષણ કરેછે અને જ્યારે વર્ષપૂર થાયછે ત્યારે શીતાઢ્યનગરમા જાયછે. અહિં છરીથી તેની જીભ કાપવામાં આવેછે, આ સ્થાને હિમ કરતાં પણ સો ગણી ટાઢ પડેછે તેથી પીડા પામતો અને ભૂખથી પીડાતો પ્રેત દશે દિશાભણી જુવેછે કે કોઇ પણ મારો બંધુ અહિં ઉભો છે કે જે મારૂં દુખ ટાળે આ વેળાએ તેને યમકિંકર કેહેછે કે તે જો કાઇ પુણ્ય કર્યું હોય તો તારૂં દુખ ટળે વર્ષીના શ્રાદ્ધના પિંડ ખાવાથી તેને ધીરજ આવેછે

૯ આ શરીર હસ્તપુર જે તેને પ્રાપ્ત થયુ છે તે શરીરથી દુખ ભોગવતો આવેછે પૃ ૪૯૬ ની ટીપમાં છે એ વાત પુસ્તકને આધારે છે માટે આ ઠેકાણે અંગ્રેજીમાં લખતા ભૂલ થયેલી જણાય છે, અથવા તો કોઈ બીજા પુસ્તક ઉપરથી લીધુ હશે, કેમકે આ સમયે તેને કર્મભોગ માટે યાતના દેહ પ્રાપ્ત થાયછ, તે પોતાના શરીર સદૃશ થાયછે, અને તેમાં અંગુષ્ઠમાત્ર જીવ જે ૧૭ તત્વનાલિંગ શરીરનો અભિમાની છે તે પ્રવેશ કરેછે, અને તે ખેચર એટલે અદ્ધર ગતિ કરનાર થાયછે આવું શરીર પ્રાપ્ત કરેલું એવો જીવ યમદૂતની સાથે યમપુરીમાં જાયછે.

યમપુરીના ચાર દરવાજા છે તેમાથી દક્ષિણ દ્વારના માર્ગનું આ વર્ણન છે.

મૂળ અંગ્રેજી પુસ્તકમા શેળભેળ લખાણ છે તેનો ક્રમ સમજવા માટે આ સ્થાને વિસ્તાર આપવામાં આવ્યો છે

ચેછે, તે વિસ્તીર્ણ, એક હજાર યોજનની છે, તેના દ્વાર આગળ ચિત્રગુપ્તનું સ્થાન આવેછે, તેને લોહોડાની ભીંતો છે. યમનો આ સેવક એક મોતીથી મઢી લીધેલા ભવ્ય આસન ઉપર બેસેછે; અને આરેબિયન લોકોના યમદૂત અઝરાયેલની પેઠે માણસનાં સારાં ખોટાં સર્વે કર્મ નોંધી રાખેછે. એના સ્થાનની પાસે મનુષ્યો દુઃખ દેનારા તેના હાથ નીચેના સેવકો જ્વર, લૂતા, વિસ્ફોટક, કોઢ, [illegible]નળા અને બીજા સર્વે રોગ વસેછે.* એ સર્વે ચિત્રગુપ્તના હાથ નીચેના સે[illegible]કજન છે અને દ્વારપાળ છે. તે તેની સૂચના પ્રમાણે જીવને નરકનો રસ્તો બતાવેછે.

યમપુરીમાં ગાંધર્વ અને અપ્સરાઓ વસેછે. બ્રહ્માના તેર પુત્ર [1]શ્રવણ ત્યાં દ્વારપાળ છે. તેઓ દૂરનું શ્રવણ કરી શકે અને વેગળેનું જોઇ શકે એવી શક્તિ ધરાવેછે, અને સ્વર્ગ, મૃત્યુ તથા પાતાલમાં ફરેછે. ચિત્રગુપ્તના આવા પ્રકારના દ્વારપાલ, મૃત્યુલોકનાં કર્મથી તેને સદા જાણીતો રાખેછે. તેઓની સ્ત્રિયોની શક્તિ પણ એવાજ પ્રકારની છે. કોઇ ગમે એટલી મ્હોટાઇયે પોહોંચે તોપણ, આવી લાલચોથી લલચાયા વિના

---

* જેમ અસલને વારે એરીબસના ઘણી વારના પદભ્રષ્ટ થયેલા રાજાના રાજ્યમાં ઉમરાનેજ રહીએ અને મુખ્યત્વે કરીને ઓરકસના સંકટમાર્ગમાં ખેદ અને પ્રતિહિંસકોએ પોતાનો ઉદ્વેગનો માળો બાંધ્યો છે, અને અહિયાં નજળો, ખેદયુક્ત વૃદ્ધાવસ્થા, ત્રાસ અને ખોટા કર્મ કરાવનારી ભૂખ, છેક નીચી પંક્તિની દરિદ્રતા અને જોતાં ત્રાસ ઉપજે એવા આકારો એઓનું રેહાણ છે.

૧ બહુ ભીતિપુરથી ૪૪ યોજન છેટે ધર્મરાજપુર છે, તેમાં પાપિયોના અનેક પ્રકારના હાહાકાર થઈ રહેલા છે. તેને જોઇને પેલા પાપી જીવ પણ હાહાકાર કરે છે તે સાંભળી યમરાજના પુરચારી લોકો ધર્મધ્વજ નામના પ્રતીહારને તેના આવવાની જાણ કરેછે એટલે ચિત્રગુપ્તની આગળ તેની કરણી વિષેનો વૃત્તાન્ત કહી સંભળાવેછે. તે સાંભળીને ચિત્રગુપ્ત ધર્મરાજને નિવેદન કરેછે. ધર્મરાજ યથાયોગ્ય સર્વનાં કર્મ જાણેછે તોપણ તેવીજ રીતે જાણનાર ચિત્રગુપ્તને પૂછેછે. અને ચિત્રગુપ્ત શ્રવણને પૂછેછે. જો મરણ પામી આવેલો જીવ સો વર્ષનો હોય છે તો તેની કરણી વિષે શ્રવણની સ્ત્રિયો જે શ્રવણી કેહેવાયછે તે કહી સંભળાવેછે. તેરમાને દિવસે શ્રવણકર્મ (શ્રવણી) કરવામાં આવેછે તેથી આ શ્રવણો સંતુષ્ટ થાયછે પણ આ ક્રિયા કરવામા ન આવી હોય તો તેમને ક્રોધ ચઢેછે. ર. ઉ.

રેહે નહિ એવું પુરાણોના રચનારની નજરમા આવેનું, તે મત પ્રમાણે તેઓએ લખ્યુ છે કે, ઉપર લખેલ શ્રવણો પણ તેમને દાન આપવાથી પ્રસન્ન થાયછે તેમાં મુખ્યત્વે કરીને એક જે ધર્મધ્વજ કેહેવાયછે તેને જો કોઇયે સાત ધાનના દાનવડે પ્રસન્ન કર્યો હોય તો તે જીવની પક્ષમાં બોલેછે.

યમનો મેહેલ પચાશ યોજન લાંબો અને વીશ યોજન ઉંચો છે, તે બધો રત્ન જડીત છે; ચોગરદમ ઘંટનાદ થઇ રેહેછે, દારોએ પુષ્પોના હાર ઝોકી રહેલા હોયછે, દુગરૂપર નિશાન ફરકી રેહેછે; અદરની બાજુએ પાતાળનો રાય વિશાળ રાજ્યાસન ઉપર બિરાજમાન થાયછે, તેની આગળ શખનાદ કરીને પ્રાણિયોને તેમની કરણીનો ન્યાય કરવાને રજુ કરવામાં આવેછે. સજ્જનોની નજરે તો તે પ્રતાપવાન્ મહારાજા જણાયછે, પણ જે દુર્જનો છે તેઓને મહાવિકરાળ સ્વરૂપનો દીઠી આવે છે; સજ્જન તેની હુઝુરમાં જાયછે એટલે તે પોતાના રાજ્યાસન ઉપરથી ઉઠીને તેનો આદર સત્કાર કરેછે, અને પછી તેને સ્વર્ગમાં જવાની આજ્ઞા આપેછે, પણ દુર્જનના ઉપર ડોળા કાહાડીને તેને પોતાના દૂતોને સ્વાધીન કરેછે કે, તેઓ તેને નરકમાં નાખે અને ત્યાં "તેઓ પોતાના કુકર્મ" બાળી નાખીને ચોખ્ખા થવા સારૂ અગ્નિ કુંડમા બળ્યાં કરે.

ચોરાશી લક્ષ પ્રકારના નરક છે, તેમાં રૈરવ, મહારૈરવ, તામિસ્ર, અંધતામિસ્ર, કુભીપાક, અને બીજાં થઇને એકવીશ તો ઘોર નરક છે જીવને ત્યાં શિક્ષા થયા પછી તે ચાર પ્રકારની જાતિના એકવીશ[1] એક વીશ લાખ દેહ ધારણ કરેછે, જેવા કે અડજ એટલે ઈંડામાથી નીપજે છે તે, ઉદ્ભિજ એટલે વનસ્પતિ જેવા નીપજે તે, સ્વેદજ એટલે જે પરસેવા આદિ પ્રવાહી પદાર્થમાથી પેદા થાયછે તે, અને જરાયુજ જે સ્ત્રી પુરૂષના યોગથી થાયછે તે.

યમ જે જીવને ઉપરના લોકમા મોકલેછે તેમાથી કેટલાક સ્વર્ગ અથવા દેવલોકમાં જવા જેવા હોયછે, કેટલાક થોડા ધર્માત્મા હોયછે, તે

૧ એટલે કહાવિને એકવીશ નરક છે તે દરેકની અહેકી જાતિના એક લાખ દરો એવા ચાર વર્ગના ચોરાશી લક્ષ અવતાર લખેછે

અશુદ્ધ દેવમાં રેહેછે, જેવા કે શિવના ગણ, યક્ષ, ભૈરવ, વૈતાળ, ભૂત[૨]. જે સ્ત્રી ઓછી ધર્માત્મા હોયછે તે યક્ષણી, શાકિની, વગેરે થાય છે, અને દુર્ગા અથવા બીજી મેલી દેવીની સાથે રેહેછે. એ મલિન દેવ પૃથ્વીની ઉપર ભુવર લોક છે તેમા રેહેછે.[૩] ભુવર લોક ઉપર સ્વર્ગ લોક છે તેનું વધારે વર્ણન આ ઠેકાણે આપવાની અગત્ય છે.

"વિદ્યાના ચમત્કાર" Curiosity of Literature એવા નામના પુસ્તકના કર્તાએ, રાજાઓને દેખીના હમવા લાયક માનના પદની માદી આપી છે તેમા કંડિયાના રાજાનું "દેવ"નું પદ નોંધેલું છે જ્યારે મિ૦ ડી ઇ-ઝરાયલીને રાજાનો આવો કિતાબ તરેહવાર રીતનો લાગ્યો ત્યારે બેશક તેનો સાધારણ અર્થ તેના સમજવામા આવ્યો નથી, પણ દેવ એટલે પરમેશ્વર એવો અર્થ તે સમજ્યો છે

૨ હલમ પ્રકારના ભૂત વિષે આગળ લખ્યુ છે તે અને આ એક સમજવા નહિ

૩ જૂવો મનુ અધ્યાય ૨ પદ ૭૬ વળી જૂવો "હવાના રાજ્યનો રાજા" "આ જગતના અંધકારના રાજ્ય કર્તા" એફેસીઓને પાઉલનું ઈરીસ્રીયાનો પ્રતિ કથન અધ્યાય ૨ પદ ૨, તથા અધ્યાય ૬ પદ ૧૨ છેના વાકય ઉપર મિ વાલપિયે નીચે પ્રમાણે લખ્યુ છે --

"હવા અથવા સ્વર્ગની નીચેનુ આકાશ દુષ્ટ પિશાચોથી વસેલુ હતુ એવો ઈઝરાયલ લોકોનો તથા લૌકિક અભિપ્રાય હતો તે મિ મીડના અવલોકન પ્રમાણે એ ટપાને માન્ય રાખેલો છે અને ધર્મ પુસ્તકનો તેને આધાર મળેલો જણાયછે

મિલ્ટન પોતાનાં પારેડાઈસ લોસ્ટના ૧૦ મા પુસ્તકમા (૧૮૨, ૧૯૦) એ વિષે સૂચન કરેછે —

"આ ભવિષ્ય કથનમાથી એ પ્રમાણે નીકળ્યુ પછી બીજી ઈવ જે મેરી 'તેના પુત્ર ખ્રિસ્તે જ્યારે હવાના રાજ ગેબ્રાનને આસમાનમાથી વીજળીની પેઠે "પડતો જોયો ત્યારે તે સાચુ ઠર્યુ, પછી તેણે પોતાની ઘોરમાથી ઉઠીને તેનું 'રાજ અને સત્તા છીનાવી લઈને ઉઘાડી રીતે તેના ઉપર જીત મેળવી અને "સ્વર્ગારોહણ કરીને, જે ગેબ્રાને બીજઓ વગેરે લીધા હતા તેને તેના "બાંધી સુધ્ધા સુધી લઇ લીધેલા હવાના રાજ્યમાથી કેદ કરી લીધો, તેને 'તે વખતે આપણા પગની નીચે કચરી નાખશે'

દેવ એ શબ્દનો અર્થ સદા ઉપર પ્રમાણે થતો નથી. કડિયન રાજાઓ સિવાય, બીજા રાજાઓને એ શબ્દ લગાડેલો આપણા જોવામાં આવ્યોછે, તેમજ તેજ અર્થને મળતો Divus દિવસનો કિતાબ રોમન લોકોએ જુલિયસ અથવા અગસ્તસને લગાડેલો છે. વળી કુમારપાળ જેવા રાજાઓ જે પ્રજાને પ્રિય થઇ ગયા છે તેઓને પણ એવું પદ આપવાનામાં આવ્યુ છે, એટલુંજ નહિ પણ વળી, તેનો કૃતઘ્ની કમાનુયાયી જોર જુલમ ભરેલું રાજ્ય કરીને અપ્રિય થઈ ચાલતો થયો, તેને પણ બેદરકારપણે એવો કિતાબ આપવામાં આવેલોછે, તોપણ દેવ એ શબ્દનો અર્થ હિંદુના મનમાં સદા આવેછે, તે સાધારણ રીતે તો 'પૃથ્વીની ઉપરના કોઇ લોકનો રેહેવાશી. એવો છે, પણ વિશેષ ચોકસ રીતે તો સ્વર્ગના ગમે તે કોઈ રેહેવાશીને લાગુ પાડવામાં આવેછે.

મોક્ષને માટે શિવ કે વિષ્ણુની પ્રાર્થના કરવામાં આવેછે. આગળના સમયમા આ બન્ને દેવને એક બીજાની વિરૂદ્ધ ગણવામાં આવતા નહિ ચંદ બારોટ પોતાના રાસાના પ્રારભમાં કહેછે, "કવિયે હરિના ગુણ ગાયા છે તેજ પ્રમાણે તેણે હરના ગુણ ગાયા છે. જે માણસ ઈશ અને શ્યામને જૂદા કેહેછે તે નરકમાં જશે. સર્વના કરતાં (સ્વર્ગ કરતાં પણ) ઊંચ મહા મોક્ષ છે તેનો નારાયણની સાથે યોગ છે. જે માણસ મહેશ્વરની નિંદા કરશે, તે તેની પાસે જઇ શકશે નહિ."

પણ હાલમાં તો કોઇ પણ બન્નેની સંગાતે પ્રાર્થના કરતું નથી. તે તો એકને પકડી રેહેછે અને બીજાને તેનાથી ઉતરતો ગણેછે. આ પ્રમાણે વ્યવહારમાં જોતા કોઇ પણ હિંદુ દેવ એ શબ્દ ઈશ્વરના અર્થમાં એક કરતાં વિશેષ દેવને લગાડી શકતો નથી.

આમ છતાં પણ તેત્રીસ કરોડ દેવતા, હિંદુના શાસ્ત્રોમાં કહ્યા છે, તેઓ સ્વર્ગ એટલે જ્યાં ઇદ્ર રાજ્ય કરેછે ત્યાં ઠરાવેલી મુદત સુધી વસેછે—તેઓ દેવતાઓથી એટલા બધા દૂર છે કે જેઓ મુક્તિ પામીને તેમનાથી આગળનું પદ પામેછે, તેમની તેઓ અદેખાઈ* કરેછે. ઇંદ્રને અમર લોકોનો રાજા એવું પદ છે, તે માત્ર બલાત્કારેજ લાગું પડેછે. ગી-

* જુવો પ્રથમ ભાગમા ૧૨ મા પ્રકરણમાં બીજા ભીમદેવના વિષયમા સુથકુંઙૂપની ટીપ.

તામાં કેહેછે કે, "પુણ્ય કર્મોને લીધે તેઓ સુર રાજાના મેહેલમાં જાયછે, અને દેવતાના સરસ સ્વર્ગી પદાર્થનું ભક્ષણ કરેછે; જેઓએ આ સ્વર્ગનું ઉત્તમ સ્થાન ભોગવ્યું, પણ તેમનાં પુણ્યકર્મ જો થઇ રહ્યાં તો તે મૃત્યુ લોકમા પાછા આવેછે+ અને તેઓની ગણના એક કવિ "ક્ષણભંગુર વસ્તુઓ વિષે કેહેછે તેમાં થાયછે, તેઓની ખીલતી મગરૂરી એવી કરમાઇ જતી અને એવી અનિશ્ચિત છે કે થોડો કાળ તેના સ્વાદકરી જતા દાતરડાથી સત્વર કાપી નાંખેછે."

તેઓ નિરંતર સ્વર્ગમાં વાસ કરી રેહેતા નથી, તેમજ આ મૃત્યુ લોકમાં જન્મ પામવાથી અને એવા ચોરાશી લક્ષના ફેરામાથી બચી જતા નથી. તેઓનો સ્વર્ગમાં રેહેવાનો કાળ પૂરો થાયછે ત્યારે તેઓ પૃથ્વી ઉપર આવેછે અને તેમનું દેવ પદ પાછું મનુષ્ય પદથી હકાઇ જાય છે. આ

+ સર વિલિયમ જોનસના ગ્રંથના પુસ્તકના ૧૩ મા ભાગનું પૃષ્ઠ ૨૯૫
ગીતા, અધ્યાય ૯ મો શ્લોક ૨૦, ૨૧

त्रैविद्या मा सोमपाः पूतपापा
यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयंते
ते पुण्यमासद्य सुरेंद्रलोक
मश्नंतिदिव्यान्दिविदेव भोगान्
ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं
क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति
एवं त्रयी धर्ममनु प्रपन्ना
गतागत कामकामा लभंते.

ત્રણ વેદ જાણનારા, યજ્ઞથી માર પૂજન કરીને સોમપાન કરનારા, પાપ રહિત થયેલા સ્વર્ગની પ્રાપ્તિ માગે છે, તેઓ પુણ્યના ફળરૂપ સુરલોક એટલે સ્વર્ગ મેળવે છે, અને સ્વર્ગને વિષે દિવ્ય દેવભોગ ભોગવેછે તે વિશાળ સ્વર્ગલોક ભોગવીને પુણ્યનો ક્ષય થાય છે ત્યારે મનુષ્ય લોકમા પ્રવેશ કરેછે. એ પ્રમાણે ત્રણે વેદે પ્રતિપાદન કરેલા કામ્ય કર્મનો આશ્રય કરવાવાળા તથા દિવ્ય ભોગની કામનાવાળા આવાગમન કરેછે (સ્વર્ગમાથી પૃથ્વી ઉપર આવેછે અને પાછા જાયછે)

૨, અથવા આબુ ઉપર મરણ પામેછે તેને ઇન્દ્રના સ્વર્ગની પ્રાપ્તિ થાયછે+ પણ જેઓ માત્ર શ્રદ્ધાવાન્ હોયછે તેઓનેજ આવી આશા હાથ પડેછે. જે ઘાતકી, માછલાનો નાશ કરેછે તે નર્મદાને જુવેછે પણ તેની પવિત્રતા તેને નકામી છે. બ્રાહ્મણોને જે વર્ષાસન આપેછે તે પોતાનાં માબાપને સ્વર્ગે લઇ જાયછે, એટલુંજ નહિ પણ તેમના પૂર્વજોને પણ લઇ જાયછે, જે બ્રાહ્મણને કન્યાદાન આપેછે તે પોતાના પિતૃપક્ષને તારેછે; વળી જે, વાવ, કુવો, તલાવ, વાડી, દેવમંદિર બંધાવેછે અથવા જીર્ણોદ્ધાર કરાવેછે તે અમરપુરીમાં જાયછે, અને બ્રાહ્મણને આંબા આપનાર અથવા નિલદાન કરનાર વિમાનમાં બેશીને સ્વર્ગમાં જાય-

---

"અને લશ્કરી સરદારોએ અમને ખાતરી કરી આપી છે કે આટોકાટ (કુરિ- "યાના રાજાની પદવિ) ના પવિત્ર ધર્મના મૂર્તિપૂજક રાજાઓએ ક્રિશ્ચન કેદિ- 'ઓને અતિશય કમકમાટ ઉપજે એવી રીતે દુઃખ દેવરાવ્યું છે, અને ઝારના જે "કુમારો ધર્મની લડાઈમા આ પ્રમાણે મરણ પામેછે તે જો પાપી થયા નહિ "હોય તો પાંશરા સ્વર્ગમાં જશે અને તેવા થયા હશે તો પોતાનાજ દેશમાં ફરીને પાછા જન્મ લેશે"

+ 'આ મોગોલ ધોરોની અતિ પ્રસિદ્ધ જગ્યા ચાનસી પરગણામાં પાંચ "બુરજના પ્રખ્યાત લામાના મઠ આગળ છે, ત્યાંની જગ્યા એવી પવિત્ર ગણા- "યછે કે જેઓને ત્યાં દાટવામાં આવે તેઓ નક્કી ઉત્તમ અવતાર પામે પ- "ર્વતના મધ્ય ભાગમાં કેટલાક યુગ સુધી બુધે, આ ઠેકાણે વાસ કર્યો હતો "તેથી આની ચમત્કારિક પવિત્રતા આવેલી ગણાયછે ટાકોરા વિષે આગળ "ક્યારનુંય લખવામાં આવેલું છે તે સન ૧૮૪૨ માં પોતાના માબાપના અસ્તિ "ત્યાં લઈ ગયો અને તેણે વર્ણન આપ્યું છે તે પ્રમાણે એક નળીના મ્હોના "જેવડા છિદ્રમાથી બુધને મ્હોઢામ્હોઢ જોવાનો લાભ તેને મળ્યો હતો પુર્વતની "માહે પલાંઠી વાળીને તે બેઠેલો છે, પોતે કાંઈ કરતો નથી અને તેની આસ- "પાસ સર્વે દેશના લામા તેની પ્રાર્થના કરતી સ્થિતિમાં વિટલાઇ વળેલાછે

"તારતરીના રસ્તાઓમાં મોંગોલ લોકો પોતાને ખભે તેમના સગાંના અસ્તિ "લઇને ચાલતા વારે વારે જોવામાં આવેછે અને સંઘ મળીને પાંચ બુરજને "ઠેકાણે પ્રવાસ કરીને સોનાને સાટે મોટા મૂલે જમીન વેચાથી લઈને તેના ઉપર "સમાધિસ્થાન ચણેછે. કેટલાકને તો આ પવિત્ર સ્થાને પોહોચવાને આખા વ- "ર્ષ લગી પ્રવાસ કરવો પડેછે અને અતિશય સંકટ વેઠવા પડેછે" Huc's Travels

છે અને તેને ચાર દ્રત ચામર કરેછે. જે શિવની કમળપૂજા કરેછે, અથવા ભૈરવજપ ખાય છે અને ગંગાના જળમાં ઝંપલાવેછે અથવા જળશાઇ કરેછે અથવા એવા બીજા પ્રકારનું હિંદુશાસ્ત્રમાં લખેલી પાવન કરનારી રીતે સ્વાર્પણ કરેછે, તે પણ સ્વર્ગમાં જાયછે. આવા પ્રકારના સ્વાર્પણમાં સતી થાયછે તે બહુ પ્રસિદ્ધ અને બહુ સાધારણ છે. જે સ્ત્રી પોતાના ધણીની સાથે બળી મરેછે તે તેની સાથે સ્વર્ગમાં રેહેછે; તે પોતાની અને પોતાના પૂર્વજોની સાતે પેહેડી તારેછે, કદાપિ તે જો તેઓનાં પાપ કર્મને લીધે તેઓને નરકની પ્રાપ્તિ થઇ હોય તોપણ તેઓ સ્વર્ગમાં જાયછે. બ્રહ્મપુરાણમાં લખ્યુંછે કે "જ્યારે ચિતા તૈયાર થતી હોય ત્યારે પતિવ્રતા અર્ધાંગનાને ઓનો શ્રેષ્ટ ધર્મ કહી સંભળાવવો, જે સ્ત્રી પતિવ્રતા અને નિષ્કલંકવાળી હોયછે તે પોતાના ધણીના મડદા સાથે "બળી મરેછે" અને ગરૂડપુરાણ કેહેછે કે, "જે સતી થાયછે તે તેત્રીશ કરોડ વર્ષ સુધી પોતાના ધણી સાથે સ્વર્ગનું સુખ નિરંતર ભોગવેછે, અને તે મુદત પૂરી થાયછે ત્યારે તે ઉત્તમ કુળમાં જન્મ પામીને તેજ પ્રિયતમ વેહેરે પરણેછે,

જ્યારે કોઇ મરી જાયછે ત્યારે કેટલેક પ્રસંગે તેની સ્ત્રી બીજી સ્ત્રી રોતી કૂટતી હોય તેના ભેગી બળવાને બદલે, થોડી વાર લગી બોલ્યા ચાલ્યા વિના શાન્ત બેશી રેહેછે પછી તરતજ આંખો ફેરવી દઇને ઘેલછાના ચાળા કરવા માંડેછે અને જય અંબા, જય રણછોડ, એમ કરતી બોલી ઉઠેછે. એટલે "તેને સત ચડ્યું" એમ કેહેવામા આવેછે. આ નવી દેવીના હાથના હિંગલોકના થાપા બારણાની સાખોએ કલ્યાણ થવાને સારૂ મરાવેછે પછી છોકરાને માથે હાથ મૂકાવેછે. તેનાં ઘરનાં અને સગાંવાહાલાં તેની પાસેથી આશીર્વાદ માગી લેછે અને હવે પછી શું બનવાનું છે તે પૂછેછે. તેના શત્રુ તેનો કોપ શમાવવાને કાલાવાલા કરેછે, અથવા શાપ દે નહિ એટલા માટે કપના સંતાઇ જાયછે. રાજા અને ઠાકોરો નાળિયેર લઇને તેની પાસે આવેછે; અને કુમારિકાના પોશાક પેહેરાવીને તેને ઘોડા ઉપર બેસારેછે; અને તે પછી વાજતે ગાજતે સાજન સહિત પોતાના ધણી સાથે બળી મરવાને જાયછે. તેણે કુમારિકાનો દબદબા ભરેલો પોશાક પેહેરેલો હોવછે અને જેમ પરણવા જતી હોય તેમ સાજન સહિત ગામ વચ્ચે થઇને જાયછે ગામના લોકો તેને પગે લાગેછે. તે કેહેછે કે

"ચાલો ઉતાવળ કરો મારે મારા ધણીનું છેટું પડશે, મારો ધણી વાર "થવાથી કોપશે." તે પોતાના ધણીને ચિતાદ્વારે ભેટવા આતુર થઇ રહી હોયછે, અને આખે રસ્તે, જય અંબા! જય રણછોડ! કરતીજ રેહેછે. જ્યારે તે ગામને દરવાજે જઇ પોહોંચે છે ત્યારે ત્યાં ત્યાં હિંગળોકના થાપા મારેછે.

સતીની ચિતા ઘણીજ મ્હોટી કરેલી હોયછે, બારે ગાડાનાં પયડાં ખડકી દેવામાં આવ્યાં હોયછે, તેની સાથે સતીને જકડીને બાંધવામાં આવેછે, અથવા કોઇ વાર તો લાકડાંની મઢી કરવામાં આવેછે. ને પછી તેના ઉપર સળગી ઉઠેછે તેમાં તે પોતાના ધણીનું માથું પોતાના ખોળામાં મૂકીને બેસેછે અને મરણ ભાગી જરા પણ ડરયાવિના પોતાને હાથે ચિતા સળગાવેછે. સતીની ચીસ સાંભળવામાં આવે તો તે ઘણું ખોટું ગણાયછે; તેથી જેવી ચિતા લાગવા માંડેછે એટલે સર્વ જય અંબા,! જય રણછોડ! ના પોકાર કરી મૂકેછે અને રણસિંગાં અને ઢોલનગારાંના બેહેર પાડી મૂકતા બારે અવાજ સર્વ બળી જતા સુધી થયાં કરેછે.

આવા ભયંકર દેખાવ આગળ થતા હતા પણ હવે તે બહુ જોવામાં આવતા નથી. તોપણ કોઈ કોઇવાર તે બનેછે.* રજપૂત લોકોમાંજ માત્ર આ કામ જોરાવરીથી કરાવામાં આવતું; હિંદુની કેટલીક નાતોમાં, જેમકે દાખલાને માટે નાગર બ્રાહ્મણોમાં એવો બનાવ બિલકુલ બનેલો હોનો નથી.

જે જગ્યા આગળથી મૃત્યુલોકનાં માનવી સ્વર્ગમાં ગયેલાં તે જગ્યાઓએ ગૂજરાતમાં ઓધાણ રહેલાં છે તેમાં કેટલાક તો પાળિયા હોયછે અને તેને સિંદૂર લગાવેલું હોયછે. અથવા અમે આગળ વર્ણન કર્યુછે એવા દગલા કરેલા હોયછે, પણ ઘણ કરીને ઓરડિયાં વધારે જેવામાં આવેછે તે કોઇ ઠેકાણે એકલાંજ હોયછે અને ઘણે ઠેકાણે તો ન્હાની મ્હોટી છત્રિયો ચણાવેલી હોયછે. પાળિયા બેસારેલા હોયછે તે પથ્થરની છાટ ઉપર મરનાર શૂર પુરૂષની મૂર્ત્તિ કોરેલી હોયછે, તેને ઘોડે બેસારેલો હોયછે, અથવા રથ ખેડતો હાંકાડેલો હોયછે, અથવા મરણની વેળાએ જેવી

* સન ૧૮૫૩ ના આક્ટોબર મહિનાની પેહેલી તારીખે ગાયકવાડના તાબાના કડી પરગણાના ચાંસવા ગામના વાઘેલા સાહેબની સ્ત્રી સતી થઈ હતી

તેની સ્થિતિ હોય તે પ્રમાણે કાઢાડેલો હોયછે. સતીના પાળિયા ઉપર સૌભાગ્યવતીના પંજાની નિશાની કાઢાડેલી હોયછે. છાતીમાં કે ગળામાં કટાર ઓશેલો આકાર કાઢાડેલો હોય તો ત્યાં આગળ ભારે ત્રાગું કરેલું જણાઈ આવેછે. પાળિયાની નીચે મરનારનું નામ તથા મરણ તિથિ અને બીજી તેને લગતી હકિકત કોરવામાં આવેછે, આવા ઘણા પાળિયા તળાવની ચોગરદમ બેસારેલા કે ગામના દરવાજાની પાસે જથાબંધ જોવામાં આવેછે. દરેક પાળિયાની પૂજા, મરનારનાં સગાં, તેના સંવત્સરિયે કે કોઈ એવાજ બીજા પ્રસંગે કરેછે; અને તેના કુટુંબમાં કોઈનું લગ્ન થાયછે ત્યારે વરકન્યા તેને પગે લાગવાને જાયછે.

કેટલાંક આવાં સ્થાન બહુ પવિત્ર થઈ પડેછે. જો કોઈ માણસ કાંઈ ધારેલા વિચારમાં ફળદ્રુપ થાયછે તો તે જગ્યાએ બ્રાહ્મણ જમાડેછે અથવા ત્યાં દેરૂં બંધાવેછે. એટલે તે દેવનો પ્રતાપ વધેછે અને પછી સર્વે તેને માનેછે.

આગળ આપણા જોવામા આવ્યું છે કે, દેવી બહુચરાજીનું દેરૂ, એક ચારણની સ્ત્રીના મરણની એંધાણી રાખવા પાળિયો ઉભો કરેલો તે સ્થાને બાંધવામાં આવ્યું છે. બીજું એક ઘણું પૂજાયછે એવું દેરૂં કચ્છના રણમાં હળવદથી આડેસર જતાં રસ્તામાં છે, તે વરણાજી પરમાર કરીને એક રજપૂત ઠાકોર, પોતાના ગામનાં ઢોર કોળિયોનુ ધાડું વાળી ગયું હતુ, તેની પાછવાડે પડતાં, પોતે તરતનો પરણેલો તે કેસરિયા વાગા સહિત મરાયો હતો, તેનું છે. જેઓને દેવતાપણું પ્રાપ્ત થયેલું એવા હલ્વણાંના બનાવોમાં સદુબા ભાટણનો વૃત્તાન્ત જાણવા જેવો જાણીને અત્રે લખિયેછિયે.

અસાઈની જીતમાં નેપોલિયનની સત્તા નરમ કરી નાંખવામાં આવી સારપછીના વર્ષમાં અહંમદના નગરમાં પેશવા અને ગાયકવાડ બન્નેની સત્તા ચાલતી હતી; અને તેઓની કચેરિયો ભદ્રમાં અને હવેલીમાં હતી. આવા સમયમાં કેટલાક નઠારા લોક જે ચાડિયાને નામે પ્રસિદ્ધ હતા તેઓ ચાડિયો ખાવાનો ધંધો ચલાવતા હતા. ચાડિયાઓથી સરકારના ખજાનામાં પૈસો આવતો હતો, અને તે વેળાની સરકારને માત્ર એકજ વિચાર હતો, કે ગમે તેમ કરીને પણ પૈસો વધારવો, તેથી જેનાથી જેટલો પૈસો સરકારને મળતો હતો તેના પ્રમાણમાં તે તેટલો માનીતો થઇ પડતો. પૈસા લૂંટવાનો સાધારણ રસ્તો ચાડિયાઓએ શોધી કાઢાડયો હતો કે "આબરૂ-

બીજા ગાયો ચેરતા રેહેછે. તે મનુષ્ય ગુજારેછે, અને તેમના લેખ લખેછે. વૈકુંઠ એ વિષ્ણુનું સ્થાન છે—જે તેણે રામાવતાર ધારણ કરવા છોડયું હતું ત્યાં, જગત્‌નો રક્ષણ કરનાર બેસેછે, અર્ધાંગે લક્ષ્મી છે અને હનુમાન, ગરૂડ અને બીજા બધા પુરાણમાં લખેલા દેવતા તેની આસપાસ રેહેછે. ધ્રુવ જે ઉત્તર નક્ષત્ર છે તે દ્વારપાળ છે. કૈલાસમાં શિવ રેહેછે, ગહન દુર્ગા તેને અર્ધાંગે છે અને પ્રલયના અક્ષય કામની કસોટી કરયાં કરેછે. તેની આગળ તેના જેવી વિભૂતિ ધારણ કરેલી અને જટાઓ બાંધી લીધેલી એવા ગણપતિ અને ભૂતાદિ ગણ નાચ કરીને નિરાશી દેવને પ્રસન્ન કરેછે

જ્યારે ચાર યુગ—સત્ય, દ્વાપર, ત્રેતા, અને કલિ, ૭૧ વાર થઈ રેહેશે ત્યારે ઇન્દ્રના રાજ્યની અવધિ આવશે, અને સ્વર્ગમાં બીજાનાં રાજ્ય ચાલશે જ્યારે ચૌદ ઇન્દ્ર રાજ્ય કરી રેહેશે ત્યારે બ્રહ્માનો એક દિવસ પૂરો થશે અને જેમ રાત્ર પડતી જશે તેમ સ્વર્ગ, મૃત્યુ, અને પાતાળનો નાશ થશે અને સવારમાં પાછા ફરીને દેખાશે. જ્યારે તેનાં સો વર્ષ થશે ત્યારે મહાપ્રલય થશે એટલે આખા બ્રહ્માન્ડનો નાશ થશે.

આ ભયંકર તોફાનનો ધૂમાડો જેવો શમી જાયછે એટલે, હિંદુની કલ્પના તેની પાર, જેનામાં તેનો વિશ્વાસ ચોંટી રહેલો એવા પરમેશ્વર જેમાં બિરાજેલા એવું સ્વર્ગ પ્રગટ થતું જુવેછે. વૈષ્ણવ ગૌલોક દેખેછે અને તેમાં ચાર હસ્તવાળા વિષ્ણુને નિરંતર રાજ્યકર્તા જુવેછે. ત્યાંથી શ્રીકૃષ્ણ પૃથ્વી ઉપર આવ્યા, અને તેના ભક્ત, વ્રજના ગોવાળ અને ગોવાલણીને રૂપે, વ્રન્દાવનના ચોકમાં સદા નાચ કરવાને હવે એકઠા થયાછે. પ્રલય કરનાર દેવના ભક્ત અતિશય ઉંચાઇના હિમાલયના શિખર ઉપર અક્ષય શાન્તિ રૂપે મહા કૈલાસનો વિશ્રામ ભોગવેછે, ત્યાં મનુષ્ય પ્રાણીના જીવતરનું દુઃખદાયક અને વારંવાર થતું જન્મ મરણનું બંધન, જે અહિંયાં ક્ષણિક લાગેછે, તેથી મુક્ત રેહેછે, અને જેમ ચંદ્રનું પ્રતિબિંબ પાણીની ચંચલ સપાટી ઉપર દેખા દઇને આકાશમાં એકાએક જતું રેહેછે, અને પરપોટા જેમ પળમાં થાયછે અને પળમાં દરિયામાં શમાઇ જાયછે. તેમ, તેનો આત્મા પરબ્રહ્મમાં ભળી જઇને શાન્તિ પામવાનો છે

———

# सूचीपत्र.

અણહિલપુર, ઈ૦ ચાલુ.
૨૪૪; પેહેલા ભીમનો કુંવર ક્ષેમરાજ; તેનો પુત્ર દેવપ્રસાદ, તેનો પુત્ર ત્રી ભુવનપાલ, અને તેનો પુત્ર કુમારપાળ તેની પછવાડે ગાદિયે બેસેછે, પૃ. ૧૨૧–૧૪૩–૨૫૦.

૭ કુમારપાળ સન ૧૧૪૩ થી ૧૧૭૪ સુધી રાજ્ય કરેછે, પૃ. ૨૫૦–૩૦૮ તેને સિદ્ધરાજથી ઉપદ્રવ થાયછે, પૃ. ૨૪૬–૨૪૮; તે ગાદિયે બેસેછે; તેના સાંમું થયેલું તરકટ નિષ્ફળ જાયછે; અને કાન્હડદેવને તે મારી નાંખેછે, પૃ. ૨૫૦–૨૫૨; નાગોરના રાજા આના, અને માળવાના રાજા વલ્લાલ સાથે તેની લડાઈ, પૃ ૨૫૨–૨૬૪; કોંકણના રાજા મલ્લિકાર્જુન સાથે તેની લડાઈ, પૃ ૨૬૫–૨૬૬; હેમાચાર્ય, પૃ. ૨૬૬–૨૬૯; સોમનાથના દેરાનો જીર્ણોદ્ધાર. પૃ ૨૬૯–૨૭૮. કુમારપાળનું જૈનધર્મમા જવું, પૃ. ૨૭૮–૨૮૦; સોરઠ ઉપર ચડાઈ, પૃ. ૨૮૪–૨૮૬; સામ્ભર ઉપર ચડાઈ, પૃ ૨૮૮–૨૮૯; પૂર્વ ભણીના હલ્લાની ધાસ્તી પૃ ૨૮૯–૨૯૦. વાઘેલાની ચડતી, પૃ ૨૯૦–૨૯૩ કુમારપાળના છેલ્લા દિવસ, પૃ ૨૯૧–૩૦૮.

કુમારપાળના મહીપાળ, અને કીર્તિપાળ એવા બે ભાઈ અને બે બેહેનો પૃ. ૨૪૬ તે નિઃસંતાન મરણ પામેછે, કુમારપાળ વિષે વિશેષ વૃત્તાન્ત. પૃ ૩૦૦–૩૦૮. તેની પછવાડે તેના ભાઈનો કુંવર અજયપાળ ગાદિયે બેસેછે.

અણહિલપુર; ઈ૦ ચાલુ
૮ અજયપાળ સન ૧૧૭૪ થી ૧૧૭૭ સુધી રાજ્ય કરેછે, પૃ ૩૦૮–૩૧૨ તેની પછવાડે તેનો કુંવર ગાદિયે બેસેછે,

૯ બીજો મૂળરાજ સન ૧૧૭૭ થી ૧૧૭૯, સુધી રાજ્ય કરેછે, પૃ ૩૧૩ અને તેનાપછી તેનો કાકો, અજયપાળનો ન્હાનો ભાઈ,

૧૦ બીજો ભીમદેવ ગાદિયે બેસેછે, અને તે સન ૧૧૭૯ થી ૧૨૧૫ સુધી રાજ્ય કરેછે, પૃ. ૩૨૨–૩૫૭ સન ૧૧૭૮ મા, જેવામાં તેનો સત્રીજો જીવતો હતો તેવામા, તે શાહાબુદીન ગોરીને હરાવેછે, પૃ ૩૧૬–૩૨૦; તેના ગાદિયે બેસવા ઉપર માળવાનો રાજા સોહડદેવ તેના ઉપરચડાઈ કરવાની ધાસ્તી બતાવેછે, અને છેવટે સોહડનો દીકરો અર્જુનદેવ ચડાઈ કરેછે, પૃ ૩૨૧–૩૨૩; અજમેરના રાજા સોમેશ્વર ચોહાણ સાથે તથા તેના કુંવર પૃથ્વીરાજ સાથેની લડાઈ, રજપુતસ્થાનના કવિ ચંદબારોટના વર્ણવ્યા પ્રમાણે પૃ ૩૨૪–૩૫૩, મહમદગોરી હિંદુસ્થાન ઉપર ચડાઈ કરેછે, પૃથ્વીરાજ ચોહાણ અને કનોજના જ્યચંદનો નાશ કરેછે, પૃ. ૩૫૩–૩૫૪; તેનો સરદાર કુતબુદીન ગુજરાત ઉપર હલ્લો કરેછે ભીમદેવને હરાવેછે, અને અણહિલપુર લેછે સન ૧૧૯૪ પૃ ૩૫૫; પરિણામે જાકુબેર કબજે રહેતો નથી ૩૫૬ કુતબુદીન આબુના પરમારોને હરાવીને ફરીને સન ૧૧૯૬ મા અણહિલપુર૦ લેછે; બીજો ભીમદેવ સન ૧૨૧૫*

*પ્રબંધચિંતામણી અને રત્નમાળાના આધાર ઉપરથી બીજા ભીમદેવના રાજ્યની સમાપ્તિ અમે સન ૧૨૧૫ મા મણી છે પણ આબુનો એક લેખ જે સન. ૧૨૩૧ નોછે અને જેનું મિ. વિલસને ભાષાન્તર કર્યું છે તે ઉપરથી ભીમદેવ

તે સાલમા મહારાજાધિરાજ” હતો એમ નીકળેછે (જૂવો ભાગ ૧ લો પૃ ૪૦૬) આ લેખ પરિપૂર્ણ આપ્યો નથી અને મિ વિલસનના કેહેવામા કાંઈ ફેર હોય કેમકે જે અડચણ અથવા કઠાણ વિષે અમે સૂચવિયે છિયે તે તે સમયે તેના વિચારમા આવેલી નહિ એનીજ સાથે એક અંક ૧૮ ના લેખમા તેના કોતરાવનારા વસ્તુપાલ અને તેજપાલ વીરધવલના હૈયાતપણા વિષે લખેછે, અને તેઓનું તેની નીચે અનુવર્તન છતા ભીમદેવ વિષે તેઓ કશું બોલતા નથી બીજા ભીમદેવના રાજ્યના છેલ્લા ભાગના કમભંગ વિષે વિચારવામા આવેછે ત્યારે તેની સત્તા બંધ થવાની વેળા બિનવાંધે નક્કી ઠરાવી શકાય એમ નથી

આ વિષે વધારે ખુલાસા માટે જુવો અમારી ટીપ પૃ ૩૨૨–૨૩ ભ ર્ ભ.

ગોહિલનું સાંધણ.

બીજી છતો ફરી લીધા પછી ગોઘા અને પીરમબેટ લેછે, પૃ ૫૬૩–૫૬૬ તેના ઉપર મહમદ તઘલખ ચડાઈ કરેછે અને તેને કતલ કરેછે, પૃ ૫૬૬–૫૬૮, તે પોતાની પછવાડે ત્રણ કુંવર મૂકેછે.

૧ ડુંગરજી.
૨ સમરસિંહજી, "રાજપીપળા" ના મથાળા નીચે જુવો
૩ ગોહમાલજી નિ સતાન મરણ પામેછે એના પછી એનો કુંવર

ડુંગરજી ગાદિયે બેસેછે, તે પીરમ છોડીને ગોઘામાં આવીને વસેછે પૃ ૬૩૪ તેના પછી તેનો પુત્ર

વિજેજી ગાદિયે બેસેછે પૃ ૬૩૪–૩૫ તે પોતાની પછવાડે ત્રણ કુંવર મુકેછે

૧ કાનજી.
૨ રામજી
૩ ફુકોજી.

તેના પછી તેનો કુંવર

કાનજી ગાદિયે બેસેછે, પૃ. ૬૩૪–૩૫ તે પોતાની પછવાડે બે કુવર મુકેછે

૧ સારંગજી.
૨ ગેમલજી

તેની પછવાડે તેનો કુવર

સારંગજી તેનો કમાનુયાયી થાયછે, તે તેના પિતાના મરણાવસરે ન્હાનો હતો, પૃ. ૬૩૫, તેની ગાદી તેનો કાકો રામજી છીનાવી લેછે અને તેને મુસલમાનોને ઓળમાં આપેછે કિ૦, તે ત્યાંથી છુટીને ગોસાઈના મુકામા મળી જાયછે, તેને ગોસાઈ ડુંગરપુર તાલેકો પૃ ૬૩૫, તેને રાવળના લશ્કરી મદદ મળેછે અને

ગોહિલનું સાંધણ

પોતાનો હક પાછો મેળવી લેછે પૃ. ૬૩૫–૩૬; તે રાવળનું પદ ધારણ કરેછે પૃ. ૬૩૫; તેના પછી તેનો કુંવર શિવદાસ ગાદિયે બેસેછે પૃ. ૭૧૨; તેના પછી તેનો કુંવર

જેતાજી ગાદિયે બેસેછે કિ૦, તેને બે કુંવર થાયછે

૧ રામદાસ.
૨ ગંગાદાસ, તેને ચમારડી ગામ મળેછે પૃ. ૭૧૨.

રામદાસ કાશિયે યાત્રા કરવા જાયછે અને પાછા વળતા મુસલમાનોની સામે ચિતોડનું રક્ષણ કરતા મારયો જાયછે પૃ ૭૧૨, તે પોતાની પછવાડે ત્રણ કુવર મુકેછે.

૧ સંતોજી
૨ સારંગજીને અધેવાડુ મળેછે. પૃ ૭૧૩.
૩ ભીમજીને ટાણા મળેછે, કિ૦

સંતાજી ચાર કુવર મુકીને મરણ પામેછે કિ૦

૧ વીસોજી.
૨ દેવોજી, તેને પઢગામ મળેછે, અને તે દેવાણી ગોહિલનો સ્થાપનાર થાયછે. પૃ. ૭૧૩–૧૪
૩ વીરોજી, તેને અવાણિયા ગામ મળેછે, અને તે વાળાણિયા ગોહિલનો સ્થાપનાર થાય છે આવું નામ તેના કુંવર વાળાના નામ ઉપરથી પડેછે, તેમના તાબામાં ખોખરા, આમચી અને કનાડ છે પૃ ૭૧૪.
૪ માંડોજી, તેને નવાણિયા ગામ મળેછે

વીસોજી પોતાના પિતાનો કમાનુયાયી થાયછે પૃ ૭૧૩, તે સિહોરનો પ-